૪૬૩૮

રાજબાઈ ટાવરપરના શોકકારક
બનાવનો નૉવેલ રૂપી
સંગ્રહ.

# પીરોજા * બાનુ ચરિત્ર.

ભાગ ૧ લો.

છબીઓ સાથે.

કીંમત રૂ. ૧ એક.

પ્રસિદ્ધ કર્તા.

મંચ્છાશંકર જયશંકર દવે.

૪૮૩૮

# પીરોજા * બચુ ચરિત્ર.

રાજાબાઇ ટાવર ઉપર બે પાર્સી બાનુઓપર
ગુજરેલા શોકકારક અને સીતમ ભરેલા
બનાવનો નૉવેલ રૂપી સંગ્રહ.

## ભાગ ૧ લો.

પ્રસિદ્ધ કર્ત્તા,
મંચ્છાશંકર જયશંકર દવે.

મુંબઈ.
"નિર્ણયસાગર" છાપખાનામાં છાપ્યું.

સંવત્ ૧૯૪૮ સને ૧૮૯૧.

કિંમત રૂ ૧) એક—ટપાલ ખર્ચ બે આના.

# પ્રસ્તાવના.

આ પુસ્તકના સંબંધ મેળવવાસારૂ ૧૨ પ્રકરણો મનકલ્પના અને ખરી બીના ઉપરથી ઉપજાવી કહાડી તે પછીનાં ૨૬ પ્રકરણો કેરોનરની જુરી આગળ ચાલેલી તપાસના વૃત્તાંતનાં છે. આનો બીજો ભાગ થોડા દિવસમાં પ્રગટ કરવાની અભિલાષા છે. પરંતુ તેનો આધાર આ પ્રથમ ભાગને મળવાના ઉત્તેજન ઉપર છે.

## વાર્ત્તાવિષે ટૂંક વર્ણન.

આ ચરિત્રમાં **પીરોજા** અને **બચુનો** જન્મથી મર્ણસૂધીનો પ્રેમ, તેમના ઉપર આવનારા આફતની આગાહી; દરિયાપર ટાવર જોવા જવાવિષેની ગોફતેગો; લેવડ દેવડનો ચુકતો હિસાબ; કયાં જવું ? ટાવર જોવા, માસીને મળવા કે ભાષણ સાંભળવા ? તે વિષેનો તકરાર; ટાવરપર જવા પછી દુઃખકારક મોતમાં આવેલું છેવટ; તેથી શેહેરમાં મચી રહેલો ગભરાટ; પાયદસ્તની ગંભીરાઈ; પ્રજાએ બતાવેલો એકસરખો શોક; પોલિસની ધરપકડ અને ધાંધલ; તેણે બાંધેલો 'અકસ્માત મોત' નો અભિપ્રાય; તેનાથી જુદો પ્રજામત; વર્તમાનપત્રોએ દેખાડેલું સ્વતંત્ર જોસ; કેરોનરની જુરી આગળ ચાલેલી તપાસ અને તેનું છેવટ વગેરે બાબતો છે.

આ પુસ્તકની પ્રવૃત્તિ અને પ્રસિદ્ધિ થવામાં ભાઈ મનમોહનદાસ દયાળદાસ અને બીજા મિત્રોએ તન-મનથી સહાયતા આપી ઉપકારી કર્યા છે તે સંબંધીની નોંધ આ સ્થળે રાખવા અમને હર્ષ સાથે સંતોષ થાયછે.

સંવત્ ૧૯૪૮ કાર્ત્તિક શુદ ૧
તા. ૧ લી નવેંબર સન ૧૮૯૧.
ઠે૦ ભૂલેશ્વર, ૩ જો ભોઈવાડો
મારાજની વાડી.



પ્રસિદ્ધ કર્ત્તા,
**મચ્છાશંકર જયશંકર દવે.**

# સાંકળિયું.

૪૮૩૮



# પીરોજા-બચુ ચરિત્ર.

## ભાગ ૧ લો.



## પ્રકરણ ૧ લું.

### પ્રભાત.

પ્રાત:કાળ થયો છે. મેના પોપટ મધૂર સ્વરે ગાન કરી રહ્યાં છે; કાકાકુવો વચ્ચે ટહુકા પૂરે છે; મરઘો કુકડે કુક બોલી નિદ્રાવશ થયલા પ્રાણીમાત્રને આળસ તજી ઉદ્યોગે લાગવા સૂચન કરેછે; દેવાલયમાં ઘંટાનાદ થઇ રહ્યો છે; બાંગીઓ મસીદના મીનારા ઉપર ચડી, બે કાનમાં આંગળીઓ દાબી બાંગ પોકારી રહ્યા છે; પ્રેમળ દંપત્તિઓને સેય્યા ત્યાગવા[1] કાગડાઓ કઠોર અવાજે 'કાકા કાકા' કરી કંટાળો આપી રહ્યા છે; ભિક્ષુકજનો કંઈક મધૂર અને કંઈક કઠોર સ્વરે પ્રભાતિયાં લલકારી[2] ભક્તજનોને આનંદ આપી રહ્યા છે; સૂર્ય પોતાની ક્ષિતિજમાંથી[3] બહાર નિકળવા ડોકિયાં કરી રહ્યો છે; ચંદ્ર પોતાનું તેજ ત્યાગતો[4]

૧ છોડવા. ૨ રાગ કહાડી ગાવું તે. ૪ ઘરમાંથી. ૪ છોડતો.

આકાશમાં સંતાતો જાય છે; ભાવિક સ્ત્રી-પુરૂષો ભગવત ભજન કરતાં સ્નાન કરવા સમુદ્ર તરફ ધસ્યાં જાયછે; સમુદ્રના રમણીય[1] કિનારા ઉપર મંદ મંદ શીતળ[2] વાયુ વાયી રહ્યો છે; નહાનાં મોટાં પક્ષિયો આ ઝાડ પરથી આ ઝાડપર અને એક ડાંખળી ઉપરથી બીજી ડાંખળી ઉપર ઉડી, ચીં ચીં કરતાં પ્રાતઃકાળની શોભામાં વધારો કરી રહ્યાં છે; જરથોસ્તીઓ આમથી તેમ ડોલતા ખોદાની બંદગી કરી રહ્યા છે; સાંભળનારાઓને આ બંદગી એકસરખો ગણુગણાટ થતો ભાસે છે; કેટલાક ફક્કડ અને છેલાણી અંગ્રેજ, પાર્સિ, હિંદુ અને મુસલમાન યુવાનો હાથમાં નાજુક લાકડી ધુમાવતા સૃષ્ટિની શોભા અને સુંદરતા નિહાળતા ધીરે ધીરે ચાલ્યા જાય છે; કેટલાક વળી ઘોડા ઉપર સ્વારી કરી નિકળી પડયા છે; સુઘડ સ્ત્રીઓ પણ પોતાની શાણી સાહેલીઓ સાથે સુંદર વસ્ત્ર સજી જગત લીલાનો ઉપભોગ[3] મેળવવા આમથી તેમ ફરતી દેખાય છે; આમાં ઘણી ખરી પાર્સિ સ્ત્રીઓ નજરે પડેછે; અંગ્રેજ લેડીઓ[4] જુજ અહિં તહિં જણાયછે; ઘડિંમાં વિણામણુ સરખી હિંદુસ્ત્રી કોઈ કોઈ દૃષ્ટિએ પડેછે, પણ મુસલમાન સ્ત્રીનું તો દર્શન જ દુર્લભ[5] થઇ પડયું છે!

નગર તરફ નજર નાખિયે તો પતિવ્રતા[6] પ્રમદાઓ[7] આનંદ પામતી મ્હોં મલકાવતી, ફરી ફરી પતિ પ્રત્યે નિહાળતી[8] પ્રેમ કટાક્ષ[9] મારતી, સય્યાભુવન[10] છોડવા ખેદ પામતી, દુઃખ માનતી, રાત્ર મહોટી હોય તો કેવું રૂડું એમ ચિંતવન[11] કરતી, પેહેરેલાં વસ્ત્રો સરખાં કરતી, સયનભુવનમાંથી બહાર નિકળવા મંદ મંદ પગલાં ભરતી હતી; એવામાં સાસુજીએ સાદ કર્યો; વહુ દીકરા

---

૧ સારા દેખાવનો. ૨ થંડો. ૩ સુખ. ૪ સ્ત્રીઓ. ૫ મુશ્કેલ. ૬ ધણીથી કહ્યાગરી. ૭ સ્ત્રીઓ. ૮ જોતી. ૯ તીર. ૧૦ સુવાનો ઓરડો. ૧૧ વિચાર.

વહુ, ઉઠો પ્રાતઃકાળ થયો. આજે કેમ આમ મોડું થયું? શું તમારા શરીરને આરામ નથી કે? રાત્રિએ નિદ્રા બરાબર નહીં આવી હોય? હા, આજે પરિતાપ[1] બહુજ હતો; વાયુનું તો નામજ નહિ! હું પણ સારી રાત આલોટ્યા કરતી હતી. માકણ તો ચટક ચટક કર્યાં જ કરે. આ ઉનાળાના દિવસ પ્રભુએ શું કામ કર્યા હશે વારૂ! વહુ ઉભી ઉભી આ સર્વ સાંભળતી હતી, તે હસતું વદન[2] કરી બોલી, સાસુ મા, આ સૃષ્ટિમાં[3] સરજનહારે[4] કશું પણ વૃથા[5] સર્જ્યું[6] જ નથી. પ્રભુની લીલા અપરંપાર[7] છે! તે સઘળી આપણાથી કળી[8] શકાય એમ નથી જ. જેમ જેમ આપણે ખુદાની ખુદરતની ખોજ કરતાં જઈશું, તેમ તેમ તેમાંથી નવી નવી ખુબીઓ જણાતી જશે. તે એટલી બધી કે, આપણી અક્કલ કહ્યું ન કરે! સાસુ મા, ગઈ કાલે મારા વાંચવામાં ખગોળશાસ્ત્ર[9] નામનું પુસ્તક આવ્યું; તે વાંચતાં મને એટલું બધું આશ્ચર્ય લાગ્યું કે આતે શી જગત્કર્તાની બલિહારી હશે. ચંદ્રલોક,[10] સૂર્યલોક[11], ગૃહો, ઉપગૃહો ને તારામંડળની શી શી રચના! તેનું ક્રમણ[12], તેની વ્યવસ્થા[13], એ સર્વ વાંચી હું તો જાણે ત્યાંજ ફરતી હઉંની, એમ ભાન ભૂલ ગઇ! સાસુ મા, ઘરનું સર્વ કાર્ય કરી રહ્યા પછી અને તમારા પનોતા પૂત્ર પાઠશાળામાં પધાર્યા પછી હું તમને વાંચી સંભળાવીશ. સાસુ બોલી, વહુ દીકરા બહુ આનંદની વાત. બબ્બે ઘડી મને પણ એવું સંભળાવો તો કેવું સારૂં! વારૂ ચાલો ચાની તૈયારી કરો; જુઓ ચાકરે દૂધ લીધું છે કે નહીં? નહિ લીધું હોય તો, લો આ કુંચી ને આ કબાટ ઉઘાડી પૈસા કહાડી આપો.

---

૧ ઉકળાટ. ૨ મ્હોં. ૩ દુનિયા. ૪ પેદાકરનાર. ૫ ફોકટ. ૬ પેદા કર્યું. ૭ બહુજ. ૮ જાણી. ૯ આકાશીવિદ્યા. ૧૦ ચંદ્રઉપરની વસ્તી. ૧૧ સૂર્યઉપરની વસ્તી. ૧૨ ચાલ. ૧૩ ગોઠવણ.

# પ્રકરણ ૨ જું.

## પીરોજા અને બચુ.

ઘડિયાલમાં ટક ટક કરી પાંચ વાગ્યા, એટલે પીરોજા જે બચુની પાસેનાજ પલંગ ઉપર પોઢી હતી તે બચુને ઢંઢોળી ઉઠાડવા લાગી. બચુ, વ્હાલી બચુ, ઉઠોની પાંચ વાગી ગયા. દરિયે ફરવા જતાં અને ફરી પાછાં વળતાં તડકો થશે, તો તડકે ફરવામાં પ્રયોજન શું? તે તો તંદુરસ્તી ઉપર માઠી અસર કરે.

પોતાની આંખ ચોળતી ચોળતી બચુ બોલી, પ્યારી પીરોજા, તમને તો બધી વાતમાં ધાંધલ અને ધરપચ! આ પ્રાતઃકાળમાં મંદ મંદ વાયુ વાયછે તેથી જાણે ઉંધ્યાં જ કરીએની, એમ મને તો થાયછે. વ્હાલી બેન, સાચું બોલો, ઉન્હાળામાં પાછલી રાતની ઉંઘ કેવી મિઠ્ઠી લાગેછે?

ખરૂં, પણ બચુ, વ્હેલાં ઉઠી, દરિયે જઈ, સદરો કસ્તી કરી, બે ઘડી ખોદાની બંદગીમાં ગાળી, મંદ મંદ વાયુની લેહેંકીમાં આફતાબના ઉગવા આગમજ આમ તેમ ફરતાં જે આનંદ થાય, તે તમારી મીઠ્ઠી અને મધૂરી નિદ્રા કરતાં હજાર દરજ્જે તંદુરસ્તીને વધારે લાભકારક છે, એમ શું તમે તે દિવસે 'તંદુરસ્તી જાળવવાનાં સાધનો' વિષેના ભાષણમાં નહિ સાંભળ્યું હતું? પીરોજાએ ઉત્તર વાળ્યો.

બચુ પલંગમાં બેઠી થઈ, માથાં બાંધણું ફરીથી બાંધતાં અને બીજાં કપડાં ઠીક ઠાક કરતાં બોલી, પીરોજા, તમે તો હવે દિવસે દિવસે બોલે બોલ અને અક્ષરે અક્ષર મને બાંધતાં દેખું! તમે તો હવે ખરેખર એક જબરદસ્ત જબાંદરાજ થઈ પડયાં છો!

તમે શું ઓછાં છો? પીરોજાએ હસીને જવાબ દીધો; તમેજ મને બધું શિખવ્યું છે. તમારાં મનથી તો તમે મારાં વ-

ખાણ કરો છો પણ એમાં તો આપોઆપ તમારાં પોતાનાંજ વખાણ થઈ જાયછે! જુઓ પેલી આયા આપણે માટે બે કપ[1] ભરી ચા લાવેછે. તમે જરા હાથ મોહું ધોઈ કસ્તી કરી લો તો ખોદાનું નામ લઈ તે પી જઇએ.

ચા પી, બેઉ જણાં કપડાં બદલવાં ઉઠયાં. સદરા ઉપર પેટી,[2] પેટી ઉપર પોલકા ફેશનનું[3] સાદું બંડિયાન, તેના ઉપર આઈસક્રિમિયા[4] રંગની સાડી પીરોજી રંગની ઈજાર, અને મોજા પેહેરી બૂટ ચડાવ્યાં. કબાટમાંથી રૂમાળ કહાડી તેના ઉપર જરા લવેંડર[5] નાખ્યો. આમ તૈયાર થઈ નણંદ ભોજાઈ દરિયે જવા નિકળ્યાં. માળિયા ઉપરથી નીચે ઉતરતાં સામેથી આવતાં માયજી દેખાયાં, તેમને યોગ્ય નમન[6] કરી, રજા માગતાં હોય એવી ઢબથી **પીરોજા ને બચુ** સામે ઉભાં. તેમનાં ઓવારણા લઈ, 'મરૂ, વ્હેલાં વ્હેલાં સિધાર જો.' કહી, ઉંબર બહાર ઓટલા ઉપર જતાં જોતાં ઉભા રહિ, મનમાં કહેવા લાગ્યાં કે આ કેવાં નિર્દોષ અને આનંદી બચ્ચાં છે. કલેશ અને કંકાસ શું તે તો એ જાણતીજ નથી. રીસ અને છણુકા કરવા એ તો જાણે શિખીજ નથી. શોક કે સંતાપ તો જેમના મનમાં છેજ નહિ. જ્યારે જોઇએ ત્યારે ખુશીમાં ને ખુશીમાં. એ એકબીજાને કેવી ચહાય છે! સાથે બેસવાં, સાથે ફરવાં, સાથે સુવાં, સાથે ઉઠવાં, સાથે ન્હાવાં, સાથે ખાવાં; એક બીજાને પલ પણ વિલાં મુકતાં નથી. પ્હેરવેશમાં પણ સાદાં અને સોજાં! પેલી છિછાંટિયા સુધરેલીઓનો જરા જેટલો પણ ઓળો એમના ઉપર પડ્યો નથી. ટચાકપણાની તો અસર સરખી થઈ નથી. બેઉ વચ્ચે સંપ તો એવો ધાડો બંધાયો છે કે અજાણ્યા તો જાણે કે એક માની બે

---

૧ પ્યાલું. ૨ કાંચળીજેવું. ૩ બનાવટ. ૪ જામળી અને ફીકા ગુલાબીની મિલાવટ જેવો. ૫ સુગંધિવાળું પાણી. ૬ પગેલાગવા જેવું.

બેટીઓ હોય! અરે, એક માની બે બેટીઓમાં પણ એવો સંપ નહિ! તેઓમાંએ એકાદ દિવસ કજિયો કંકાસ થાય, પણ એ-મનામાં તો કોઇ દિવસે નહિ!

બડી આમદાદે ઉઠવું; હાથ, મ્હોં, પગ ધોવા; ખોદાની બંદગી કરવી; કસ્તી સદરો કરવાં; આવાં ઈજ્જદ જવું; દરરોજ આતશબેરામને સુખડ લોબાન ચડાવવું; એ અંગ્રેજી ભણેલી તો છે પણ સ્વધર્મ ઉપરની પ્રીતિમાં લેશ ઉણુપ[1] નહિ. આટલું બોલી ઘરમાં જઈ ખોદાની સવારની બદગી ભણાવાં બેઠાં.



## પ્રકરણ ૩ જું.

### આફતની આગાહી.

અરદેશર ઘડિયાલમાં છના ટકોરા થતાંજ ઝબકી જાગી પલંગમાં બેઠો બેઠો; સોલુ, અરે સોલુ, ભાઈ ઉઠોની, કેમ સુઈ રહ્યા છો? ૭ વાગી ગયા. આપણે રાત્રે અભ્યાસ કરી રહી પોઢયા ત્યારે તો ઠરાવ કર્યો હતો કે વ્હેલા વ્હેલા ઉઠવું અને પીરોજા તથા બચુના પ્હેલાં ચા પી દરિયે ફરવા જવું!

આટલું સાંભળતાંજ, સોરાબ, પલંગમાંથી છલંગ મારી, મોરી આગળ જઈ મ્હોડું ધોઈ, એદુની સામે આવી ઉભો અને બોલ્યો ચાલ ઉઠ એદુ, હજી પીરોજા અને બચુ પણ ઉંઘતાંજ હશે, તેમને ઉઠાડી ચા નાસ્તો કરિયે અને આજે દરિયે ફરવા જવાનું માંડી વાળિયે. જોની રાત્રે જ્યોમેત્રિ[2] અને કેમિસ્ત્રિ[3] વાંચવાની રહી ગઇ હતી, તે પાઠશાળામાં જતાં પ્હેલાં વાંચવાં જોઇએ.

આમ વાતચિત કરતા કરતા પીરોજા અને બચુના ઓરડા ભણી ગયા; માંહ્ય ડોકયું કરી જોયું તો પીરોજા કે બચુને દીઠાં

---

૧ ઓછાપણું. ૨ ભુમિતિ. ૩ રસાયણ શાસ્ત્ર.

નહીં. અહીંથી બેઉ જણ નીચે ઉતરી ભોંય તળિયે રસોડા તરફ જવા લાગ્યા, એટલે પાછળ ઓટલા ઉપરથી માતાજી આવ્યાં.

**માતાજી**—છોકરાઓ મ્હોડાં ધોઈ સદરો કસતી કર્યાં હોય તો, ચાલો ચા નાસ્તાનો વખત થયો છે. મરજી હોય તો અહિં બેસો, નહિં તો તમારા ઓરડામાં આયા સાથે મોકલું.

જેમ માયજીની મરજી. **એદુ** અને **સોલુ**એ જવાબ દીધો; આજ્ઞા હોય ત્યાં બેસીએ, માતાજી.

લો ચાલો ત્યારે હું પણ તમારી સાથે જ આજે તો ચા પીશ, માયજીએ પોતાની ઇચ્છા જણાવી; **પીરોજા** ને **બચુ** તો ચા પી, દરિયે ફરવા ગયાં છે ત્યારે હું એકલી ભૂતની માફક ચા કેમ પી શકું? બે બેઠાં હોઇએ ને જરા હસતાં બોલતાં પીજીએ તો મન વેરાય.

અમારા મોટાં નસીબ કે તમો અમારી સાથે આજે ઘણે દિવસે ચા પીવા બેસવાની મેહેરબાની કરોછો, **એદુ** અને **સોલુ** એકદમ બોલી ઉઠયા; ધન ઘડી અને ધન દહાડો આજે અમારો છે, **પીરોજા** અને **બચુ**નો ઉપકાર માનવો જોઇએ, કે તેઓ ચા પીને જલદી ગયાં તો તમે અમારી સાથે પીશો.

આયા, સઘળાં પ્યાલાં ઉપર લઈ જા, માયજીએ હુકમ કર્યો; હું પણ આજે ઉપર જ ચા પીવાની છું. **એદુ** શેઠના અભ્યાસ કરવાના ઓરડામાં પેલી નાની ગોળ ટીપાઇ[1] વચ્ચે ગોઠવી આજુ બાજુ ત્રણ ખુરસી મ્હેલ.

આજે મારા મનમાં કંઈ કંઈ થાયછે પણ મને તેની કશી સમજ પડતી નથી, માયજી ચા પીતાં પીતાં **એદુ** અને **સોરાબ**

---

૧ ત્રણ પાયાની ટેબલ-મેજ.

તરફ જોઈ બોલ્યાં; ચીતમાં તો જાણે ચીરાડો પડ્યો છે! કાન આગળ ભણુ ભણુ ભણુકારા વાગેછે, તે જાણે તમરા બોલતા હોયની એવો સાદ સંભળાયા કરેછે; આંખ આગળ ઓળા પડતા દેખાયા કરેછે; હાથ અને પગ તુટી પડતા જણાય છે; ડાબી આંખ પલકારા મારેછે; એ બધું શું હશે? મને વ્હેમ તો નથી પણ બૈરાંઓ કહેછે કે કાંઈ માઠું થવાનું હોય ત્યારે એવી એંધાણી આગળથીજ થવા લાગેછે; એ શું ખરૂં હશે?

માયજી એવા વ્હેમ ભરેલા વિચારો મનમાં આણવાજ નહિ, સોલુએ ધીરે રહી સમજ પાડી, અને એદુતરફ મ્હોડું કરી બોલ્યો, તેં જ્યારે મને 'સોલુ, અરે સોલુ' કરી બોલાવ્યો ત્યારે હું સ્વપ્ન જોતો હતો. જાણે આપણે ઇંગ્લાંડ બારિસ્ટરની પરિક્ષા આપવા જવા નિકળ્યા છિયે, આગબોટમાં બેઠા છિયે, આગબોટ ભર દરિયે પડી છે, એડનનું બંદર છોડી રાતા સમુદ્રમાં ભપકાભેર સુસવાટ સરખી સરરરરર કરતી સુએજ કેનૂલને[1] ભેટવા દોડતી ધસતી હોય તેમ ચાલી જાયછે; એવામાં ઉત્તર તરફથી એક મોટો વંટોળિયો ઝડપથી આવતો કેપટનની[2] નજરે પડેછે, જોતાંની સાથે તેના હાંજા ગગડી જાયછે, અને દુર્બીન માંડી તપાસ કરવા લાગેછે, જેમ જેમ તપાસ કરતો જાયછે અને વખત જતો જાયછે તેમ તેમ ભયંકર તોફાન નજરે પડેછે અને ધસારા બંધ પાસે આવતું માલમ પડેછે. કેપટને બરાબર અને ખાત્રીપૂર્વક તપાસ કરી, તે કરી રહ્યાં પછી તેની સઘળી ધીરજ ઉડી ગઈ અને તે ગભરાઈ ગયો, તેમ છતાં તેણે ઉડી ગયલી ધીરજ પાછી એકઠી કરી, સાવચેતીના ઉપાય તૈયાર કરી રાખવા નાના મોટા અમલદારોને એકઠા કરી બરાબર સમજણ

---

૧ ખાડી. ૨ આગબોટનો અમલદાર.

પાડી સૌને કામે લગાડી દીધા. તે ડેક ઉપરથી નીચે અને નીચેથી ડેક ઉપર, એમ આમ તેમ દોડા દોડી કરવા લાગ્યો. તે ફરીથી એક વાર દુર્બીન પકડી ધીરજથી તપાસવા લાગ્યો પણ તપાસ કરી રહ્યા પછી તો છેકજ ધીરજ છોડી દીધી. હવે ઉતારૂઓને અંધારામાં નહિ રાખવાનું કપટાને ઘટિત વિચાર્યું; તોફાન નજદીક આવવાના સમાચારથી સર્વેને જાણીતા કરી દીધા, અને સઘળી રીતે તૈયાર થઈ બેસવા સૂચના કરી. બચવાનો એકે ઉપાય નથી એમ સ્પષ્ટ કહી દીધું! આ સાંભળી સર્વેના અંતરમાં મોટી ફાળ પડી. સર્વે જણા એક ધ્યાનથી વિકાળ કાળના મ્હોંડામાં પેસવા ઈશ્વરસ્તવન કરવા લાગ્યા. તોફાન નજદીક આવતું જાયછે તેમ તેમ ખલાસીઓ આંફલા ફાંફલા થતા જાયછે, ધસતા જાયછે, દોડતા જાયછે, પડતા જાયછે, આખડતા જાયછે, ઉઠતા જાયછે, ઉઠી પાછા દોડેછે એમ જ્યાં ત્યાં ગભરાટ મચી રહ્યો છે, કપટાનનું મ્હોડું ફિક્કું પડી ગયું છે, અને નીચે ડેક ઉપર આવી સર્વે મુસાફરોને ઈશ્વર પ્રાર્થના કરવા તાકીદ કરેછે. ખ્રિસ્તિયો કેપટનની આજુબાજુ એકઠા થઈ ઘૂટણિયે પડી પ્રાર્થના કરવા લાગેછે, મુસલમાનો નિમાજ પડી ખોદાપાસે સર્વેને ઉગારવા બંદગી કરેછે, પાર્સિયો પોતાના ધર્મ પુસ્તકના ફરમાન પ્રમાણે બંદગી કરવા પડ્યા છે. એવામાં તોફાન લગભગ પાસે આવી પ્હોંચ્યું, સડ અને ડોલ તો આગળથી જ ઉતારી રાખ્યા હતા; કપટાને ઘંટડી વગાડી સર્વે મુસાફરો અને ખલાસીઓને જાગૃત કર્યા. તોફાનનો એક જબરદસ્ત ઝપાટો આવ્યો પણ ઈશ્વર કૃપાએ એ ઝપાટામાંથી તો બચ્યા! તરતજ તેવો જ એક બીજો ઝપાટો આવ્યો તેમાંથીએ બચ્યા, એટલે કપટાનને જરા ઉલટ આવી અને તેના મ્હોડા ઉપર ખુશીની સુરખી ચમકવા લાગી. કપટાને એક મ્હોટો પોકાર મારી કહ્યું 'આપણે અર્ધું તો-

ફાન પાસ કર્યું છે; હજી એકાદ ઝપાટો આવે એમ લાગેછે, માટે સર્વે ફરીથી ખોદાની બંદગી કરો, તે સર્વેને સહાય થશે.' કપટાનના મુખમાંથી આ બોલો નિકળતાંજ હિંદુ, મુસલમાન, પાર્સિ, અને ખ્રિસ્ત મુસાફરો તથા ખારવા અને અમલદારો સર્વે એકજ સ્થળે એકઠા થઇ ઘૂંટણિયે પડી બંદગી કરવા લાગ્યા! કપટાને બંદગીની સરૂઆત કરી, તે બરાબર ૧૦ મિનિટ ચાલી અને કપટાને આંખ ઉઘાડી ઉંચું જોયું તો તોફાન છેક પાસે આવી પ્હોંચેલું જાણ્યું; તરતજ સુકાનિને હુકમ કર્યો 'ડાબી બાજુ પકડો.' આમ બોલતાંજ કડડડ કરી અવાજ થયો અને બારકસ ભાંગ્યું. આજ વખતે ભાઈ, તારૂં બોલવું મારે કાને પડયું ને હું ઝબકી જાગ્યો.

સ્વપ્નાનું વર્ણન સાંભળતાં એદુ એટલું બધું તો ભાન ભુલી ગયો કે એક હાથમાં ચાનો પ્યાલો રહી ગયો છે, રકાબીમાં થોડી ચા ઠંડી થવા કહાડી છે, તે તેમજ પડી છે. બીજા હાથમાં અર્ધિ કરડેલી બિસ્કિટ છે અને અર્ધિ મ્હોડામાં ચાવ્યા વગરજ પડી રહી છે!

ખુર્સિ ઉપર બેઉ પગ ઉંચા લઈ, અને બે હાથ લમણે દઈ, બેઉ કોણીઓ ઘૂંટણ ઉપર ટેકવી ટગર ટગર જોતાં માયજી પણ ઠરી જ ગયાં છે!

બિસ્કિટ ચાવતાં અને ઉપરથી ચાનો ઘુંટડો પીતાં એદુ બોલ્યો, માયજી, મને પણ ગઈ રાતના એક સ્વપ્નું આવ્યું હતું તે એવું કે, હું ગ્રેજ્યુએટ એશોશિયેશનના વાર્ષિક ખાનામાંથી પરવારી ઘરતરફ આવવા નિકળ્યો, રસ્તામાં વિકટોરિયા[1] સોધી, પણ મળી નહિ, તેથી પગેજ ચાલવા માંડયું. આ વખતે એક

૧ એ નામની ઘોડાગાડી.

જુવાન અને અંગે જરા ભરાઉ ઘાટી મારી લગોલગ ચાલ્યો આવતો હતો, એવામાં એક બીજો ઘાટી પાસેની ગલીમાંથી ધ-સારા બંધ નિકળી આવ્યો અને મારી સાથે ચાલનારા પેલા ઘા-ટીની છાતીમાં એક એવો તો ઘા કર્યો કે તે તો ઓ મારે બોલી ત્યાંજ ધપ્પ દઈ પડ્યો! પેલો ખુની આટલું કરી ગલીમાંથી આવ્યો હતો તેજ ગલીમાં પાછો નાસી ભરાઈ ગયો! પણ હું જે પાસે ચાલતો હતો અને મારી સમક્ષ આ બન્યું તેથી હું તો એવો ગભરાઈ ગયો કે એક ડગ પણ આગળ ભરી શકયો નહિ! મને જરા શુદ્ધિ આવતાં જોયું તો પેલા ઘાટીનો જીવ ગળાં આ-ગળ આવી અટકયો હતો! હું તો તેની છાતીમાં ભોંકાયલું હ-થિયાર ખેંચી બહાર કહાડવા લાગ્યો, એટલામાં તો આમથી તેમથી પાંચ પચીશ લોકો એકઠાં થઈ ગયાં! પોલિસે આવી મ-નેજ ખૂન કરનાર ગણી પકડયો! મેં ઘણુંએ કહ્યું, સમજાવ્યું અને કરગરી કાલાવાલા કર્યા પણ સીપાઈ એકનો બે થયો નહિ! મને મુસ્કાટાટ બાંધ્યો અને રાતની રાત ચોકીમાં પૂરી મૂકયો! ધારા પ્રમાણેની જુરી ભરાઈ અને કોરોનરે મને ખુન કરનાર તરિકે જાહેર કર્યો! બીજે દિવસે દસ વાગતાં માજિસ્ટ્રેટની સન્મુખ મને ઉભો કરવામાં આવ્યો ત્યાં ઉપર ઉપરની તપાસ કરી; સેસન કોર્ટમાં વધૂ તપાસમાટે મારો કજિયો દાખલ કર્યો! સેસન કોર્ટ બેઠી, એક દયાળુ બારિસ્ટરે મારો બચાવ કર્યો પણ જ્યૂરિએ એક મતે મને અપરાધી ઠરાવ્યાથી જડજે ફાંસીનો હુકમ કર્યો; આટલું થતાંજ ઘડિયાલમાં છના ટકોરા વાગ્યા ને હું જાગ્યો!

આ ઉપરથી ત્યારે શું સમજવું? મારા બેટાઓ, માયજીએ પ્રશ્ન કર્યો, કાંઈ **આફતની આગાહી** તો નહિ હોય!

અરે માતાજી, ખોદા ખોદા કરો, બેઉ છોકરા બોલી ઉઠયા;

કરતા હરતા પરવરદેગાર છે. એમાંને એમાં ધ્યાન રાખ્યું હોય તો ઘેલાં થઈ જવાય! શાણા[1] તે કાંઈ સાચાં હોય!

આ પછી **અરદેશર** અને **શોરાબ** અભ્યાસ કરવા બેઠા અને ડોસાં ચાકર નફરને શું શું બજાર લાવવો તેની સૂચના કરવાને નીચે ઉતર્યાં.

---

## પ્રકરણ ૪ થું.

### દરિયા ઉપર ગોફ્તેગો.[2]

**પીરોજા** જે જરા ઝડપથી ચાલતી હતી તેને **બચુએ** કહ્યું, જોની **પીરોજા** આજે મારા પગ બરાબર ઉપડતા નથી અને જાણે આંટિયો આવ્યા કરેછે.

તમે સાડી બરાબર સાચવીને પ્હેરી નથી **પીરોજા**; જુઓ સાડીની આ બાજુની કોર ડાબા બૂટ નીચે દબાય છે, આ જમણી બાજુએ વળી બૂટથી ઉપર સાડી ઉંચે ખેંચાઈ ગઇ છે, પછી આંટિયા આવે એમાં નવાઈ શી?

આટલી વાત કરતાં તો **પીરોજા** અને **બચુ** પોતાના મ્હોલ્લાને નાકે આવી પહોંચ્યાં એટલે **સોના** જે પાસેના મ્હોલ્લામાં રહેતી હતી તે પણ તૈયાર થઈ નાકાંઉપર આવી પહોંચી. પોતાની શાણી સહિયરો **પીરોજા** અને **બચુ**ની રાહ જોતી ઉભી છે. તે તેમને આવતાં જોઈ બોલી, **પીરોજા** આજે જરા મોડું થયું ખરૂં! આજે જરા ઉંઘઈ ગયાં; **પીરોજા** બોલે તે પહેલાં **બચુએ** કહ્યું.

ચર્ચગેટના સ્ટેશન આગળ બેસી નિત્ય પ્રમાણે બંદગી

---

૧ ખ્વાબ, સ્વપ્નું. ૨ વાતો.

ભણી પછીથી **કોલાબા** તરફ ફરવા જઇશું **પીરોજાએ** પોતાનો વિચાર દર્શાવ્યો.

હા, હું તમારા વિચારને મળતી થાઉં છું, **સોનાએ પીરોજાની** દરખાસ્તને ટેકો આપ્યો અને બોલી; કેમ **બચુબાઇ** તમારો શો અભિપ્રાય છે?

નિત્ય આપણે **મરીન લાઇન** તરફ જઇએ છીએ તો આજે આપણે બેન **પીરોજબાઇ** કહેછે તે બાજુએ જઇએ તો સારૂં; **બચુ** પણ મળતી થઈ.

આ તરફ સમુદ્રની લ્હેર શીતળ અને બહુ મંદ મંદ આવેછે, જાણે આખ્ખો દહાડો લ્હેજત લેતાં પણ થાકિયે નહિ એમ લાગેછે, **સોનાએ** પોતાનો ઉદ્ગાર[1] જણાવ્યો.

પણ મને તો બહુ પરિતાપ લાગેછે, આજે અહિં હું આવી તો છું પણ મારા જીવને કશો કરાર વળતો નથી, બચુએ કહ્યું; મારૂં મન તો જાણે ઉથલે ઉથલે જાયછે અને સૃષ્ટિની લીલામાં કાંઈ એકદમ વિચિત્ર ફેરફાર નહિ થયો હોય એમ ભાસે છે. એ શું હશે?

મને પણ કશી સમજ પડતી નથી કે દરિયે આવ્યા પછી તો હમેશાં આપણા શરીરને શાંતતા વળતી હતી પણ આજે તો ઉરમાં ઉદ્વેગ થયાં કરેછે. વળી થાક એટલો બધો લાગ્યો છે કે અહિંજ બેસી જાઉં! મારૂં સઘળું શરીર ઢગલા જેવું થઈ ગયું છે! આ બધું શાથી થાયછે તેની કશી સમજ પડતી નથી! **પીરોજાએ** ઉમેર્યું.

---

૧ મનની ખુશી—અંતરનો આનંદ.

લો ચાલો ત્યારે આપણે ઘર તરફ પાછાં ફરિયે, **સોનાએ** સુચવ્યું; સૂર્યોદય થવા આવ્યો છે અને વધારે દૂર જઇશું તો પાછું વળતાં મોડું થશે.

તમો જો આવવા કબૂલ થાઓ તો આજે આપણે આ **રાજાબાઈ ટાવર** જોવા આવિયે; **પીરોજાએ** દરખાસ્ત મૂકી.

પણ બેન **પીરોજા,** માસીને ઘેરથી બે ત્રણ દિવસ થયાં રોજ તેડાં આવેછે ત્યાં કયારે જઈશું? **બચુએ** ધીરે રહી યાદ આપી; વળી આજે ભાષણમાં જવું છે; કેમ **સોનાબાઈ** બોલતાં નથી.

મારાથી તો આજે સહિયરોનો સાથ થઈ શકાશે નહિ કારણ મારે લગ્નમાં જવું છે, **સોનાએ** ખુલાસો કર્યો. તમારે જવું હોય તો જજો, વળી હું તો ટાવર જોઈ આવી છું, પણ બેનો આપણે આવતી કાલે જરા સકાળાં ફરવા જઇએ તો ઠીક માટે આજના જેટલું કાલે મોડું ના કરતાં.

ઘડીનો ભરોસો નહિ તો ચોવિશ કલાક કોણે દીઠા છે **સોના; પીરોજાએ** હસતાં હસતાં કહ્યું.

તમે એવું અવળું ના બોલો, **બચુએ** સમજ પાડી; જૂદાં પડતી વખતે એવું અવર[1] ના બોલાય!

આ પછી **પીરોજા** અને **બચુ, સોનાને** શેકહેંડ કરી નમી જીદાં પડયાં.



૧ અપશકુનવાળું.

# પ્રકરણ ૫ મું.

## હિસાબ ચૂકતો.

**પીરોજા** અને **બચુ** હજી આવ્યાં નહિ, માયજી આમથી તેમ ફરતાં ફરતાં મન સાથે બબડવા લાગ્યાં; આયા જરા આમ આવ. જા, જો, જોડેના મ્હોલ્લામાં આપણી **પીરોજા** ને બચુની સહિયર **સોના** રહેછે તેને ઘેર જઈ વાતે તો નથી વળગ્યાં! હોય તો બોલાવી લાવ. આટલું મોડું કોઈ પણ દિવસ થયું નથી. પણ આજે જરા મોડાં ગયાં હતાં, એટલામાં તો **પીરોજા** અને **બચુ**નો સાદ સંભળાયો, **બચુ** ધસારા બંધ ઓટલા ઉપર ચડી અને ઉંબર ઓળંગી ઘરમાં આવતાં તેને એક સજ્જડ ઠોક્કર વાગી, **પીરોજા** તે જ વખતે ઝડપથી દાદરે ચડતી હતી તે એક પગથિયું ચૂકી ગઈ. **બચુ**નો હાથ માયજીએ અને **પીરોજા**નો આયાએ પકડી પડતાં બચાવી લીધાં. બેઊ હસી પડી અને માળિયા ઉપર નાડી ગઈ.

**બચુબાઈ** નાસ્તાને માટે શું લાવું? આયાએ ઉપર આવી પૂછ્યું.

આયા નાસ્તાનો આરડર[1] લેવા આવી છે, માટે શું મંગાવિયે? **પીરોજા**ની **બચુ**એ સલાહ પૂછી.

પોતાનો ઘૂટણ પગથિયાં સાથે ઠોકરાયો હતો તે તપાસવામાં **પીરોજા** એટલી બધી રોકાઈ હતી કે **બચુ**એ શું પૂછ્યું તે સાંભળ્યું જ નહિ.

અહો! આ કેવું લિલું છમ ચકામું પડ્યું છે, **બચુ** **પીરોજા**નો ઘૂટણ તપાસતાં એકદમ બોલી ઉઠી; બેન **પીરોજા** સજ્જડ ટક્કર લાગી છે.

---

૧ હુકમ.

આયા, જા, ગરમ કરી દૂધ લાવ, માંહ બે એલાચી વાટીને નાંખજે, **પીરોજા**એ આયાને હુકમ કર્યો.

માયજી તો કેવેસ આફ બેલ ઇંડા[1] અને પાઉંના કાત્રી લેઈ જા, પણ મેં કહુસ પૂછી પછી લે જાઉંસ, આયાએ જણાવ્યું.

માયાજીને જઈ કહે કે આજે તો એકલું દૂધ જ પીવાની ઇચ્છા છે, **બચુ**એ ફરીથી આયાને કહ્યું.

આયાએ બે પ્યાલાં દૂધનાં લાવી મૂકયાં, **પીરોજા**ના હાથમાંથી પ્યાલું છટકી ગયું તે ભાંગ્યું અને દૂધ ઢોળાઈ ગયું. **પીરોજા** ઝંખવાઈ **બચુ** ભણી જોવા લાગી.

આજનો દિવસ પડ, આખડ, ભાંજ અને ફોડનો જ લાગે છે! બચુએ અજાયબી દેખાડી.

સંધો દૂધ જમીનપર ઢોળિયોસ, તુંએ જરા પીધો નથી છે, માયજીને કહી બીજો લાવીસ; આયાએ **પીરોજા** તરફ જોઈ કહ્યું.

ના હવે મારે પીવું નથી, માયજીને કાંઈ કહીશ નહિ; **પીરોજા**એ આયાને સમજાવી લીધી.

આ પછી **પીરોજા** 'મુંબઇસમાચાર' અને બચુ 'સ્ત્રીબોધ' લઈ વાંચવા બેઠી. બપોરનું જમી, સીવવા ભરવામાં અને વાંચવા લખવામાં સઘળો સમય નિકળી ગયો. બરાબર હઠી વાગતાં આયા ચા લાવી, **પીરોજા**એ **અરદેશર**ને ચા પીવા બોલાવ્યા અને સર્વે **બચુ** અને **પીરોજા**ના ઓરડામાં ચા પીવા બેઠાં.

હું તમારા દેવામાં છું; ચા પીતાં પીતાં **અરદેશર** ભણી જોઈ **બચુ** બોલી; એમ મારી સ્મર્ણપોથી[2] ઉપરથી જણાયછે, તે દિવસે તમારી પાસેથી એક રૂપિયો ઉછીનો લીધો હતો તે તમને યાદ તો હશે, આજે માયજીએ પગાર કર્યો છે માટે લો

---

૧ અર્ધે ઉકાળ્યાં. ૨ નોંધ.

આ તમારો રૂપિયો. ખીસ્સાંમાંથી કહાડી, **અરદેશર**ની સામે ટેબલ ઉપર મૂકયો. હવે 'હિસાબ ચૂકતો,' લો **પીરોજા** આ તમારી પાવલી; હવે મારી પાસે કોઇ કાંઈ માંગે નહિ.

અને તે દિવસે લીધેલી બે આની, ભૂલી ગયાં કે **પીરોજા**એ યાદ આપી.

હા, હા, પણ તે નોંધવામાં આવી નથી એટલે યાદ રહી નહિ, **બચુબાઇ**એ સ્મર્ણપોથીમાં જોઈ ખુલાસો કર્યો.

ચોખ્ખો હિસાબ, તમે નોંધો નહિ તો અમારા પૈસા જાય! લો જુઓ આ મારી નોંધપોથીમાં તમારે ખાતે ઉધાર છે. **પીરોજા**એ પોતાની ચોપડી **બચુ** આગળ ધરી.

લો બેન આ તમારી બે આની; ચાલો હવે 'હિસાબ ચુકતો' થયો? **બચુ**એ પૂછ્યું.

હા હવે ચૂકતો થયો, **પીરોજા**એ કહ્યું, અને **અરદેશર** તરફ ફરી જરા બોલી, ભાઈ તમે અમારો 'હિસાબ ચુકતો' કરો, તમે પણ તે દિવસે અર્ધો લીધો હતો.

તમે તો બધા રોકડિયા દેખાવ છો; ખીસામાંથી બે પાવલી કહાડતાં **અરદેશરે** કહ્યું; મને કાંઈ બરાબર સાંભરતું નથી અને તમારા લોકોની માફક મારી પાસે કાંઈ નોંધ નથી. આ લો બેન, એકનું સત અને એકનો પૈસો.

જોયું માયજી, ભાઈ કેવા જબરા છે, નોંધ રાખવી નહિ, યાદ રાખવું નહિ, ઉછીનું લેવું, અને તે પાછું આપતી વખતે સત, ધર્મ અને પૈસો, બહુ સારી વાત; **પીરોજા**એ ફરિયાદ કરી.

પણ હવે તમારો 'હિસાબ ચુકતો' થયો; **અરદેશરે** ઉમેર્યું.

ચા પી રહી **બચુ** અને **પીરોજા** બહાર જવાની તૈયારી કરવા

લાગ્યાં **અરદેશર** પોતાના ઓરડામાં ગયો અને માયજી એક સગાંને મળવા જવું હતું ત્યાં જવા નિકળ્યાં.

---

## પ્રકરણ ૬ ઠું.

### ટાવર, માસી, કે ભાષણ.

**બચુ**, આપણે પહેલે માસીને ઘેર જઇએ અને ત્યાંથી ભાષણમાં જઇશું; **પીરોજા** બોલી ઉઠી.

કેમ ત્યારે ટાવર જોવા નથી જવું? **બચુએ** યાદ દેવડાવ્યું; માસી તો સાંજ સૂધી ઉઠવા દેશે નહિ માટે ત્યાં જો જઇશું તો ભાષણ ને ટાવર બેઉને પડતાં મૂકવાં પડશે!

હા, બેન, એ વાત તો ખરી, ખીસ્સામાંથી ઘડિયાલ કહાડી જોતાં **પીરોજા** બોલી, જુઓ **બચુ** ત્રણને ઉપર ચાર મિનિટ થઈ છે. ભાષણ સાડેચારે છે, માટે ચાલો પ્રથમ ટાવર જોવા જઇએ. આપણે કોઈ દિવસ ટાવર જોયો નથી તે જોઈ પછી ત્યાંથી બ્હારોબ્હાર ભાષણમાં જઇશું.

પણ આપણે ઘેરથી નિકળ્યાં ત્યારે તો માસી અને ભાષણનો ઠરાવ હતો તે? બચુએ વાત ઉલટાવી.

હા, ને કાલે **સુના** સાથે 'ટાવર' જોવા જવાની વાત કરી હતી તે ભૂલી ગયાં? **પીરોજાએ** ગુચવણનો ખુલાસો કર્યો. હવણા તમેજ મને પૂછો છો, 'ટાવર જોવા આજ નથી જવું?' 'માસી સાંજ સૂધી ઉઠવા દેશે નહિ,' 'ભાષણ અને ટાવર બેઉને પડતાં મૂકવાં પડશે'. ઘડિકમાં આમ અને ઘડિકમાં તેમ, બોલો છો એ શું કહેવાય **બચુબાઈ**?

ના, ના, એ તો જે નક્કી થાય તે તરફ જઇએ, પણ આયા સાથે હોત તો ઠીક થાત. બચુએ શંકા[1] કરી.

માયજી ઘરમાં નથી, ઘરમાંથી નિકળતાં પહેલાં ઠરાવ કર્યો નહિ, માયજીને તે ઠરાવથી જાણીતાં કર્યાં નહિ, અને ઘર સુનું મૂકાય નહિ; આમ જાણો છો છતાં હવે રસ્તા વચ્ચે આવી, આ ઠીક થાત અને આ નહિ ઠીક થાત; એવા હેરફેર વિચાર આજે કેમ કરો છો તેની મને તો સમજ પડતી નથી, પીરોજાએ ઠપકો દીધો. વળી માયજીએ કહ્યું ત્યારે આયાને લેવા ના પાડી.

પણ આપણો સીરસ્તો છે કે આયા વગર બ્હાર નિકળવું નહિ! બચુએ તરતજ ખુલાસો આપ્યો.

માયજીને આગળથી કહ્યું હોત તો તેઓ બ્હાર જાત નહિ અને આયા આપણી સાથે આવતે, પીરોજાએ લાચારી દેખાડી.

ત્યારે હવે નક્કી શું? 'માસી કે ટાવર;' બચુએ પીરોજાની મરજી પૂછી.

પાછી એની એ જ માથા ફોડ! પીરોજા કંટાળી બોલી; તમે મોટાં છો માટે જેમ કહો તેમ કરિયે, પણ બચુ, તમારા આવા અધ્ધડ[2] વિચાર તો મેં કોઈ પણ દિવસ જોયા નથી જો.

પણ પ્યારી પીરોજા, આ તમારા હાથમાં લાલ પુઠાનું ચોપાન્યા જેવું શું છે? બચુએ ઇન્તેજારીથી પૂછયું.

એ તો સ્ત્રીબોધનો ઘણા આગલા વર્ષનો જુનો અંક છે, એમાં રાજાબાઇ ટાવરનું સંપૂર્ણ વર્ણન આપ્યું છે, માટે ગાઈડ[3] તરિકે કામ લાગે તેથી સાથે લીધું છે. પીરોજાએ ખુલાસો કર્યો.

---

૧ વ્હેમ. ૨ ઠેકાણા વગરના. ૩ દોરવનાર.

બેન, ત્યારે એમ કહોની કે તમે તો ઘેરથી નિશ્ચય કરી નિકળ્યાં છો કે ટાવર જોવા જવું જ, બચુ ગળે પડી; તો વળી પ્હેલેથી જ કેમ જણાવતાં નથી કે આટલી બધી વાટાઘાટ[1] તો કરવી ના પડત! તમે આમ મારાથી છુપું રાખતાં કયારથી થયાં?

વાહ! એમાં છુપું શું? તમે મારી દરખાસ્ત કબુલ ના રાખો તો મને કાંઈ દુઃખ નથી; પીરોજાએ કરગરી કહ્યું. મ્હેલો ટાવરની વાત પડતી, ચાલો માસીને ઘેર; પણ યાદ રાખજો સાંજ વગર છૂટકો નથી, માસીને ઘેર કેદમાં રહી કંટાળતાં નહિ, આપણે ઘણે દિવસે જઇએ છિયે તેથી પા અર્ધા કલાકમાં માસી ઉઠવા દેશે નહિ!

હા, એ વાત તો ખરી, પીરોજા; ચાલો ત્યારે તો ટાવર જોવાજ જઇએ, બચુએ નિશ્ચય જણાવ્યો; માસીને ઘેર જવાની વાત હાલ તરત મુલતવી રાખો.

આમ ઠરાવ કરી ટાવર તરફ જવાનો રસ્તો લીધો. રસ્તે ચાલતાં ચાલતાં બેઉ સ્હેજ સ્હેજ અને ધીરે ધીરે વાતો કરવાં લાગ્યાં. વચ્ચે વચ્ચે એક બીજી તરફ જોઈ હસતી પૂર ઝડપથી ચાલ્યાં જાયછે. પાસેથી કોણ જાયછે, સામેથી કોણ આવેછે, રસ્તે કોણ ઉભું છે, કયી આશીસ આવી અને કયી ગઈ; આ સઘળાં તરફ કશું ધ્યાન નથી; આમ કરતાં ચર્ચગેટ સ્ટ્રીટના[2] નાકા ઉપર આવી પહોંચ્યાં, સામે ફ્રિયર ફાઉન્ટનમાં[3] જળધારા ઉડી રહી છે, વચ્ચે ટ્રામવેની લોખંડની સડક છે, એ સડક ઉપર એક બાજુએ કોલાબા તરફથી આવતી અને બીજી બાજુએ બોરિબંદર તરફથી આવતી ટ્રામો[4] આવી પ્હોંચી છે, રસ્તો જો કે

---

૧ રસ્તામાં તકરાર. ૨ દેવલના દરવાજાનો મ્હોલ્લો. ૩ ફ્રિયર સાહેબના નામનો ફુવારો. ૪ લોઢાની સડક ઉપર ચાલતી ઘોડાગાડીઓ.

વિશાળ છે પણ શનિવારનો દિવસ હોવાથી વેપારીઓની આફિસો એક વાગતાથી બંધ થવા માંડેછે તે ત્રણ વાગતા સૂધીમાં સઘળી બંધ થઇ જાયછે, તેથી વેપારીઓ પોતપોતાની ગાડિયોમાં સવાર થઇ ઘર તરફ જતા જણાયછે, વળી આ એપ્રિલ માસ હોવાથી હાઇકોર્ટમાં ગરમીની રજા પડી છે, તોપણ કાંઈ અગત્યના કામસર એક બે કોર્ટ એ દિવસે ઉઘાડવામાં આવેલ હતી, તે પણ આ વખતે જ બંધ કરવામાં આવી છે, બેંકો જેવી નાણા સંબંધી આફિસોનું લેવડ દેવડનું કામ પણ એજ સમય ઉપર બંધ કરવામાં આવેછે. અંગ્રેજ સાહેબો, પાર્સિ ગૃહસ્થો અને હિંદુ શેઠિયાઓ કોઈ લાનોલી, તો કોઈ મ્હબલેશ્વર, તો કોઈ માથેરાન, કોઈ વાલકેશ્વર તો કોઈ મહાલક્ષ્મી, કોઈ કયાં અને કોઈ કયાં, એમ સર્વે શીતળ વાયુવાળાં સ્થળોએ મોજમજાહ મારવા ઉતરી પડવાની ધાંધલ અને ઉતાવળમાં પડ્યા છે. આથી ગાડી ઘોડાની એટલી બધી ધમાલ પડી રહી છે કે પગે ચાલનારાઓ દર પલે કચડાઈ જવાની ધાસ્તીમાં આવતાં જણાયછે. વકીલો, બારિસ્ટરો અને તેમના કલાર્કો હાથમાં કજિયાના કાગળો લઈ લાંબા ટુંકા હાથ કરતા, ઘરાકોને રાજી કરતા, તેમને સમજાવતા 'એને હરાવીશું, આપણે જીતીશું,' એમ બોલતા ઝપાટાબંધ ચાલ્યા જાયછે, ટ્રામની ગાડીઓ પણ એક પછી એક એમ આવી ઉભી રહેછે, તેમાં બેસનારાઓ ચપોચપ અંદર બેસી જાયછે, બેસવાની જગા જેમને મળતી નથી તેઓ પાછળ[1] જઈ ઉભા રહેછે, અને કેટલાકો પાટિયા ઉપરજ ઉભા ઉભા મુસાફરી કરવા આતુરતા દર્શાવેછે. કંડકટર[2] ઘંટ વગાડી ગાડી ઉભી રાખી આવી

---

૧ કંડકટર—ટીકીટ આપનારને ઉભા રહેવાની જગા. ૨ ટ્રામની ટીકીટ આપનાર.

રીતે ઉભેલાઓને ઉતારી પાછળ આવતી બીજી ગાડીમાં આ-વવા સમજાવી નીચે ઉતારી મૂકે છે.

ઘરની ગાડીમાં, ટ્રામની ગાડીમાં અને બીજી ભાડુતી ગા-ડીમાં બેસી ઘર તરફ જનારાઓ એવી તો ઉતાવળમાં પડયા હતા કે કોઈ પરદેશીના મનમાં તો એવીજ શંકા ઉત્પન્ન થાય કે શું કાંઈ લૂટારાઓ તો આ લોકોની પછાડી નહિ પડયા હોય!

આવા પ્રકારની ધમાલ જોઈ, એ ધમાલમાંથી **બચુ** અને **પીરોજા** પણ ધસારાબંધ આજુબાજુ ગાડીઘોડા તપાસતાં સ-પાટા બંધ ટ્રામના પાટાઉપર આવી લાગ્યાં, એટલામાં તો બો-રીબંદર તરફની ટ્રામ ઝડપથી આવી પ્હોંચી. **પીરોજા** આ ટ્રામના ઘોડાની અડફટમાં આવી ગઈ અને પાટાઉપર ઝટ ઝીં-કાઈ પડતે પણ એટલામાં **બચુ**ની નજરે એ ભય જણાતાંજ સારી સમય સુચકતા વાપરી **પીરોજા**નું પાંગોઠિયું પકડી એક ઝટકો માર્યો કે **પીરોજા** ચાર ડગલાં પાટાઉપરથી પાછી હઠી; આ વેળાએ મેડોસ્ટ્રીટમાંથી ઝપટાથી બે ઘોડાની એક ગાડી આવી તેની અડફટમાં **બચુ** આવી; પણ રસ્તે જતાં એક કદાવર અં-ગ્રેજે **બચુ**ને અડસેલો મારી ચાર કદમ પાછી હઠાવવાની તજ-વીજ કરી; ઘોડા એટલાપાસે આવ્યા હતા કે **બચુ** અને સાથે **પીરોજા** પણ જમીનદોસ્ત થતે, પરંતુ **બચુ**નો ડાબો હાથ જ-મણા ઘોડાની લગામ ઉપર પડયો, તેવીજ **બચુ**એ લગામ ઝાલી લીધી. આથી ઘોડા ચમકયા અને એક ડગ પણ આગળ ન ભરતાં જ્યાંના ત્યાં સ્તબ્ધ[1] થઇ ઉભા રહી ગયા!

આમ થોડી વેળામાં બે વાર ગાડીઘોડાની અડફટમાં **પી-રોજા** અને **બચુ** આવતાં ઉગર્યાં તેથી બેઉજણ ઈશ્વરનો ઉપકાર

---

૧ હાલ્યા ચાલ્યાવગર.

માનતાં, આનંદ પામતાં, હસતાં, બોલતાં, અન્યોન્ય[1] આંગળી પકડી ટીચર કંપનીની દુકાન આગળથી વંક લઈ, હાઇકોર્ટને રસ્તે થઈ, બાગની ચકરીમાં રહી, સિદ્ધાં ટાવરની સીડી આગળ આવી ઉભાં.



## પ્રકરણ ૭ મું.

### મોત.

એક મ્હોંડેથી બીજે, અને બીજે મ્હોંડેથી ત્રીજે, આમ વાત વાની માફક આખા શેહેરમાં પ્રસરી ગઇ! અરે ભાઈ 'રાજાબાઈ ટાવર ઉપરથી બે સુંદર જુવાન પાર્સિ જાતની બાનુઓ પડી મર્ણ પામી છે.' આટલું વચન સાંભળતાંજ લોકો, આમથી તેમથી, કોઈ ધસારાબંધ ધસ્તા, કોઇ લાંબે પગે ચાલતા, કોઇ દોડતા; 'એ કેમ પડી? શું કામ પડી? કોણે પાડી? શામાટે પાડી?' આવા આવા પ્રશ્નો પરસ્પર પૂછતા જાયછે. સીપાઇઓ પણ આમ તેમ દોડાદોડી કરી રહ્યા છે. ગાડીઓ ઉપર ગાડીઓ આવવા લાગી; આ જગા જે થોડિક વેળા ઉપર સૂનકાર[2] જેવી થઇ ગઇ હતી તે પાછી હળમળી ઉઠી! જે જુએછે તે હેબક ખાઇ જાયછે! સર્વેના મુખ ઉપર શોકની એક સરખી છાંયા છવાઇ ગઈ છે! 'શું થયું? કેમ બન્યું? કોણે કર્યું?' આવો ગણગણાટ ટોળે મળેલા લોકો વચ્ચે ચાલી રહ્યો. કોઈ કંઇ અને કોઇ કંઈ એમ અનેક અટકળો થઇ રહી. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ લોકો ધસારાબંધ આવતું ગયું અને આ જગાએ જમાવ થતું ગયું. આ બે લાસ પડી હતી તે જ-

---

૧ એક બીજાની. ૨ ઉજ્જડ.

ગાની આસપાસ એક જીવતો કોટ બંધાયો હોય એમ આઘેથી આવનારને નજરે પડવા લાગ્યો. આમાં કેટલાક હિંદુ, કેટલાક મુસલમાન, કેટલાક અંગ્રેજ પણ વધારે પાર્સિયો જણાતા હતા. વળી કોઇ ઘરડા, કોઇ જુવાન, કોઇ છોકરવાદ પણ નજરે પડતા હતા. ટોળામાંથી ચારપાંચ પાર્સિયો આગળ આવી જ્યાં લાસ પડી હતી તેથી થોડેક છેટે જોવા આવતા લોકોને ઉભા રહેવા સમજાવતા હતા.

જોવા આવનાર, પછી તે હિંદુ હો કે મુસલમાન; અંગ્રેજ હો કે પાર્સિ; પણ જોતાંની સાથેજ તેનું મ્હોંડું ફીકુ પડી જતું અને આંખમાંથી ટપક ટપક આંસુ પડતાં, નિશ્વાસ નાખતાં અને ધીરે તથા ઢીલે પગલે પાછાં ફરતાં.

આ વખતે ગોરા કોન્સ્ટબલો, ઇન્સ્પેકટરો, સુપરીંટેંડટો અને સીપાઇઓ આવી પ્હોંચ્યા, અને ટોળે મળેલા લોકોને ધીરે ધીરે વિખેરી નાખવા લાગ્યા.

પોલિસ અમલદારે સઘળા સિપાઇઓને હુકમ કર્યો કે પાર્સિ સિવાયે બીજી કોઇ જાતનાને લાસો આગળ આવવા દેવા નહિ. આથી સિપાઇઓ રસ્તે જતાં પાર્સિ સ્ત્રીઓને, પુરૂષોને અને મોટી ઉમ્મરના બાળકોને લાસ ઓળખવા પકડી લાવવા લાગ્યા. જેઓ ઓળખી શકતા નહિ તેમને પાછા વાળતા અને વળી બીજાઓને તેડી લાવતા.

એક બાજુએ આમ ઓળખવાનું કામ ચાલે છે, તેમ બીજી બાજુએ લોકોની ઠઠ પણ વધતી જ જાયછે. જે આવેછે તેમાંથી કોઇ પાછું તો વળતું જ નથી, પણ ન્હાનાં ન્હાનાં ટોળાં વળી આજુબાજુની મોટી ખુલ્લી જગામાં ઉભા રહિ, અનેક તર્ક વિતર્કો કરવા લાગ્યા. પ્રત્યેક જણ પ્રથમ ટાવરની ઉંચાઈ જોય અને કહે કે આટલી ઉંચાઇથી પડનાર કેમ જીવી શકે?!

જ્યાં ઓળખવાનું કામ ચાલેછે ત્યાં એક સીપાઇ એક બુઢિ પાર્સિ સ્ત્રીને તેડી લાવ્યો, તેજ વખતે બીજી બાજુથી એક સીપાઇ બે પાર્સિ પુરૂષોને લાવ્યો. ગોરો અમલદાર જે લાસ આગળ ઉભો હતો તેણે સારી સભ્યતાથી અને નરમાસથી આવેલા બે ગૃહસ્થ પાર્સિયોને પૂછ્યું 'તમે આ બે બાનુઓને ઓળખો છે? તમે શું ધંધો કરોછો?'

'ચ્હેરો કદરૂપો બની ગયો છે માટે ઓળખી શકતા નથી અને ધંધો ડાકટરનો કરિયે છિયે.' બેઊએ ઉત્તર વાળ્યો.

'તમો ડાકટરો છો તો આ લાસોની મ્હેરબાની કરી તપાસ કરશો?' પોલિસ અમલદારે નમ્રતાથી પૂછ્યું.

ઘણી ખુશીથી; ડાકટરોએ કબૂલાત આપી. આ લાસો સ્ત્રીઓની છે માટે આ ડોસાંની અમારે મદદ લેવી જોઇશે.

ડોસાંને સમજાવ્યાંથી તેઓ પણ કબૂલ થયાં.

આ વખતે એક જુવાન પણ છોકરવાન પાર્સિ હાંથમાં પાતળી લાકડી હલાવતો હલાવતો પોતાની મેળેજ ઝડપથી લાસો આગળ આવ્યો, આમ તેમ ફરી બેઊ લાસોના ચ્હેરા ઘણી બારિકીથી ટિકિ ટિકિ જોઈ, પગથી માથાં લગી નિહાળી, આવ્યો હતો તે કરતાં બમણી ઝડપે મુંગો મુંગો પાછો ફર્યો.

આ આવનાર ઉપર કોઈની પણ નજર પડી નહિ.

પગથી ઉપરથી ઉંચકી લાસોને પ્રથમથી હોલમાં[1] લઇ જઈ મૂકવામાં આવેલી ડાકટરોએ એક પછી એક લાસને બારિકીથી તપાસવા શરૂઆત કરી. ડોસાં જેમ ડાકટરો ફરમાવતા તેમ કપડાં ઉચાં નીચાં કરી ધીરજથી જોઈ તપાસી ઉત્તર વાળતાં.

---

૧ પરસાલ.

જેમ જેમ તપાસનું કામ આગળ ચાલવા લાગ્યું તેમ તેમ ડોસાંની છાતીએ ડચુરો બાઝતો ગયો અને આંખમાંથી ડળક ડળક આંસુ પડવા લાગ્યાં; તપાસ એક બાજુએ રહી અને ડોસાં તો છેક ફસડાઈ પડયાં અને પોકેપોક રડવા લાગ્યાં. ડાકટરો અને પોલિસ અમલદાર ઘણુંએ સમજાવે પણ ડોસાંનું રડવું કેમે કર્યું અટકે જ નહિ. આમ ઘણો વખત નિકળી ગયો. ડોસાંને વળી પાછું સમજાવવા માંડયું. આખરે ઘણી સમજાવટથી જરા ચૂપ રહ્યાં ત્યારે તપાસનું કામ ફરી આગળ ચાલ્યું. છાતી ઉપરનો ભાગ તપાસતાં ડોસાં પાછાં ડુસ્કે ડુસ્કે રોવાં લાગ્યાં અને પોકારી ઉઠયાં કે 'છાતી ઉપર કોઈ નખોદ ગયાએ પોતાના નખોથી વરૂળિયાં માર્યાં છે!' રે મારા બાપ! આ શા મોટા મોટા લીસોટા! આ કોઈ મુઆ ખવિસોનું કારસ્તાન હોય એમ જણાયછે.

આગળ તપાસ કરતાં જણાયું કે સાડીના બે ટુકડા થયા છે, ઈજાર ઉભી આડી ફાટી છે, અને ઇજારનું નાડું તૂટી ગયું છે.

ઝાંઘ અને કાતરા[1] ઉપર બહુ વધારે અને ઘણા લાંબાં નખોર્યાં જોતાંજ ડોસાં ફરીથી પોકારી ઉઠયાં; હાય હાયરે! 'આ ગુલે ગુલાબ અને પરી સરખી નિર્દોષ બાળકીઓ ઉપર ઘાતકી જુલમ અને જબરદસ્તી ગુજારનારા પાપી જીવડાઓનો ખોદા કયાં ઠાર કરશે'?! જેમ તેમ ડાકટરો તપાસ કરી રહ્યા પણ ત્યાં સૂધીમાં આ લાસોને ઓળખનાર કોઈ મળી શકયું નહિ. ડોસાં તો હજીએ બેઠાં બેઠાં રડે છે અને પલે પલે આવું પાપી કર્મ કરનારાઓને શાપ દેછે.

જે પાર્સિ જુવાન ઝડપથી આવી, આમ તેમ જોઈ, તપાસી,

---

૧ ંવ્હેડા.

મુગો મુગો વધારે ઝડપથી પાછો ચાલી ગયો હતો, તેજ પાછો એક બુઢ્ઢાં ડોસાંને લઈ આવ્યો.

આ વખતે લાસો ઉપર સાડીઓ બરાબર ઓઢાડવામાં આવી હતી, બીજાં કપડાં ઠીકઠાક કરવામાં આવ્યાં હતાં પણ ચ્હેરો માત્ર ઉઘાડો રાખવામાં આવ્યો હતો, જે જોતાં આ નવાં આવેલાં ડોસાં સુધબુધ ભૂલી ગયાં, આંફળાંફાંફળાં થઇ ગયાં, ગાંડાં ઘેલાં બની ગયાં; છાતી કુટવા મંડી પડયાં, જમીન ઉપર ફસડી પડયાં, પગ ઘસવા લાગ્યાં, માથું કૂટવા લાગ્યાં અને માથાંના બાલ તોડવાં લાગ્યાં આંખે આંસુની ધારા વ્હેવા લાગી, મોડે ફાકા પડયા, અને કંઠ રૂંધઈ ગયો.

અરે એદુ, અરે એદુ, હાય હાય આ તો આપણી બચુ; આ તો આપણી **પીરોજા**; ઘર ઘાલ્યું રે મારા બાપ; હાય, હાય તમને શું થયું? દિકરીઓ; આ હાલત તમારી કેમ થઈ રે; કયા દુશ્મને વેર વાળ્યાં રે, બેનડીયો; હાય, હાય, મારૂં કર્મ કુટયું રે મારા બાપ; ઓ, **પીરોજા**, મારી આંખની કીકી, **પીરોજા**; અરે જરા તો બોલ; ઓ બેનડી, આ તારો ચ્હેરો કેમ બદલાઈ ગયો; ઓ બચુ, દિકરી બચુ, તું પણ કેમ બોલતી નથી; અરે તમને આવી સ્થિતિએ કોણે પ્હોંચાડી; તમે તો માસીને ઘેર ગયાં હતાં; તે અહિં કયાંથી આવ્યાં! શું તમને ભૂતે ભમાવ્યાં? શું મોતે આણ્યાં? ઓ વ્હાલી વહુ, બચુ મને ઉત્તર કેમ નથી આપતી? ઓ દિકરીઓ, તમારા વગર હું કેમ જીવીશ? અરે તમારા વગર આ મારા પ્રાણ કેમ ટકશે? અરે, ઓ, આ મારી આંખો કોને જોઈ ઠરશે? લાડકીઓ; હાય, હાય, કયા શત્રુએ તમારા પ્રાણ લીધારે મારી વ્હાલીઓ? ઓ **પીરોજા**, મારા ગરીબ ઘરની પુતળી **પીરોજા**, આ તારી માયજીની જરા તો દયા લાવ, અરે

દિકરી જરા તો બોલ; મારા હૈયાના હાર, બચ્ચુ, તારા વગર મારી કોણ કદર જાણશે? ઓ મીઠાં બોલી પીરોજા દિકરી, આ તેં શું કર્યું? આ તારી કમનસીબ માતાની આગળ કોણ મીઠા બોલ બોલશે? અરે તમારી જગાએ હું કેમ ના મરી ગઈ; અરે આ મારા પાપી પ્રાણ કેમ ટકી રહ્યા છે! હવે મારૂં શું થશે? અરે હું કેવી અભાગ્યની, હું કેવી પાપી, મારૂં મોત કેમ ના આવ્યું? ઓ ખોદા મેં તે એવાં શા પાપ કર્યાં છે? મેં તારો એવો શો અપરાધ કર્યો છે? મારા ઉપર શા માટે દુઃખ પાડયું છે? મેં કોઇના બાળકોને વિછોડયાં નથી! મને શામાટે મારા બાળકોથી વિખુટી પાડી? મેં કોઇના છોકરાંઓને રંઝાડયાં નથી; તો મને શામાટે તું રંઝાડે છે?

ઓ બચ્ચુ, ઓ પીરોજા, શું તમે એક વાર પણ મારી સાથે નહિ બોલો? બચ્ચુ, તેં આજે સવારે મધૂરૂં ગીત ગાઈ મારી ઉદાસી કેવી દૂર કરી હતી! હાય, હાય ત્યારે તો હું નહિ જાણતી હતી કે તું મને હમેશની ઉદાસીમાં બુરાડી જશે! તારો પીયાનો કોણ વગાડશે? મારી બેટી; કોણ મને મીઠી મીઠી વાતો વાંચી સંભળાવશે? મને કોણ કહેશે 'માયજી તમે મ્હેનત ના કરો;' ઓ પ્યારી પીરોજા, હવે કોણ મને મમતાથી, 'માયજી, માતાજી, માડી' કહી બોલાવશે? હાય, હાય, મને જરા ઉઠતાં મોડું થાય તો ઝટ આવી પૂછતાં કે માયજી કેમ મોડું થયું? શું શરીરે આરામ નથી? ચાલો જરા કસ્તી કરી ચા પી લો તે તાડી પડી જશે? આવાં વ્હાલનાં વચન કોણ કહેશે? ઓ બચ્ચુ, તારા અધૂરાં રહેલાં ભરત ભરવાનાં કોણ પૂરાં કરશે રે દિકરી; અરે તારી તીલી કસબની કોર તો સાડીએ ચોંડી નથી, તે હવે કોણ ચોંડશે અને પ્હેરશે; ઓ દીકરીઓ, સવારે ઉઠયાં ત્યારે તો જરા મને કહેવું હતું કે તમે આમ રીસાઈ જશો; ઓ દીક-

રીઓ, તમારી વ્હાલી માને ઉજડ રાનમાં આમ રઝળતી મૂકતાં જરા પણ દયા નહિ આવી? ઓ દીકરી બચુ, 'સાસુ તમે બેસી રહો, હું સર્વે કામ કરીશ' આમ કહી કોણ મારૂં કામ મૂકાવશે? ઓ બચુ, તેં તો મને દુ:ખના દરિયામાં ડુબાવી દીધી રે દીકરી; અરે તારી માયા ભરી મમતા કેમ ભૂલાશે? અરે તારો પ્રેમ કેમ વીસરાશે? ઓ દીકરી, હવે મારા ઉજડ ઘરમાં ધમક ધમક કોણ ચાલશે? હું કોને કહીશ 'દીકરીઓ ધીમે ધીમે ચાલો!' અરે, દીકરીઓ; તમે બેઊએ એક જ વેળા કેમ સાંધી?! અરે તમે નિત્ય સાથે બેસતાં અને સાથે ઉઠતાં; સાથે ન્હાતાં અને સાથે ખાતાં; સાથે ગાતાં અને સાથે જ સુતાં; સાથે હરતાં અને સાથે ફરતાં; જ્યાં જોઇએ ત્યાં સાથેનાં સાથે; એક બીજાથી જરા પણ વ્હીલાં પડતાં નહીં; અરે દીકરીઓ તમે તો છેવટે મુઆં પણ સાથે જ! ઓ મારા ઘરના ચરાગ[1] તમે કેમ બુઝઇ[2] ગયાં! અરે મારા ગરીબ ઘરને કોણ દીપાવશે? હાય, હાય, હવે હું કોને જોઈ મારી આંખો ઠારીશ! કોને મારી છાતીએ 'વ્હાલી દીકરી' કહી લગાડીશ! હાય, હાય, મારૂં સર્વે લૂટાઈ ગયું! હું દીકરીઓ વગરની થઈ પડી રે! અરે પ્રભુ મજ ગરીબ ઉપર આ શો સીતમ કર્યો! ઓ ઈશ્વર તું શાને રૂઠયો! અરે હવે કયે દરિયે જઈ પડું? ઓ પ્રભુ, ઓ ઈશ્વર, ઓ ખોદા, ઓ પરવરદેગાર મજ ગરીબની સામું જો અને જરા તો દયા આણ!

આવું બહુ કલ્પાંત[3] કર્યું. એદુ તો એક જડ પૂતળાં સરખો બની ગયો! નથી હાલતો કે નથી ચાલતો! નથી બોલતો કે નથી બબડતો સૂઢમૂઢ બની ગયો, માત્ર આંખમાંથી ડળક ડળક આંસુ પડયાં કરેછે, એ સિવાય જિવનનાં કશાં ચિન્હ એદુમાં જણાતાં નથી!

---

૧ દીવો. ૨ ઓલવાઈ. ૩ વિલાપ, રૂદન, શોક.

આ બાઇઓને તમે ઓળખો છો? પોલીસ અમલદારે અરદેશરને એક બાજુએ લઈ જઈ પૂછયું.

આ ડોસાં તમારી સાથે આવ્યાં છે ને ત્યારનાં વિલાપ કરી રહ્યાં છે; એ કોણ છે?

પેલા બે પાર્સિ ડાકટરો આસ્તે આસ્તે પોલીસ અમલદાર અને **અરદેશર** વાત કરેછે ત્યાં ગયા, અને **અરદેશર**નો બરડો પસવારી ધીરજ આપવા લાગ્યા. **અરદેશર** જે ગાભરો-બાવરો બની ગયો હતો તે જરા ધીરજ ધરી બોલ્યો; "આ એક જે શરીરે જરા ઠીક છે તે મારી ધણીઆણી; બીજી મારી બ્હેન અને આ ડોસાં મારાં માયજી થાય."

આટલું બોલતાં તો **અરદેશર**થી રડી દેવાયું અને વધારે બોલી શકાયું નહિ.

---

## પ્રકરણ ૮ મું.

### શેહેરમાં ગભરાટ.

છેલ્લા પ્રકરણમાં વર્ણવેલા દુઃખદાયી બનાવને અર્ધો કલાક થયો નથી એટલામાં તો આખા શેહેરમાં વાત વાની માફક ફેલાઈ ગઈ! લોકોમાં મ્હોટો હોહાકાર મચી રહ્યો! આખું શેહેર તળે ઉપર થઈ ગયું! જાણે મુંબઇ ઉપર કોઈ મોટી આફત આવી હોય! જાણે એકાદ મ્હોટી આગ લાગી હોય! જાણે લૂટારાઓ લૂટ કરવા ઉતરી પડયા હોય! જાણે આખી મુંબઇ રસાતળ જતી હોય! જાણે મ્હોટો ધરતી-કંપ થયો હોય! આવો ગભરાટ આખા શેહેરમાં થઈ રહ્યો. પુરૂષો, સ્ત્રીઓ અને નાના મ્હોટા બાળકો; કોઈ બારિયેથી, કોઈ જાળિયેથી, કોઇ ગોખેથી, કોઇ અગાસિયેથી,

કોઇ ક્યાંથી અને કોઈ ક્યાંથી, એ શું છે, ક્યાં આગ લાગી, કોણ પડ્યું, ક્યાંથી પડ્યું; એમ પ્રત્યેક જણ પૂછપરછ કરવા લાગ્યાં!

કોઈ તો જાણે પોતે નજરો નજર જોઈ આવ્યો હોય તેમ 'કોટમાં મોટી આગ લાગી છે' એમ ખાત્રીથી કહેવા લાગ્યો! કોઇ 'દરિયામાં મોટી લશ્કરી મનવાર આવી છે' એમ છાતી ઠોકી બોલવા લાગ્યો! કોઈ કહેછે 'મજગામની ગોદી આખી બળી ગઇ' હું નજરે જોઇને આવ્યો! એમ, જેમ જેની મરજીમાં આવેછે તેમ ગપ-ગોળા ફેંકે છે!

લોકો સર્વે ગાંડાં ઘેલાં બની ગયાં છે! જેઓ સૂતા હતા તેઓ બેઠા થયા, જેઓ બેઠા હતા તેઓ ઉભા થયા, જેઓ ઉભા હતા તેઓ ચાલતા થયા, જેઓ ચાલતા હતા તેઓ દોડવા લાગ્યા; કોઈ ખાતા ઉઠયા, કોઇ એંઠા હાથ ધોવાનું ભૂલી ગયા, કોઇ મ્હોડું ધોવાનું વીસરી ગયા, કોઈ તો મ્હોંમાં કોળિયોનેજ ઉઠી ઉભા થયા!

કોઇ અર્ધ નાગા છે, કોઈ અર્ધ ઢાંક્યા છે, કોઈનાં સુલટાં વસ્ત્રો છે, કોઈનાં ઉલટાં વસ્ત્રો છે, કોઈ બોડકા છે, કોઇ પાઘડીવાળા છે, કોઈ ટોપીવાળા છે, કોઈ જોડાવાળા છે, કોઇ બૂટવાળા છે, અને કોઇ વળી અડવા[1] છે!

કોટથી બહારકોટ, બહારકોટથી ગીરગામ, ગીરગામથી મજગામ, મજગામથી માટુંગા, માટુંગાથી મહાલક્ષ્મી, મહાલક્ષ્મીથી માહિમ, માહિમથી વાંદરે, વાંદરેથી થાણા, થાણાથી પૂણા; એમ શેહેરે શેહેર અને ગામે ગામ, એક મ્હોંડેથી બીજે મ્હોંડે વાત ફેલાઈ ગઈ!

લત્તે લત્તે, મ્હોલ્લે મ્હોલ્લે, ગલિયે ગલિયે, શેરિયે શેરિયે ઘેરે

૧ જોડાવગરના.

ઘેર અને કાને કાન વાત ચાલી રહી! "રાજાબાઈ ટાવર આગળ બે સ્ત્રીઓની લાસ પડી છે તે કોઈથી ઓળખાતી નથી."

લોકો સઘળા તે તરફ જવા લાગ્યા; ડોસાં ડગરાં, જુવાન, બાળક, સ્ત્રી-પુરૂષ, ગરીબ તવંગર, સૌ ધસ્યાં જાયછે.

જેઓને ઘરની ગાડી છે તેઓ ઘોડાવાળાને તાકીદે ગાડી જોડવા ફરમાવેછે, જેઓને ઘરની ગાડી નથી તે ભાડાંની શોધવા ગયા, ટ્રામપર ટ્રામ છૂટવા માંડી, ટ્રામની ગાડી આગળ એટલી તો ભીડાભીડ થઈ કે એક એક બાંક ઉપર પાંચ પાંચને બદલે છ છ, સાત સાત બેઠા, થોડાક પાછળ ઉભા રહ્યા, વળી કેટલાકો ચાલવા–ચઢવાના પાટિયા ઉપરજ ઉભા રહ્યા, પણ કંડકટરે[1] તેમને ઉતાર્યા; વિકટોરિયાના[2] ભાવ ચડ્યા, અને રેંકડા તો શોધ્યા જડે નહિ. જેઓ ગાડીમાં બેસવાનું નહિ મળ્યાથી નિરાશ થયા તેઓએ પગે ચાલી જવાનું પસંદ કર્યું. આમ એક મોટી નદીમાં એકાએક પૂર ચડ્યું હોય તેમ લોકો ટાવર તરફ પાણીના એક જીવતા પ્રવાહ પેઠે વેહેવા લાગ્યા. કોટ જે હમેશ દીવા બત્તી થતાંજ સ્મશાન જેવું શુનકાર થઈ જાય તે બધું હળીમળી ઉઠ્યું. લગભગ આઠ વાગતામાં તો બ્હારકોટ બીલકુલ ખાલી થઈ ગયું. ઘર, ગલી, શેરી અને મ્હોલ્લામાં શોધ્યું એક માણસ મળતું નહિ. ઘર લુલા, લંગડા, અશક્ત, આંધળા, મુંગા, માંદા, બ્હેરા, રોગીઓને સોપવામાં આવ્યાં. જેમના ઘરમાં એવું કોઈ નહિ તેમણે તાળાં દીધાં.

જ્યાં સાંભળો ત્યાં એની એ વાત. 'કુલિન કુટુંબની બે પાર્સિ જુવાન બાનુઓની ટાવર આગળ લાસો પડી છે પણ તે કોઇથી ઓળખી શકાતી નથી.'

---

૧ ટ્રામની ટીકીટ આપનાર. ૨ એ નામની ઘોડાગાડી.

કોઈ સર ખાનદાનની કહેછે, કોઈ મોટી કુટુંબની બોલેછે, કોઈ વાડિયા વંશની સમજાવેછે, કોઇ આશબરનરના વેલાની ઓળખાવેછે, એમ જણ જણ જુદી જુદી વાતો જણાવેછે.

કોઈ કહેછે, કોટની રહેનારી છે; કોઈ કેહેછે બ્હારકોટની રહેનારી છે; કોઇ કહેછે ધોબીતળાવની રહેનારી છે· કોઇ કહેછે ખેતવાડીની રહેનારી છે; કોઈ કહેછે મજગામની રહેનારી છે; કોઈ કહેછે પરેલની રહેનારી છે; કોઇ કહેછે વાંદરાની રહેનારી છે. એમ જેની વામાં આવ્યું તેમ ગપાટા મારેછે, પણ ખરેખર કયા કુટુંબની અને કયાંની રહેનાર છે તે કોઇથી કહી શકાતું નથી.

અર્ધ રાત્રી જવા આવી છે પણ લોકોને નિદ્રા લેવાનું સૂઝતું નથી. ઘરમાં, ઘરના માળઉપર, ઘરના ઓટલા ઉપર, શેરીઓમાં, શેરીઓના નાકા ઉપર, ટ્રામવેમાં, રેંકડામાં, વિક્ટોરિયામાં, રેલવે સ્ટેશન ઉપર; આમ સ્થળે સ્થળે, ઠામ ઠામ, અને જગેજગ; ન્હાનાં મ્હોટાં ટોળાં મળી સ્ત્રી-પુરૂષો અને છોકરાં છૈયાં ઘુચપુચ ઘુચપુચ વાતો કરેછે, નિશ્વાસ નાખેછે અને જાણે શોક સાગરમાં ડુબી ગયાં હોય એવો દેખાવ જ્યાં ત્યાં થઇ રહ્યો છે. ઘડિયાલમાં ટકટંક કરી બાર વાગ્યા અને લોકો ધીરે ધીરે વેરાવા લાગ્યાં. સૌ સૌના ઘરમાં ગયાં, ત્યાંએ આખાં કુટુંબનાં મનુષ્યો ન્હાનાં મ્હોટાં એકઠાં થઇ 'એ કેમ બન્યું હશે, કેમ થયું હશે, કોણે કર્યુ હશે;' એવી એવી વાતો કરવા લાગ્યાં પણ કોઇને ઉંઘ આવતી નથી! આખરે રાત્રીનો એક વાગ્યો ત્યારે લોકો જરા ઝંપ્યા અને પાંચ વાગ્યા એટલે તો પાછા ધીરે ધીરે ઉઠવા મંડયા. ઘાટીઓ, મજૂરો, હેલકરીઓ, નવગણીઓ, મીલોના કામદારો, કોઇએ રોટલા ચટણી પોતાના હાથમાં પકડયાં છે, તો કોઇએ માથે મૂકયા છે; એમ સ્ત્રી અને પુરૂષો ઘસારા બંધ પોતપોતાને ધંધે ચાલ્યાં જાયછે પણ વાત તો એની એજ છે!

પ્રાતઃકાળ થતાંજ લોકો વર્તમાન પત્રો વાંચવા મંડયાં. કો-ઈના હાથમાં **રાસ્તગોફતાર** છે, કોઇના હાથમાં **ગુજરાતી** છે, કોઇના હાથમાં **કયશરેહિંદ** છે અને કોઇના હાથમાં **સતીઅ-ખ્તર** છે. એકજણુ મ્હોટેથી વાંચેછે અને તેની આસપાસ મ્હોટાં ન્હાનાં ટોળામાં લોકો એકઠા થઈ મુગાં મુગાં એક બોલ પણ બોલ્યા વગર સાંભળે છે. કોઈ ટોળામાં પચીસ, કોઈ ટોળામાં પચાસ અને કોઈ ટોળામાં તો સો સો ઉપરાંત પણ સાંભળનારા ભેગા મળ્યા છે. તેમાં સ્ત્રીઓ છે, પુરૂષો છે અને બાળકો પણ છે. જેમ જેમ વર્તમાનપત્ર વંચાતું જાયછે અને સાંભળનારાઓ ધ્યાન દઈ સાંભળતા જાયછે તેમ તેમ સર્વેના હૃદયમાં શ્રાવ[1] થતો જાયછે, મુખઉપર શોક છવાઈ રહ્યો છે, આંખમાંથી ડળક ડળક આંસુ પડેછે, વળી કોઇના નેત્રોમાંથી તો જાણે જળધારા જ વ્હેવા માંડી હોય તેમ રેલા ચાલેછે, તેમ કેટલાક કઠણ હૃદયનાની પણ છાતીએ ડચૂરો બાઝતો હોય એમ તેમના મ્હોડાં ઉપરથી જ-ણાયછે. વાંચનારો આરંભમાં[2] તો જરા મ્હોટે અવાજે વાંચતો હતો પણ પાછળથી તો તેના કંઠમાં[3] રૂંધન[4] થતું જણાયું તેમ તેમ તેનો અવાજ ધીરે ધીરે ખોખરો પડવા લાગ્યો અને વાં-ચન પૂરૂં થવાની સાથે અવાજ પણ એની મેળે જ બંધ થતો જણાયો!

આવી રીતે વર્તમાનપત્રો આખો દિવસ આખા શેહેરમાં વંચાયાં એકેક પત્ર સો સો જણે વાંચ્યું હશે! તેમાં વળી આ રવિવારનો દિવસ હતો. રવિવારને દિવસે ઘણું ખરૂં પાર્સિ અને અંગ્રેજો અને થોડાક શ્રીમંત[5] હિંદુઓ બાગબગીચે, વાડીવંતર, કલબ અને મંડળીઓમાં મોજ માણવા[6] ઉતરી પડેછે; પણ આ

---

૧. ગદગદ. ૨ શરૂઆત. ૩ ગળું. ૪ અટકાવ. ૫ પૈસાવાળા. ૬ ભોગવવા.

રવિવારે લોકો શોકના સાગરમાં ડુબી ગયા હતા જેથી કોઈ પણ ઘરમાંથી બ્હાર નિકળ્યુંજ નહિ. આખો દિવસ ચિંતા, વિચાર, અટકળ, અનુમાન, શોક, ગભરાટ અને ઉદાસીમાં ક્યાં નિકળી ગયો તે જણાયો સરખો નહિ. જે પ્રમાણે પાર્સિ પ્રજા ઉદાસીમાં પડી હતી, તેજ પ્રમાણે અંગ્રેજો નવા નવા વિચારો અને તરંગોમાં ગોથાં ખાતા હતા. હિંદુઓનાં મન કંઈ કંઈ તરેહના અનુમાનો અને અટકળોમાં ચગડોળે ચઢયાં હતાં તેમ સમજુ મુસલમાનો પણ દલગીરીમાં ડુબી રહ્યા હતા! આ પ્રમાણે આખી મુંબઈ આ દિવસે શોક સમુદ્રમાં ડુબી રહેલી એમ કોઈ પ્રદેશીને સહજ જણાઈ આવે એવો દેખાવ થઈ રહ્યો હતો.



## પ્રકરણ ૯ મું.

### પોલિસની ધરપકડ અને ધાંધલ.

આ બે લાસો એક પછી એક, એકેકની બાજુમાં ધીઓ ધીબ ટાવર આગળ જમીનપર પડી તે સમયે પૂર્વે એક અને પશ્ચિમે એક, એમ છેટે છેટે પોલિસના સિપાઇઓ પ્હેરાઉપર ઉભા હતા તેમને બોલાવવા જેમણે ઉપરથી પડતાં દીઠાં તેઓ દોડી ગયા અને રસ્તે મળતા તેમને કહેતા ગયા. આવનારાઓમાં એક સુજ્ઞ પાર્સિ ગૃહસ્થ પણ હતા. તપાસ કરતાં તેમને જણાયું તો એકે પ્રાણ મૂકયા હતા પણ બીજીના કંઠ આગળ આવી અટકયા હતા! જેના કંઠ આગળ આવી પ્રાણ અટકયા હતા તે સહજ કાંઈ બોલવાના પ્રયત્ન સરખું કરતી હતી પણ તેનાથી બીલકુલ બોલી શકાયું જ નહિ! ટોળે મળેલામાંથી કોઇને સમય સૂચકતા પણ સૂઝી નહિ કે તેના કંઠમાં પાણીનાં બે

ટીપાં મૂકે તો તેથી પણ પ્રાણને કંઇક આધાર મળે! પાસે પાણી પણ મળે નહિ! જ્યારે થવા કાળ હોયછે ત્યારે ગમે તેવા હુશિયારની હુશિયારી અને અક્કલબાજોની અક્કલ ગૂમ થઈ જાયછે, અફસોસ, આ જગાએ પણ તેમજ બન્યું! કોઇને કશું સુઝયું નહિ! સર્વે ગાભરા બની ગયા, અને ભાન ભૂલી ગયા.

જે પોલિસ સિપાઇ પાસે ઉભેલો હતો તેણે પેલા પાર્સિને કહે વિક્ટોરિયા આણી, જે બાઇમાં પ્રાણ હતો તેને હિસ્પિટાલમાં લઇ જવા સૂચના કરી. વિક્ટોરિયા આવી પ્હોંચી, તે બાનુને સાચવીને ધીરેથી ઉંચકી તેમાં મૂકી અને તેજ સિપાઇને હિસ્પિટાલમાં લઇ જવા ફરમાસ કરી. પણ અર્ધે રસ્તે જતાં જ આ બાઈના શરીરમાંથી પ્રાણ નીકળી ગયો જોઇ સિપાઇ પાછો લાવ્યો. હવે બેઊની લાસોને એક જ જગાએ રાખવામાં આવી.

પોલિસ સુપ્રિટેંડટને ખબર પડતાં જ તે ત્યાં આવી ચડ્યો. તાર–ટેલિફોનનો ઉપયોગ કરી કમીશનરને જાહેર કરી જોઇતી મદદ મંગાવી. અર્ધા કલાકમાં તો ઘોડેસવાર અને પાયદળ પોલિસ આવી પ્હોંચી. બીજા ઈન્સ્પેકટરો, સુપ્રિટેંડટો અને કોન્સ્ટબલો કોઈ વિકટારિયામાં તો કોઇ ટ્રામમાં બેસી આવી પ્હોંચ્યા. જેમ જેમ આ જગાએ લોકોની ભીડ વધતી ગઈ તેમ તેમ પોલિસ ફોજ બંદોબસ્ત રાખવા અને જોઇતી તપાસ કરવા આવી પ્હોંચી. ટોળે મળેલા લોકોને વિખેરવામાટે કોઇને જરા રોપથી, તો કોઇને જરા ગરીબાઇથી, કોઇને સખતાઇથી તો કોઇને જરા નરમાસથી; જેવું જે માણસ તેવું તેને દેખાડી,—સમજાવી ભીડને વિખરી નાખી, રસ્તો મોકળો કર્યો. બીજાઓ ટાવર ઉપર જવા આવવાના રસ્તા તપાસવા લાગ્યા. થોડાકો ટાવર ઉપર કોણ છે તે તપાસવા ઉપર ચડી ગયા, અને જે

ઉપર હતા તેમને પકડી નીચે આણ્યા. પકડી આણેલામાં એક બાબુ, એક બુઢ્ઢો મુસલમાન, તેની સાથે એક છોકરો અને બીજા બે ત્રણ હિંદુઓ મળી પાંચ છ જણ હતા.

એક પાર્સિ જેને માટે કહે છે કે તેને ટાવર ઉપરથી પકડ્યો અને કોઇ કહેછે કે લોકોના ટોળામાંથી કોઇના દેખાડવાથી પકડયો પણ પકડયો ખરો! તેના દગલાનાં બટન છૂટાં હતાં! બદિયાન ફાટ્યું હતું! લેંગો ચુંથાયલો હતો! આંખ લાલ હતી! સિથિલ વિથિલ થયેલો હતો! અકળાયલો ગભરાયલો જણાતો હતો! પોલિસે તેને પકડી રાખેલો ત્યાં એકઠા થઇ ઉભેલા લોકોએ ધારી ધારી જોયો!

ન્હાના મ્હોટા અને ગોરાકાળા પોલિસ અમલદારો ત્રણ ત્રણ ચાર ચારની ટોળી થઇ આમ તેમ ફરતા, 'કેમ થયું, કોણે કર્યું, કયાં થયું, શું થયું, શાથી થયું' બાબતો ઉપર પોતપોતામાં તકરારો કરતા, પકડાયલાઓ પાસેથી ખરી વાતો સમજાવી પટાવી કહડાવતા હતા.

બીજા પોલિસ સિપાઇ અને અમલદારો પાર્સિ સ્ત્રી પુરૂષ અને બાળકોને સમજાવી પટાવી બોલાવી લાવી લાસો ઓળખવવાનું કામ ચલાવી રહ્યા હતા.

બીજા સીપાઈ અને અમલદારો વગર કામના અને પાર્સિ નહિ એવા લોકોને લાસો પાસે આવતા અટકાવી આઘા હંકારી કાઢતા હતા. આવી રીતની ગડબડ સડબડમાં લાસો ઓળખાવવામાં, પકડાયલાં પાસેથી બાતમી મેળવવામાં ડાકટરો અને ડોસાં પાસે તપાસ કરાવવામાં, લગભગ બત્તીનો વખત થવા આવ્યો, આ-

ખરે અરદેશર અને તેની માતાએ આવી લાસો ઓળખી ઘણો શોક કર્યો.

હવે પોલીસ અમલદારોએ એક મત કરી ઠેરવ્યું કે લાસોને રાતની રાત કામાટીપૂરાના જૂરી ભરવાના મકાનમાં લઇ જઈ રાખવી. તે પ્રમાણે નસેસાલરો[1] પાસે સારી તજવીજથી અને ઘટિત માનથી ઉંચકાવી પોલિસના યોગ્ય બંદોબસ્ત સાથે લઇ જવા લાગ્યા, અર્ધે રસ્તે ગયા એટલામાં મરનાર બાનુઓના સંબંધીઓ દોડતી ગાડીએ આવી પ્હોંચ્યા અને લાસોને અટકાવી, પોલીસ અમલદારોને સમજાવ્યા. પોલિસ અમલદારો કબૂલ થયાથી લાસોને પાછી વાળી અને તેમને ઘેર લઈ જવામાં આવી. આખી રાત્ર પોલીસે અને મરનાર બાનુઓના સગાંઓએ યોગ્ય બંદોબસ્ત રાખ્યો. સવાર થતાં નવ વાગતાં ઠરાવ્યા પ્રમાણે ત્યાં આગળજ જૂરી ભરવામાં આવી હતી.



---

૧ ઉચકનારા.

## પ્રકરણ ૧૦ મું.

## પોલિસનો અભિપ્રાય.

જે પ્રમાણે પ્રજા ઝંપીને બેઠી નહતી તે જ પ્રમાણે પોલિસને પણ ઝંપી બેસવાનો વખત નહિ હતો. આ બનાવ કોટમાં બન્યો હતો તેથી તે વિભાગના પોલિસ અમલદાર પોતાના બીજા સોબતીઓ સાથે આ બનાવના સંબંધમાં જાસતેજો કરવામાં સારી રાત રોકાયા હતા. આમથી તેમથી, જેમ જેમ, જેવી જેવી ખબરો મળતી ગઇ તેમ તેમ તેવી તેવીની નોંધો કરવા લાગ્યા. વળી જે જે ખબરો આપનારા આવી મળતા તેમની જુબાનીઓ લેવાનું કામ પણ શરૂ કરવામાં આવ્યું. છૂપી પોલિસના ભરોસાદાર માણસોને છૂપા પોશાકમાં, જાહેર પોલીસના ભરોસાદાર માણસોને સફેત પોશાકમાં અને બીજા બાતમી મેળવી આપનાર હુશિયાર માણસોને આખા શેહેરમાં રાતોરાત છોડી મૂક્યા, તેઓ ગલી ગલી, મ્હોલ્લે મ્હોલ્લે, શેરીએ શેરીએ, નાકે નાકે અને ચકલે ચકલે જ્યાં જ્યાં પાંચ દસ માણસો એકઠાં મળી વાતો કરતાં ત્યાં ત્યાં ભેળાઈ જઈ તેમાંથી કાંઈ સાર જેવું જણાતું તે બાતમીથી પોલિસ અમલદારોને માહિત કરવામાં આવતા. રાત્ર અને દિવસ પોલીસ ચોકી ઉપર એ જ ધમાલ ચાલતી જણાતી હતી. જેમને પકડી આણવામાં આવતા, તેમની જુબાની લખી લેવામાં આવતી અને તેમને પોતપોતાને ઘેર પાછા વદાય કરી દેવામાં આવતા. જોખમદાર અમલદારોને ખાવાની, પીવાની, બેસવાની, ઉઠવાની કે સુવાની સરખી સહજ પણ નવરાસ મળતી નહિ. જે જે જુબાનીઓ લખી લેવામાં આવી અને જે જે બાતમીઓ મળી તે ઉપરથી પોલિસના અમલદારોએ **અકસ્માત મોતનો** અભિપ્રાય નક્કી કર્યો, અને એજ

આભપ્રાયને વળગી વધારે શોધ, ખોળ, અને બાતમી મેળવવાનું કામ પણ આગળ જોસ બંધ ચલાવ્યું.

પેલો પાર્સિ જેને પહેલે દિવસે શક ઉપરથી પકડવામાં આવ્યો હતો, તેને દરરોજ બોલાવી મંગાવવામાં આવતો અને તેને ઉલટ પુલટ તપાસી પાછો સુખરૂપ તેને ઘેર જવા દેવામાં આવતો. છેવટે પોલિસ અમલદારોનો શક બીલકુલ એ સખસ ઉપરથી દૂર થઇ ગયો હતો. વળી પોલીસને બીજા કોઇ સખસ અથવા સખસો ઉપર શકે સરખો પણ ઉત્પન્ન થયો નહિ, અને હેઠના હેઠ સૂધી **અકસ્માત મોત**ના અભિપ્રાયને પોલીસ વળગી રહી.

---

## પ્રકરણ ૧૧ મું.

### પ્રજા-મત.

પ્રજા-મતના પ્રતિનિધિરૂપ વર્તમાનપત્રોના બાતમીદારો પણ એવી તો સૂક્ષ્મ તપાસ કરવા લાગ્યા કે તેઓએ પોલિસે બાંધેલા **અકસ્માત મોત**થી વિરૂદ્ધ **ભેદભર્યા ખુન**નો મત પ્રજાના અંતરમાં ઉતાર્યો! વર્તમાનપત્રના પ્રતિનિધીઓએ પ્રતિદિન નવી નવી બાતમીઓ મેળવી પ્રસિદ્ધ કરી પ્રજાના **ભેદભર્યા ખુન** મતને સંપૂર્ણ સધ્રડ કરી નાખ્યું. આની વિરૂદ્ધ પોલિસ અમલદારો પણ પોતાના **અકસ્માત મોત**ના અભિપ્રાયને સધ્રડ કરવા લાગ્યા. પ્રજા વધારે રસે ચડી. વર્તમાનપત્રના પ્રવર્તકોને[1] પણ રસ ચડયો. તેમણે જેટલી બની તેટલી ખૂણે ખંટોળેથી બાતમીઓ મેળવી પ્રસિદ્ધિમાં મૂકવા માંડી. પ્રજામાંના કેટલાકોએ

---

૧ માલિકો.

પણ પોતાને મળતી ખબરોથી વર્તમાનપત્રના માલિકોને જાણીતા કરવામાં સ્વધર્મ[1] વિચાર્યો.

પોલિસે પોતાને મળતી અને પોતે મેળવેલી ખબરો વર્તમાનપત્રોના પ્રતિનિધિયોને[2] આપવા એમ જણાવીને ના પાડી કે બધી બાબતો પ્રસિદ્ધ થઇ જવાથી અપ્રાધીઓ શોધી કહાડવામાં તથા ન્યાયના કામમાં અડચણ થાયછે! આમ પોલિસ તરફથી થયલો બંદોબસ્ત જોઇ પ્રજા અને પ્રજાના પ્રતિનિધિયોએ[3] પણ પોતાએ મેળવેલી ખબરોથી પોલિસને જાણીતા નહિ કરવામાં ડહાપણ વિચાર્યું. એમ સમજીને કે પોલિસ પ્રજા વિરૂદ્ધના મતનેજ મજબૂતી આપવાનો સર્વ પ્રયત્ન કરી જાયછે! વર્તમાનપત્રોએ પોલિસના રોકાણ છતાં પ્રતિદિન નવી નવી ખબરોથી પ્રજાને જાણીતી રાખવાનો સઘળો પ્રયત્ન ચાલુ જ રાખ્યો! પ્રજામાં જે જે ચર્ચા ઉઠતી તે પાયા વગરની ઉઠતી જ નહિ! આમ ઉઠેલી ચર્ચાને બીજે દિવસે વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થવાથી પ્રજામતને વધારે પ્રબળતા[4] મળતી ગઈ. આવી રીતે પ્રજા અને પત્રો[5] એક અંગ[6] થઇ ગયાં!

આ ઐક્યમતને દાબી દેવા અને પોલિસ મતની પ્રબળતા સિદ્ધ કરવા અંગ્રેજી વર્તમાનપત્ર ગેઝેટ ખાસ કરી હિમ્મત ભીડી પ્રજામત વિરૂદ્ધ ઝુંડો ઉઠાવ્યો! આ વિરોધથી દેશી વર્તમાનપત્રોમાં વધારે જોમ અને જોર આવ્યું. જેમ જેમ વિરૂદ્ધતા વધતી ગઈ તેમ તેમ જોમ અને જોરમાં પણ વધારો જ થતો ચાલ્યો. પોલિસ અને પ્રજા; આમ બે પક્ષ પ્રત્યક્ષ[7] પડયા. વર્તમાનપત્ર અને પ્રજાએ સરકારને વચ્ચે પડવા વિનંતી કરી. પ્રજા સભા ભરી પ્રજાની એક મતી દેખાડવા તત્પર થઈ. સરકાર કયા

૧ પોતાની ફરજ. ૨ વકીલો–રિપોર્ટરો. ૩ વર્તમાનપત્રો. ૪ મજબૂતી. ૫ વર્તમાનપત્રો. ૬ રૂપ. ૭ ખુલ્લા–દેખઈતા.

મતને સમર્થન[1] કરવું આવા વિમાસણમાં[2] આવી પડી. પોલિસ અને સરકાર વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો. નવા નવા ગામ ગપાટા ઉડવા લાગ્યા, તેમાં કાંઈક ખોટા અને કાંઈક ખરા, પણ ખરા ઘણે અંશે.

'પોલિસના હાથ દબાયા, બરફી મળી' આમ વર્તમાનપત્રો મત પ્રસિદ્ધ કરવા લાગ્યા અને પોલિસની પ્રજાવિરૂદ્ધની વળણથી તે પ્રજા માનવા લાગી અને પોલિસ તે મનાવવાની વળણને વધારે વળગતી ગઈ પણ આ વાતની સત્યતામાં કશી સાબિતી જણાઈ નહીં, તેમ એ વાત ગપ્પાંમાં જ અધર ઉડી ગઈ. મુંબઈ પોલિસના મુખ્ય અમલદારોને દૂર કરી તેમની જગાએ કલકત્તા, મદ્રાસ અને કાઠિયાવાડથી બીજા આવેછે આ ચર્ચામાં પણ સત્ય જણાયું નહિ.

આ પ્રમાણે ગપ સપ અને ખરી ખોટી ચર્ચાએ પ્રજાનાં મન વિહ્વળ,[3] વ્હેમી અને શિથીલ[4] કરી દીધાં, અને પોલિસને હઠીલી બનાવી; છતાં પોલિસમત **અકસ્માત** અને પ્રજામત **ભેદભર્યાં** **ખૂન**માં કશો અંતર[5] પડ્યો નહિ. આવી વિહ્વળ, વ્હેમી અને શિથિલ અવસ્થામાં[6] પણ પ્રજામત પ્રબલજ થતો રહ્યો. આવી અપૂર્વ પ્રજામતની પ્રબળતાએ સરકાર ઉપર સારી અસર થવાથી સરકારી વકીલને જૂરી આગળ ચાલતા કજિયામાં દેખરેખ રાખવા અને ઘટતાં પગલાં લેવા આજ્ઞા થઈ આમ પ્રજાએ માની લીધું. આથી પ્રજાને એમ લાગ્યું કે પોલિસે પોતાનો મમત છોડ્યો અથવા સરકારે છોડાવ્યો. ગમે તેમ પણ પ્રજામતનો જય થતો જણાયો.

---

૧ મજબૂત. ૨ વિચાર. ૩ ગભરાયલાં. ૪ ઠેકાણાવગરના. ૫ ફરક. ૬ હાલત.

# પ્રકરણ ૧૨ મું.

## કોરોનરની તપાસ—૧ લો દિવસ.

બીજે દિવસે બરાબર સાડાનવ વાગતાં કારોનર ડાકટર બ્લેની આવી પ્હોંચ્યો. પોલિસે પ્રથમથી જુરીમાટે બાર ગૃહસ્થોને પકડી આણી બેસાડી રાખ્યા હતા.

પોલિસ અમલદારોમાં કોટ વિભાગના સુપ્રિંટેંડંટ મી૦ મેકડરમટ; ડેપ્યુટિ પોલિસ કમિશનર મી૦ જેલ; છૂપી પોલિસના સુપ્રિંટેંડંટ ખાનબહાદૂર મી૦ અબ્દુલઅલી; ઈંસ્પેકટરો રોસનઅલી અને ફરામજી ભીખાજી હાજર હતા.

કોરોનરના કલાર્કે જુરીના ગૃહસ્થોને તેમના ધર્મપ્રમાણેના સોગન આપ્યા. પછી કોરોનર જુરી સાથે ઘરમાં ગયો. ત્યાં એકઠાં મળેલાં સ્ત્રી-પુરૂષોને અળગાં કહાડવામાં આવ્યાં, માત્ર વર્તમાનપત્રના પ્રતિનિધીઓને રહેવા દીધા. લાસોને સર્વ દેખે તે પ્રમાણે ખુલ્લી મૂકી. કપડાં જે તેઓ પેહેરી ટાવર ઉપર ગયાં હતાં તે એમનાં એમ વગર ફાડવે ઉતારી બાજુ મૂકયાં. પીરોજાનું માથાબાંધણું લોહીથી ભીંજાયું હતું! ઈજાર ઝાંગ આગળથી ચીરાઈ હતી! નાડું તુટી ગયું હતું! બદિયાન, બાડિસ[1] અને સદરો આખાં હતાં પણ તે કાપીને કહાડવાં પડયાં! પગમાંથી બૂટ અને મોજા કહાડી લીધાં! લાસની જમણી બાજુના ભાગ ઉપર લોહી બંધાઈ જઈ બલુ રંગ જેવાં ચાઠાં પડયાં હતાં! બચુબાઇએ પ્હેરેલાં કપડાં સાબિત હતાં; એની લાસની પણ બારિક તપાસ કરી.

"આ તપાસ બનાવ બન્યા પછી બરાબર સત્તર કલાકે કરવામાં આવેછે," કોરોનરે જુરી આગળ જણાવ્યું.

---

૧ પેટી–કાંચળી જેવું.

આ પછી પોલિસ સર્જ્યન ડાકટર **સીડની સ્મીથને** લાસો તપાસવા સ્વાધીન કરવામાં આવી. તે તપાસ કરી થોડા વખતમાં ચાલી ગયો.

જુરીને ઘરની બ્હાર આણી, ઘરની સામે હવે ખુલ્લી તપાસનો આરંભ થયો. ત્યાં ટેબલ મૂકી કેટલીક ખુરસીઓ ગોઠવવામાં આવી હતી. તેમાંની એક જે વચ્ચે હતી તે ઉપર કોરોનર બીરાજ્યા. પોતાની ડાબી બાજુએ જુરીને બેસવાની ગોઠવણ કરી હતી. જુરીની આસપાસ ટોળે વળી મિજલસમાં આવેલાઓ ઉભા રહ્યા. બંદોબસ્ત રાખવા પોલિસના સિપાઇઓ પણ છેટે છેટે ઉભા હતા. સામસામેના અને આસપાસેના ઘરોના ઓટલાઓ ઉપર, માળિયાં અને જાળિયાં ઉપર, બારી અને બારણા ઉપર; સ્ત્રી, પુરૂષો અને છોકરાંઓ સાક્ષી આપવા આવનારની જુબાની સાંભળવા ઝુમખાં વળી ઝઝુમી રહ્યાં હતાં

આરંભમાંજ મરનાર **પીરોજબાઈની** માને સમજાવી ઘરમાંથી બહાર આણવામાં આવ્યાં. તેમનું કલ્પાન્ત–રડવું હૈયા ફાટ હતું. તેમના પગ લુલા થઈ ગયા હતા તેથી તેઓ ફસડીએ ફસડીએ આવ્યાં.

## ૧. ડોસીબાઈની સાક્ષી.

"હું મનરનાર **પીરોજાબાઈની** મા, **બરજોરજી સોરાબજી** ગોદરેજની ધણીઆણી અને મરનાર **બચુબાઈની** સાસુ થાઉં. મારો દિકરો **અરદેશર એલફિન્સ્ટન** પાઠશાળામાં અભ્યાસ કરે છે. **બચુબાઈની** વય ૨૦ વર્ષની હતી અને મારી સાથે રહેતી હતી. તે મનથી અને તનથી આરોગ્ય હતી. બપોરે આસરે ત્રણવાગે **બચુબાઈ** તથા **પીરોજાબાઇ** ચા પી, કપડાં બદલી, **બચુબાઈની** માસીને મળવા તેમને ઘેર ચીરાબજાર ભણી જવા

નિકળ્યાં હતાં. મેં તેમને આયાને સાથે લઈ જવા જણાવ્યું પણ **બચુબાઇએ** 'અમે બે જણુ છિયે માટે આયાની અગત્ય નથી, પાંચ વાગે તો પાછાં ફરીશું' એમ જણાવી ના પાડી, પણ તેઓ પાંચ વાગે પાછાં ફર્યાં ન હતાં;" ડાસાંએ કારોનરની તપાસમાં જણાવ્યું.

"આગળ તેઓ કોઈ વેળા એકલાં જતાં હતાં?" મિ૦ **મેકડર્મેટે** પૂછ્યું.

"બચુબાઇને તેવી ટેવ હતી" સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"**પીરોજબાઈ એલેકઝેંડ્રા** સ્કૂલમાં જતી હતી"? **મિ૦ મેકડર્મેટે** તપાસ ચલાવી.

"હા." ડાસાંએ કહ્યું; પણ ગઈ કાલે શનિવાર હોવાથી શાળા બંધ હતી તેથી **બચુબાઈની** સાથે ગઈ હતી.

"**પીરોજબાઈ** સાથે હમેશ માણુસ જતો હતો?" **મિ૦ મેકડર્મેટે** પૂછ્યું.

"હા" ડોસાંએ જણાવ્યું. "મૂકવા, લેવા અને બપોરનું ભોજન આપવા."

"બેઉ જણુ બહાર ગયાં ત્યારે તેમના હાથમાં 'પારસલ' મેં જોયું ન હતું; **અરદેશર** બહાર ક્યારે ગયો તેની મને ખબર નથી; ધણી ધણીઆણી વચ્ચે સારો સંપ હતો. તેઓ મારાં ઘરમાં સાથે બચ્ચાંની માફક ઉછર્યાં હતાં. પણ ઘરસંસારમાં તેઓ પડયાં નહિ હતાં કારણ **અરદેશર** કોલેજમાં શિખે છે, ડાસાંએ ખુલાસો કર્યો."

"લગ્ન થયાં ત્યારે બેઉની વય કેટલાં વર્ષની હતી? **બચુબાઈએ** સંસારનું સુખ ભોગવવા કોઈ દિવસ ઇચ્છા જણાવી હતી? અથવા ઉદાસ રહેતી હતી?" કારોનરે ધીરેથી પ્રશ્ન કર્યો.

"**અરદેશર** સોળનો અને **બચુ** બારની લગ્ન થયાં ત્યારે હતાં. **બચુએ** ઇચ્છા સરખી જણાવી નહોતી તેમ ઉદાસ પણ રહેતી નહોતી." ડોસાંએ ભાર મૂકી ઉત્તર આપ્યો.

"બચુબાઈના આંગ ઉપર તે બ્હાર ગઈ ત્યારે કાંઇ દાગીના કે પૈસા હતા? અથવા તેના દાગીના ખોવાયા છે?" **મિ. મેકડર્મેટે** સવાલ કર્યો.

"દાગીના જોયા નહોતા અને ગાડીભાડા માટે પૈસા હતા કે નહિ તેપણ હું જાણુતી નથી. કુંચી તેમની પાસે છે તેથી તપાસ્યા વગર કાંઈ ખોવાયાનું હું શું જાણું?" સાક્ષીએ જણાવ્યું.

"દિકરી **પીરોજબાઇના** ધણીનું નામ **શેરાબજી** છે તે ૨૦ વર્ષની વયનો છે, **સરની** શાળામાં પાંચમા વર્ગમાં ભણેછે, તે અગિયાર વર્ષની ઉમ્મરે પરણ્યો હતો. તેણે પણ સંસારસુખ ભોગવ્યું નથી. તેઓ હજી બચ્ચાં છે."

"**રાજાબાઇ** ટાવર ઉપર કોઈ દિવસે તેઓ ગયાં હતાં?" **મિ. મેકડર્મેટે** પૂછ્યું.

"તે હું જાણુતી નથી, નામ સરખું પણ તેમને મ્હોડેથી મેં સાંભળ્યું નથી." **ડોસાંએ** તરતજ જબાબ દીધો.

"**રાજાબાઈ** ટાવર ઉપર જવાની ઇચ્છા મી. **કાપડિયા** સોલિસિટરનાં ધણિઆણી આગળ **પીરોજબાઇએ** જણાવી હતી?" પોલિસે પૂછ્યું. "મને ખબર નથી અને હું તેને ઓળખતી પણ નથી." **સાક્ષિએ** જણાવ્યું. "**પીરોજાંના** આંગપર દાગીના નહોતા. ગાડીભાડાં માટે વખતે બે ચાર આના હોય. મારી પાસે કાંઈ લીધું નહોતું. તેને જ્યારે ખપ પડતો અને માગતી ત્યારે હું પૈસા આપતી."

## ( ૨. રતનબાઇની સાક્ષી. )

"હું મરહુમ **પેસ્તનજી ફરામજી દારૂખાનાવાળાની** વિધવા છું. મરનારોના ઘરને બીજે માળે રહું છું, પણ સગી નથી. બપોરે સુમારે ત્રણ વાગતે **પીરોજબાઈ** તથા **બચુબાઇ** મારી પાસે આવ્યાં હતાં. તેઓ માસીને મળવા જવાનું બોલતાં હતાં, તે વેળાએ ઘણાંજ આરોગ્ય જણાતાં હતાં. પા કલાક લગી ઉભા રહી મારી સાથે વાત કરી હતી." કોરોનરની તપાસમાં સાક્ષીએ કહ્યું.

"મરનારો અને તેમના ધણીઓ વચ્ચે ટંટો થતો કોઈ દિવસ મેં સાંભળ્યો નથી. **પીરોજા**ના હાથમાં ચોપડી જેવું કાંઇ હતું પણ નોકર સાથે નહિ હતો." **મિ. મેકડર્મેટ**ના પૂછવાથી જણાવ્યું.

"તેઓ **રાજાબાઈ** ટાવર જોવા જાય છે એમ જણાવ્યું ન હોતું. તેમના આંગ ઉપર દાગીના ન હતા." જુરીની તપાસમાં ખુલાસો કર્યો.

"બનાવ બન્યો તે દિવસે બેઉ મરનારો મારી પાસે બ્હાર જતાં અગાઉ આવી મને કહ્યું કે 'અમે **બચુબાઇ**ની માસીને ઘેર જઇએ છિએ. તે વખતે મારી ખાત્રી છે કે **બચુબાઇએ** ચસ્મો પ્હેર્યો હતો અને માથા બાંધણું છેક આગળ સુધી બાંધેલું હતું, તે વગર મેં કોઈ પણ દિવસે તેને જોઈ નહતી. પીરોજબાઈના હાથમાં કાંઈ ચોપાન્યા સરખું હતું. મારી સાથે વાત કરવામાં તેમની ચાલચલણ સાધારણ હતી અને રાજાબાઈ ટાવરવિષે કશી વાત થઈ નહતી." સાક્ષીએ ફરી બોલાવી તપાસતાં કોરોનરના પૂછવાથી આટલો વધારે ખુલાસો કર્યો હતો.

આ પછી તા. ૫ મી મે ને દિવસે ફરી મળવાનું ઠરાવી,

જુરી, કોરોનર અને પોલિસ અમલદારો **રાજાબાઇ** ટાવર જોવા ગયા અને ત્યાં મરનારોની લાસો 'કયાં પડી હતી, કેમ પડી હતી, કયાંથી પડી હતી;' તે સઘળું તપાસ્યું, 'લોહીના ડાઘા જોયા, તફાવતનું માપ લીધું, ટાવર ઉપર ચડી તેના પ્રત્યેક મજલા, બારીઓ, જાળીઓ અને કયાં કયાંથી પડી શકાય તે સઘળા સંભવો' ધ્યાનમાં લીધા પછી સૌ સૌને ઘેર જવા વિખરાઈ ગયા.

---

## પ્રકરણ ૧૩ મું.

### પાયદસ.

આગલી રાત્રે ઠરાવ્યા પ્રમાણે જૂરી ભરવાનો વખત બરાબર નવ વાગતાનો હતો. તેથી ધારાપ્રમાણેનો બંદોબસ્ત અને દેખરેખ રાખવા લાગતા વળગતા ન્હાના મ્હોટા કાળાગોરા પોલિસ અમલદારો અને સિપાઇઓ હાજર થયા. જૂરીની ભરણી કરવામાટે આમથી તેમથી રસ્તે જતા ૧૨ માણસોને પકડી આણી બેસાડયા. આ ૧૨ માણસમાં એક પણ પાર્સિને લેવામાં આવ્યો નહિ. બરાબર નવને ટકોરે કોરોનર સર્જન આવ્યો અને જૂરીના ૧૨ ગ્રહસ્થો સાથે લઈ લાસોની સંપૂર્ણ તપાસ કરી રહી, સંચકવાનો હુકમ આપ્યો.

આ પછી સગાં સંબંધીઓએ બેઊ લાસોની પાયદસ કહાડવાનું ઠરાવ્યું. આખો મ્હોલ્લો પાર્સિ સ્ત્રી-પુરૂષો અને બાળકોથી હળીમળી ગયો હતો, પ્રાતઃકાળથી તે પાયદસ નિકળી ત્યાંસુધી તો કોઇએ ચાનો ગોટ સરખો પીધો નહતો! આજુ બાજુના મ્હોલ્લામાં રહેનારાઓની હાલત અને દેખાવ એવોજ હતો! આખા કોટમાં તો જાણે પોતાને ઘેરજ મર્ણ થયું હોય તેમ સ્ત્રી-

પુરૂષો અને બાળકો ઉદાસી થઈ બેસી રહ્યાં હતાં. બ્હારકોટના સઘળા લત્તાતરફથી ઘણા ખરા પાર્સિઓ આ ઉદાસીમાં સામેલ થયા હતા એટલુંજ નહિ પણ પરેલ, મ્હાલક્ષ્મી, દાદર, માટુંગા, માહિમ, વાંદરા અને છેક થાણા કલ્યાણીથી પણ પાર્સિઓ આવી પ્હોંચ્યા હતા.

જૂરીનું કામ ખલાસ થતાં જ લાસોને નવડાવવામાં આવી, લોબાન તથા અગરબત્તી વિગેરે સળગાવવામાં આવ્યાં અને અંધ્યારૂએ ધર્મની ક્રિયા સારવા માંડી. ધર્મની સર્વે ક્રિયા પૂરી થયા પછી પાયદસ ઘરની બ્હાર કહાડવામાં આવી. આ વખતે પ્રત્યેક ઘરના ઓટલા ઉપર, બારીએ અને જાળિયે, અગાસીએ અને ઝરૂખે, પુરૂષો, સ્ત્રીઓ અને બાળકો, ઘરડા અને જુવાન સર્વેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં અને તેઓ દચકાં ખાતાં દેખાતાં હતાં તથા ધારાપ્રમાણે સર્વે જણ નીચા નમી નમીને લાસોને માન આપતા હતા. ધીરે ધીરે ચાલી લાસોને મ્હોલ્લાની બ્હાર આવતાં કંઈ અગણીત પાર્સિઓ આ **સતી નારીઓને** સેવટની આરામગાહની જગાએ પ્હોંચતી કરવાસારૂ માન આપવા આવી ઉભા હતા તેઓ પાયદસમાં સામેલ થયા જેથી એક દરિઆવ જેવો દેખાવ થઈ રહ્યો.

એકેક લાસને ચાર ચાર નસેસાલરોએ ખાંધ આપી હતી અને બીજા અવાર નવાર ખાંધ બદલાવવાને આસપાસ ચાલતા હતા. લાસની આગળ ઘણે દૂર બે કોન્સ્ટબલો અને તેની પછવાડે થોડેક દૂર બે નસેસાલરો ચાલતા હતા. તેઓ જે કોઈ સામે આવતા તેમને બાજૂ કરતા હતા. પાયદસની આજુબાજુ છેટે છેટે પોલિસ સીપાઇઓ ચાલતા હતા. પાયદસમાં બબ્બે જણ રૂમાલ પકડી અને એમ ત્રણ ત્રણની જોડી ચાલતી હતી. પા-

યદસ એવડી તો મ્હોટી થઈ હતી કે પાણીનો જીવતો પ્રવાહ વ્હેતો હોય એમ જોનારને જણાય! મુંબઈમાં કોઇની પાયદસ આવી ડબડબાવાળી અને ગંભીર નીકળી હોય એવું યાદ નથી એમ બુજરગ જોનારા જણાવતા હતા! સર્વેનાં મન ઉદાસ અને મ્હોડાં ઉપર શોક છવાઇ રહ્યો હતો. એક પણ જણ મુખમાંથી ઝીણો સરખો પણ અવાજ કરતો નહિ. આમ શોકનો સાગર બની રહેલો જોનારને જણાતો અને જોનાર પણ શોકમાં ડુબી જતો જણાતો, તેમ કાચા હૈયાનાં માણસો તો રડી જ પડતાં. પાયદસની છેવટે ગૃહસ્થોની અને બીજી ભાડુતી ઘોડાગાડી તથા બેલના રેંકડા ધીરે ધીરે ચાલતા હતા. પાયદસ બરાબર બે કલાકે દોખમે પ્હોંચી. અંધ્યારૂઓએ ત્યાં પ્હોંચ્યા પછી પાછી ધર્મક્રિયા કરી. પાયદસે આવનારાઓએ નમીને યોગ્ય માન આપવા પછી ઘટતી જગાએ સઘળાં પૂરતાં માનસહિત લાસોને મૂકવામાં આવી. આવી રીતે સર્વ કાર્ય થઈ રહ્યા પછી પાયદસે જનારાઓ પાછા વળ્યા.



## પ્રકરણ ૧૪ મું.

### કોરોનરની તપાસ—૨ જો દિવસ.

ઠરાવ પ્રમાણે બરાબર વેળાસર જુરી, કોરોનર અને પોલિસ અમલદારોએ આવી પોતપોતાની ઠરાવી રાખેલી જગાએ બેઠા.

"યુનિવર્સિટિના વાઈસ ચાન્સલરે કૃપા કરી આપણી સગવડ સારૂ આ દિવાનખાનું આપ્યું છે અને આ તપાસ ચાલશે તેટલા દિવસ આપવા સ્વીકાર્યું છે માટે તેમનો ઉપકાર માનું છું;" કોરોનરે પોતાની ખુરસી લેતાં જણાવ્યું.

## ( ૩ મિ૦ મેકડર્મેટની સાક્ષી. )

"હું કોટ વિભાગનો પોલિસ સુપ્રિંટેંડંટ છું. હોર્નબિરોમાં રહું છું. તા. ૨૬ મી એપ્રિલની જુરી વેળા હું હાજર હતો. જુરીએ લાસો તપાસી તે મેં જોયું હતું. તમારા હુકમથી લાસોના કપડાં ઉઘાડવામાં અને જૂદાં કર્યા પછી તે મારે સ્વાધીન કરવામાં આવ્યાં હતાં. હાલ તે મારી પાસે છે. એમાંની બે ઈજારો પોલિસ કમિશનરના હુકમથી તેમની ચીઠી સાથે સરકારી રસાયણીને આપવા લઈ ગયો હતો, તે ગઈ કાલે પાછી મળી છે. તે સાથે એક પત્ર આવ્યો હતો તે પોલિસ કમિશનરના નામનો હોવાથી તેમને પ્હોંચતો કરવામાં આવ્યો છે. આ બેઊ બાઇઓના કપડાંનાં જૂદાં જૂદાં બંડલો છે એમાં એ નીશાનીવાળું બચુબાઇના કપડાંનું છે અને બીનું પીરોજબાઇનું છે. બચુબાઇના કપડાંમાં, સાડી, સદરો, બાડિસ-પેટી, ગરમ પોલકો, ઈજાર અને નવ બટન છે. માથાબાંધણું હતું નહિ; સોગંદ ઉપર કહી શકતો નથી કે હતું નહિં. પણ દરેક પાર્સિ સ્ત્રી બાંધે છે તે હું જાણું છું. એક સોનાની કડી ખાંવિયાએ એક કાનમાંથી કહાડી મને આપી હતી, તે આ રહી." કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"સાડી, સદરો, પેટી, ગરમ પોલકો, ઇજાર અને માથાબાંધણું; આટલાં કપડાં પીરોજબાઇનાં હતાં; તેના કાનમાં કડી હતી નહિં.

## ( ડોસીબાઇની ફરી સાક્ષી. )

ખુરસી આપી બેસાડયાં પછી તેઓએ લખાવ્યું કે "મને જે કપડાં દેખાડવામાં આવે છે તે બચુબાઇએ પ્હેરેલાં હતાં.

બાડિસ–પેટી હાલ જે ફાટેલી છે તે તેણે પ્હેરી તે વખતે તેવી ન હતી. બધાં કપડાં નવાં હતાં. તેઓ બ્હાર જતી વેળા ફાટેલાં કપડાં પ્હેરતાં હતાં નહિં. કડી **બચુબાઇના** કાનની છે પણ કયા કાનની તે ધ્યાનમાં નથી. આ બટન સફેદ પેટીને પોયલાં હતાં. બટન પોવાનાં છિદ્રો ફાટેલાં નહિ હતાં, તેમજ પેટી કોઇ જગાએથી ફાટેલી ન હતી. તે ઘરમાંથી ગઈ ત્યારે જરા પણ ફાટેલી ન હતી. બહાર જતી વેળાએ ફાટાં કપડાં પ્હેરવાનો ચાલ અમારા ઘરમાં નથી. ગરમ પોલકો જે ફાટેલો હાલ હું જોઉ છું, તે નવો અને આખો હતો.”

**પીરોજબાઇના** કપડાં જોઇ બોલ્યાં કે “આ સદરો **પીરોજબાઇનો** છે, એના ઉપર મારે હાથે લાલ દોરાથી નામ ભર્યું છે. આ ફાટેલી, પેટીને દોરાનાં બટન લગાડેલાં હતાં. આ ગરમ પોલકાને સાદા કપડાંનાં બટન છે. એ આગળ પાછળ ફાટેલો છે. આ ઈજારનો એક પાયજામો આડો અવળો અને સીધો ફાટેલો છે. એ સઘળાં કપડાં સારી સ્થિતિમાં હતાં. અમે બધાંએ માથાબાંધણું બાંધિયે છિયે પણ **બચુબાઇને** આણવામાં આવ્યાં ત્યારે તેના બાલ વિખરાયલા જણાતા હતા. માથાબાંધણું દેખાયું હતું નહિ. ધોયા વિનાની **પીરોજબાઇએ** ઇજાર પ્હેરેલી હતી. તેના જમણા પાયજામાનો આડો ઉભો વેળ સૂધી ચીરાડો ઉતર્યો છે. **બચુબાઇની** ઇજારના જેવું આ નાડું છે. **પીરોજબાઇનો** ગરમ પોલકો પણ હાલ ફાટેલો જોઉં છું તે આખો હતો. તે બ્હાર ગઇ ત્યારે આખાં કપડાં પ્હેરી ગઈ હતી. તેની પાસે ઘણાં કપડાં હતાં.”

“બેઉ બાઇઓની કસ્તી કયાં છે?” કોરોનરે **મિ. મેકડાર્મેટ** તરફ જોઇ પૂછ્યું.

"તે પોલિસના હાથમાં આવી નથી;" **મિ. મેકડાર્મેટ** બોલ્યા.

"એક બાઇને હાથમાં ચોપડી લઇ જતાં તમે જોઇ હતી? બ્હાર જતી વેળા મરનારો કપડાં પ્હેરતાં તે તમે જોતાં હતાં?" જુરીએ ખાત્રી કરવા પૂછ્યું.

"ચોપડી નહિ જોઈ હતી; પણ કપડાં જોતી હતી;" સાક્ષીએ ખાત્રી આપી.

"**બચુબાઇ** ચસ્મો પ્હેરતી હતી તો છેલ્લાં બ્હાર ગયાં ત્યારે તે પ્હેરેલો હતો?" બારિસ્ટર મી. ઈન્વેરારિટિયે પૂછ્યું. આનો ઉત્તર સાક્ષિએ "હા" નો આપ્યો.

"ચસ્મો સોનાનો હતો કે રૂપાનો? **બચુબાઇની** નજર ટુંકી હતી શું?" **મિ. મેકડાર્મેટે** પ્રશ્ન કર્યો.

"ચસ્મો સફેદ ધાતુનો હતો. તેનાથી દૂર દેખાતું નહિ હતું, માત્ર વાંચતી વેળા વાપરતી હતી." સાક્ષીએ ઉત્તર આપ્યો.

"**બચુબાઇને** શીફરૂ થતું હતું?" **મિ. મેકડર્મેટે** પૂછ્યું; પણ કોરોનરે એ સવાલ તેની માને પૂછવા જણાવ્યો.

"માથાબાંધણું બાંધ્યા વગર તેમને બ્હાર જવા દઉં જ નહિ, **બચુબાઇ** માથાના બાલમાં સૂયા ખોસતાં હતાં પણ **પીરોજા** નહિ. મારી આયા **પાનબાઇ** ખાવેણે મને પ્રથમ ખબર આપી ત્યારે મેં એમ નહિ ધાર્યું કે ટાવર ઉપરથી પડી મર્ણ પામનાર મારી દીકરીઓ હોય."

મારા દિકરા **અરદેશરે** બ્હારથી આવી પૂછતાં મેં જણાવ્યું કે 'બેઉ માસીને ઘેર ગયાં છે.' પણ તેણે ખાત્રીથી કહ્યું કે 'ટાવર આગળ પડેલી આપણી છોકરીઓ જેવી લાગે છે માટે મારી સાથે આવી જુઓ.' લાસોને અમે બેઉએ જઇ જોઈ

ઓળખી હતી." મિ. મેકડર્મેટના પ્રશ્નોના ઉત્તરમાં સાક્ષીએ ખુલાસો કર્યો.

"હું મુંબઇમાં આવી ત્યારથી બચુબાઇ હમેશાં મારી સાથે રહેતી હતી, જે વખતે તે ૧૧ વર્ષની વયની હશે; તેને હિસ્ટિરિયા પ્રથમ ૧૬ વર્ષની વયે થયો હતો, ત્યારે ચાર માસ આજારી રહી હતી. રોગનો હુમલો ૩-૫-કે-૭ દિવસે થઈ આવતો, તે માત્ર મ્હોંડા ઉપર પાણી છાંટવાથી મટતો. એથી કોઇ દિવસ તૂટી પડેલી નહિં, કારણ તેને પ્રથમથી સમજ પડતી એટલે અમને ચેતાવે; અમે ડાકટરોની દવા કરિયે પણ તેમણે કારણ કહ્યું નહિ. બે ત્રણ માસ ઉપર અટકાવના સંબંધ શિવાય કોઇ પણ કારણસર દવા કરવી પડી ન હતી."

"માસીને ઘેર નહિ જતાં ટાવર જોવા આવ્યાં તેમાં મને અજબ લાગ્યું નહિ, કારણ તેમને ફરવા જવાનો શોખ હતો. તેમણે ટાવર જોવા જવાનું મને પૂછ્યું ન હતું પણ તેઓ બ્હાર ફરવા જવા આવવા સ્વતંત્ર હતાં. બચુબાઇ મજબૂત બાંધાની અને બે હાંડા જેટલું પાણી ઉંચકવાની શક્તિ ધરાવતી હતી;" કારોનરના પૂછવાથી સાક્ષીએ સવિસ્તર બ્યાન આપ્યું.

## (૪. મિ. અરદેશરની સાક્ષી.)

"હું એલ્ફિંસ્ટન કાલેજમાં બી. એ. નો અભ્યાસ કરૂંછું. બચુબાઇ મારાં ધણીઆણી થાય. અમે સાથે એકજ ઘરમાં રહેતાં હતાં પણ સંસારસુખ ભોગવતાં નહિ હતાં, તે સંબંધી વાતો પણ કદી કરતાં નહિ. હું બી. એ. થાઉં ત્યાંસુધી બચુબાઇની પ્રસન્નતાથી તે બંધ રાખવામાં આવ્યું હતું. અમારાં લગ્ન ૧૦ વર્ષ ઉપર કરવામાં આવ્યાં હતાં. તે ઉદાસી નહિ પણ નિરંતર સંતોષી રહેતી હતી. મારી બ્હેન પીરોજા પણ તેવીજ

સંતોષી હતી. મારી બ્હેન કરતાં બાયડી વધારે શક્તિવાળી અને હિમ્મતવાન હતી. છેલ્લાં ત્રણ ચાર વર્ષ થયાં તો તે આરોગ્ય રહેતી હતી. તે પોતાની જીંદગીથી કંટાળેલી નહિ પણ સુખી હતી. તે બંદગી કરતી, ધર્મનાં ફરમાનો પાળતી, છતાં ધર્માંધ ન હતી. તે સુધરેલા નહિ પણ જૂના વિચારની હતી. અમે સેનસાહી પંથના મોબેદ છિયે, મારાં માબાપ બચુબાઇ ઉપર પૂર્ણ મ્હેરબાની રાખતાં. તેને જે જોઇતું તે મારી માતા અપાવતાં છતાં તે કદી અઘટિત માગણી કરતી નહિ. મારી માતા વહુ અને દીકરીને સરખાં ગણતાં અને ચ્હાતાં."

"હું બ્હાર જવાનાં કપડાં પ્હેરતો હતો તે વખતે બચુબાઇએ હસતે મુખે મને ચા પીવા જણાવ્યું. મેં કપડાં પ્હેરી તે પીધા પછી મારી પાસેથી ૧૫-૨૦ દિવસ ઉપર લીધેલો ઉછિનો રૂપિયો પાછો આપ્યો ત્યારે તે ખુશ મીજાજમાં હતી."

"ફાર્સિ શિક્ષકને ઘેરથી સવા પાંચ વાગે ઘેર આવી પ્હોંચતાં પાનબાઇ આયાએ કહ્યું કે 'બે પાર્સિ છોકરીઓ ટાવર ઉપરથી પડી મર્ણ પામી છે,' પણ મેં મારી બ્હેન કે બાયડી હોવા વિષેનું ધાર્યું નહિ. ચા પી ફરવા નિકલ્યો, રસ્તામાં મિ. ખરસદજી મૌડાવાળા મળ્યા, તેમને આયાએ કહેલી વાત કહી. ત્યાંથી સાથે જ ટાવર આગળ આવી લાગતાં કંપાઉંડ[1] આગળ લોકોનાં મ્હોટાં મ્હોટાં ટોળાં દીઠાં! ત્યાં અગણિત અટકલો સાંભળી! ભીડ એટલી બધી હતી કે પોણા સાત વાગતા સૂધિ લાસ આગળ જઈ શકાયું નહિ. તે ખાત્રીપૂર્વક નહિ ઓળખાયાથી બ્હાર આવી, વિક્ટોરિયા કરી, સિધો ઘેર જઈ, મારી માને તેડી લાવ્યો અને બારીકીથી તપાસતાં તો તે ઓળખાઈ." મિ. અરદેશરે કોરોનરના પૂછવાથી લખાવ્યું.

---

૧ ખુલ્લી જગો.

"પ્રથમ આવ્યા ત્યારે તમારી બાયડીને ઓળખવામાં શી હરકત નડી હતી?" મિ. મેકડર્મેટે પૂછ્યું.

"એણીના મૂખનો આકાર કેવળ બદલાઇ ગયો હતો તેથી;" સાક્ષીએ ઉત્તર આપ્યો.

"કપડા ઉપર ભરેલાં નામના અક્ષરો તપાસ્યા હતા?" મિ. મેકડર્મેટે તપાસ આગળ ચલાવી.

"મેં કપડાં તપાસ્યાં નહિ હતાં." સાક્ષીએ જણાવ્યું.

"તમારા સસરા ક્યારે ગુજર્યા? તેઓ તમારી સ્રીને કાંઇ વારસો આપી ગયા છે?" મિ. મેકડર્મેટે તર્ક કર્યો.

"તેઓ સુમારે ૧૧ વર્ષ ઉપર મર્ણ પામ્યા છે અને રૂ. ૫૦૦૦) આપી ગયાનું મેં સાંભળ્યું છે;" સાક્ષીએ ખુલાસો કર્યો.

આવા બીજા સવાલોની અગત્ય કોરોનરને ન જણાયાથી મિ. મેકડર્મેટે તે પૂછવા માંડી વાળ્યા.

"તમો ધણી ધણીઆણી અરસપરસ ઉછિનું આપતાં હતાં?" એક જુરરે પૂછ્યું.

"હા, ને તે પાછું પણ વાળતાં," સાક્ષીએ જણાવ્યું.

"તે એટલાજ માટે કે તમારો સંબંધ ધાટો હતો?" કોરોનરે ખાત્રી કરવા ચાહી.

"હા, ને પૈસા અમને અમારાં માતાજી આપતાં," સાક્ષીએ જવાબ આપ્યો.

"તમારી સ્રી મર્ણ પામે તો તેના રૂ. ૫૦૦૦) કોને મળે?" જુરરે પૂછ્યું.

"હું જાણતો નથી ને મેં તે સંબંધી વિચાર પણ કર્યો નથી." સાક્ષીએ દુઃખથી કહ્યું.

“તમે લાસને પ્રથમ જોઇ ત્યારે પ્રકાશ કેવો હતો ?” બા-રિસ્ટરે પૂછ્યું.

“પ્રકાશ ઝાંખો હતો, માત્ર બે દીવા હતા, વળી મારી દૃષ્ટિ ટુંકી છે, હું ચસ્મા પ્હેરૂં છું તેમ મેં આગળ મુએલી લાસ જોઇ ન હતી,” સાક્ષીએ ધીરજથી જણાવ્યું.

વળી એક જુરરના પૂછવાથી જણાવ્યું કે “મ્હારી બ્હેન કે બાયડીને ‘અંગ્રેજી નોવલ કે ગુજરાતી કથા” વાંચવાનો શોખ ન હતો.

## ( ૫. મિ. સોરાબજીની સાક્ષી. )

“મારૂં નામ **સોરાબજી ધનજીશા દસ્તુર–કામદીન**; હું સ-રની શાળામાં પાંચમા ધોરણનો અભ્યાસ કરૂંછું; મારી અને બ-ચુબાઇ વચ્ચેના સગપણની મને ખબર નથી; **પીરોજબાઇ** મારી સ્ત્રી થાય; અમારાં લગ્ન ક્યારે થયાં તેની મને ખબર નથી; હાલ હું ૨૦ વર્ષની વયનો છું, અમે ફ્રિયર રોડઉપર સાથે રહેતાં હતાં; પીરોજબાઇનાં માતા મારાં સાસુ અને ફૂઈ પણ થાય. બેઉ મરનારો બ્હાર ગયાં તે આગમજ ૧ાા થી ૪ાા વાગતા સૂધિ હું સુતો હતો; સવા પાંચ વાગે **શિકવાનું** ભાષણ સાંભળવા ગયો, તેને મારો એક દાંત પાડવા કહ્યું પણ તેણે નાપાડી; સાત વા-ગતા સૂધિ ત્યાં જ હતો; ત્યાં મારા એક મિત્રે **રાજાબાઇ** ટાવર ઉપરથી બે પાર્સિ સ્ત્રીઓ પડી મર્ણ પામવાની ખબર મને કહી; ત્યાંથી તેની જ સાથે પથ્થર બંદર ઉપર ગયો, જ્યાંથી ૭ાા વા-ગતે ઘેર આવ્યો, ત્યારે લોકોએ મને કહ્યું કે ‘**પીરોજા** અને **બચુબાઇ** ટાવરપર ગયાં હતાં ત્યાં તેઓ ઉપરથી પડી મર્ણ પામ્યાં છે.” હું ઘરમાં જ રહ્યો, લાસોને સુમારે નવ વાગે ઘરમાં આણવામાં આવી હતી.”

"અમે કદી લડતાં નહિ; અભ્યાસ પૂરો થવા પછી સંસારસુખ ભોગવવાની ઇચ્છા રાખતાં હતાં. **પીરોજબાઇ** આનંદી સ્વભાવની, સારી, આરોગ્યતાવાળી અને સુખી હતી; તેણે કોઈ પણ દિવસે 'જીવથી કંટાળેલી' જણાવ્યું ન હતું."

"મારા બાપ પોતાના ભાઈ સાથે રહેછે; મારી ફુઈ જે મારાં સાસુ પણ થાય તેમણે મને મારી ૧૦ વર્ષની ઉમ્મરથી અભ્યાસ કરવા પોતાની પાસે રાખ્યો છે." કોરોનરની તપાસમાં **મિ. સોરાબજીએ** સવિસ્તર લખાવ્યું.

"તમારા બાપનું છૂટું ઘર નથી? તેઓ **ડોસીબાઈ** તમારાં સાસુ-ફોઈના ભાઈ સાથે રહેછે?" બારિસ્ટરે પૂછ્યું.

"હા, તેમનું છૂટું ઘર નથી તેથી તેઓ મારી સાસુના ભાઈ સાથે રહેછે," સાક્ષીએ ઉત્તર આપ્યો.

"**પીરોજબાઇ** ચોપડીઓ વાંચતી હતી?" જુરરે પૂછ્યું.

"હા, પણ પોતાના અભ્યાસની ચોપડી વગર બીજું નહિ." સાક્ષીએ કહ્યું.

## ( ૬. મિ. બરજોરજી જામાસ્પજી પાવરીની સાક્ષી. )

"કમિશન એજંટ ડી. **ચોથિયાની** કંપનીમાં હું કલાર્ક છું: ખેતવાડીના અગિયારી મ્હોલામાં રહું છું; મરનારોને ઓળખતો નથી; તા. ૨૫ મી એપ્રિલે બપોર પછી ત્રણ વાગે મારી આફીસથી **નેશનલ** બેંકતરફ જતાં ટ્રિચરની દુકાન આગળથી, મરનાર બાઇઓમાંની એકે હાથમાં વર્તમાનપત્ર અથવા ચોપાનિયા જેવું ઝાલેલું, માહોમાહ્ય આનંદથી હસી હસી વાતો કરતાં, હાઇકોર્ટતરફ જતાં મેં જોયાં હતાં; તેમની વાતો સંભળાઈ નહતી; ઘેર જવા પછી આસરે પાંચ વાગે સાંભળવામાં આવ્યું કે 'રા-

જાબાઇ ટાવર ઉપરથી બે પાર્સિ બાનુઓ પડી મર્ણ પામી છે;' હું ટાવરતરફ જવા નિકળ્યો, ત્યાં છ વાગે પ્હોંચ્યો અને પ્રથમ જતાં જોયલી તે બાનુઓ આ જ એમ ઓળખી; તેમની પાછળ જતાં મેં કોઇને દીઠો નહિ હતો." સાક્ષીએ કોરોનરને લખાવ્યું.

"બેઊને માથે માથાબાંધણાં હતાં અને એકે ચસ્મા પ્હેરેલા હતા," બારિસ્ટરના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"તેમની સાથે કાંઈ વાત ચીત થઈ ન હતી." **સાક્ષીએ** કોરોનરને ઉત્તર આપ્યો.

તેઓ ઉસ્કેરાયલી નહતી? **સાક્ષીએ** જુરીના પૂછવાથી જણાવ્યું.

## (૭. મિ. ખરસદજી એદલજી ફાર્બસની સાક્ષી.)

"હું એડવોકેટ જનરલની આફિસમાં કલાર્ક છું; ધનજી ડુંગરી મ્હોલામાં રહું છું; તા. ૨૫ મી એપ્રિલે આફિસની આગાસી ઉપર ત્રણ વાગતાને સુમારે ઉભેલો હતો તે વેળાએ બે પાર્સિ બાનુઓને હાઇ કોર્ટના પૂર્વ માર્ગથી ટાવર તરફ આનંદથી હસ્તે મ્હોંડે વાતો કરતાં જતાં જોઇ હતી; એકના હાથમાં ચોપાનિયા જેવું કાંઇ હતું; તેમની પાછળ કે આગળ કોઈ ન હતું; આસરે અર્ધે કલાકે આફિસના સિપાઇએ આવી ખબર આપી કે 'બે પાર્સિ સ્ત્રીઓ ટાવર ઉપરથી પડી મર્ણ પામી છે;' આ સાંભળી ત્યાં જતાં એકને લાઇબ્રેરીની પગથી ઉપર અને બીજીને વિકટોરિયામાં પડેલી દીઠી; આફિસ આગળથી થોડા વખત ઉપર ગયલી સ્ત્રીઓ આ જ હતી એમ મેં ઓળખી; વિકટોરિયામાં પડેલીની નાડી તપાસતાં તે ચાલતી જણાઇ; તેથી પોલિસ સિપાઇને ગોકલદાસ તેજપાળવાળી આસ્પિટાલમાં ઝડપથી લઇ જવા

જણાવ્યું; તે ગયા પછી બીજી લાસ પાસે જઈ સાડીનો છેડો ઉઘાડી જોતાં, છાતી ખુલ્લી, તે ઉપર ઉંડાં નખોર્યાં પડેલાં અને કપડાં ફાટેલાં જણાયાં; માથાબાંધણું જણાયું નહિ; આ પછી એક સ્ત્રીના હાથમાંના ચોપાનિયાની ખોળ કરવા **મિ. મેકડર્મેટ** અને **ખાનસાહેબને** જણાવ્યું." કોરોનરની તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

"લાસોના માથાબાંધણાં તમે જોયાં હતાં?" બારિસ્ટરે પૂછ્યું.

"હા, એકને માથે જોયું હતું." સાક્ષીએ ઉત્તર દીધો.

"કોઇને આંખે ચસ્મા હતા?" કોરોનરે ખાત્રી કરવા ચાહ્યું.

"તે મારા જોવામાં આવ્યા નહિ હતા." સાક્ષીએ જણાવ્યું.

## (૮. ભગવાનદાસ રણછોડદાસની સાક્ષી.)

"હું ગાડીઘોડાની દલાલી કરૂં છું; કોટમાં ત્રણ દરવાજા આગળ રહુંછું; તા. ૨૫ મી એપ્રિલે ત્રણ વાગતાને સુમારે યુનિવર્સિટિના બાગમાં જઇ ત્યાંના માળીને તેના ભાણેજના આવવા વિષેની ખબર પૂછતાં તેણે નાપાડી હતી; પછી હું બાંક ઉપર બીડી પીવા બેઠો હતો, તેવામાં બે પાર્સિ સ્ત્રીઓ ચકરીમાં થઈ આવી, તેમની પાછળ ૨૦–૨૫ પગલાંને અંતરે મારા કરતાં સહજ મ્હોટા પાર્સિએ ચાલતાં સિપટી વગાડી. **લ્હોરકાં ચાલ્યાં** બોલતો તે સંભળાયો. કશું બોલ્યાવગર બાઇઓએ પાછું ફરી જોવાથી પેલા પાર્સિએ પોતાનું મ્હોંડું પાછળ ફેરવી છુપાવ્યું; પાંચેક મિનિટ પછી ત્યાંથી ઉઠી હું દાઊદ **સાસૂનની** આફિસમાં ગયો."

"પેલો પાર્સિ પેલી સ્ત્રીઓની પાછળ ગયો પણ તેમણે વલણ લેવાથી હું તેમને જોઇ શકયો નહીં; સાડા પાંચ વાગે ટાવર આગળ પાછો આવ્યો પણ લાસોને જોઇ શકયો નહિ." સાક્ષીએ કોરોનરને જણાવ્યું.

"પાર્સિ કેટલું મ્હોટે બોલ્યો હતો?" જુરરે પૂછ્યું.

"હું અને પેલી સ્ત્રીઓએ સાંભળ્યું એટલું;" સાક્ષીએ કહ્યુ.

"એ ઉપરથી તમે શું સમજ્યા?" જુરરે અભિપ્રાય માંગ્યો.

"તે સ્ત્રીઓને અપમાન આપવાનું." સાક્ષીએ જણાવ્યું.

"તે પાર્સિને તમે ઓળખશો?" કોરોનરે પૂછ્યું.

"મને દેખાડવામાં આવે તો ઓળખું;" સાક્ષીએ હિમ્મત દેખાડી.

આ વખતે સર્વે લોકોની ઇન્તેજારીનો અને અધીરાઇનો કશો પાર રહ્યો નહિ! પેલા પાર્સિને લોકોના ટોળામાં ભેળવીને ઉભો રાખવામાં આવ્યો હતો! પણ સાક્ષીએ લોકોના ટોળાં વચ્ચેથી પેલા જ પાર્સિને ઓળખાવ્યો. અંદર બેઠેલા લોકો તેમ જ બ્હાર એકઠા મળેલા લોકોમાં ઉસ્કેરણીની સાથે ખુશાલી; ગભરાટ સાથે ઘોંગાટ; અને આશ્ચર્ય સાથે ઈન્તેજારી એટલી બધી તો પ્રસરી ગઈ કે પાંચ મિનિટ સૂધિ લોકો શાંત થયા નહિ. અને પેલા પાર્સિમાટે પોલિસને ખાસ બંદોબસ્ત રાખવાની અગત્ય જણાઈ.

કોરોનરે શાક્ષીને પૂછ્યું, "એણે કયે હાથે સિપટી વગાડી?"

"જમણે હાથે." સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"કેમ જાણ્યું કે આ સ્ત્રીઓ માટેજ સિપટી વગાડી?" જુરરે શંકા કરી.

"તે વગર બીજી સ્ત્રીઓ હતી નહિ, વળી તે સ્ત્રીઓએ અજાયબી સાથે પાછું ફરી જોયું તેથી." સાક્ષીએ ખુલાસો કર્યો.

"મરનાર સ્ત્રીઓની પૂઠે અથવા આસપાસ એના શિવાયના બીજા માણસને ચાલી જતાં મેં જોયા ન હતા, તેમ બાગમાં પણ કોઇ ન હતું;" કોરોનરના પૂછવાથી સાક્ષીએ કહ્યું.

"કાળો દગલો, સફેદ પાટલૂન, અને પાઘડી પ્હેરેલી હતી, દગલાનાં બટન પોયલાં હતાં પણ માહ્યથી કોલર દેખાતો હતો. પ્રથમ તેજ દિવસે મેં જોયો હતો અને એક દિવસે મિ.મેકડર્મટને ઘેર; હું ડેવિડ સાસૂનની આફિસમાંથી પાછો આવ્યો ત્યારે તે બાગમાં નહતો; તેણે સિપટી ફોડી ત્યારે હું તેની તરફ જ જોતો હતો. બાઇઓના મુખની આકૃતિ સિપટી સાંભળી કેવી થઇ તે મેં જોયું નથી." સાક્ષીએ જુરીની તપાસમાં આટલું વધારે કહ્યું.

---

## પ્રકરણ ૧૫ મું.

## કોરોનરની તપાસ—૩ જો દિવસ.

## ( ૯. દૌલત સિપાઇની સાક્ષી. )

"હું એકાઉન્ટંટ જનરલની આફિસનો સિપાઈ છું. કાલબાદેવી આગળ રહું છું. તા. ૨૫ મી એપ્રિલે બપોરે બે વાગે મારો મિત્ર **લક્ષ્મણ** પોતાના ત્રણ મિત્રો લઈ મારી આફિસમાં આવ્યો હતો. તેમને મારી આફિસનું મકાન દેખાડી ટાવર જોવા તેડી ગયો હતો; તે વખતે ત્રણ વાગ્યા હશે. ટાવરના હવાલદારે મારી વિનંતી ઉપરથી ઝરૂખામાં થોડે છેટે બેઠેલા હમાલને દેખાડવા કહ્યું. આ વાતો ચાલતી હતી તેવામાં એક પાર્સિ આવ્યો. તેને હું ઓળખી શકું."

આ વેળા પેલા પાર્સિને પોલિસે સારા બંદોબસ્ત સાથે હા-

જર કર્યો. સાક્ષીએ તરત જ ઓળખ્યો. કોરોનરના કહેવાથી સાક્ષીએ તેનું નામ પૂછ્યું.

માણેકજી; પેલા પાર્સિએ જણાવ્યું.

"આખું નામ બોલો;" દુભાષિયાએ કહ્યું.

**માણેકજી અસલાજી.**

એને ત્યાંથી પાછો લઈ જવામાં આવ્યો, પણ લાવતી અને લઈ જતી વેળાએ લોકોએ તેના પ્રત્યે ધિક્કાર દર્શાવવા જબરો ઘોંગાટ કર્યો.

"આ પાર્સિએ હમાલને કાંઈ પૈસા આપવાથી તેને દરવાજો ઉઘાડી ઉપર જવા દીધો, તેની પૂઠે મારા ત્રણ મિત્રો ને બીજા પાંચ છ માણસો ગયાં, તેમાં એક છોકરો હતો પણ કયી જાતનો તે ધ્યાનમાં નથી. બીજા પાંચ છ છોકરાઓને ઉપર જવા દીધા નહિ તેથી તેમણે 'હુરેરે હુરેરે' ના પોકાર કર્યા. હમાલે દરવાજાને બ્હારથી તાળું દીધું. હું અને હવાલદાર વાતો કરતા હતા એટલામાં બે પાર્સિ સ્ત્રી આવી, ઉપર જવા ઇચ્છ્યું; મેં હવાલદારનો હવાલો આપ્યો. તેઓ વચ્ચે શી વાતો થઈ તે મેં સાંભળી નહિ. હવાલદાર હમાલ પાસે કૂંચી લઈ યુનિવાર્સિટિ લાયબ્રેરીને માર્ગે તેમને લઈ જવા લાગ્યો. હું તેમની પૂઠે હતો. તેણે પ્હેલા માળની અગાસીનો પ્રથમ અને ટાવરપર જવાનો ન્હાનો દરવાજો પછી ઉઘાડ્યો. આ વખતે બે મુસલમાન સ્ત્રીઓ ઉતરતાં દેખાઈ અને બીજાંઓનાં પગલાં સંભળાયાં હતાં. એક પાર્સિ બાઇએ મારા હાથમાં બે બે આની મૂકી તે હવાલદારને આપવા કહ્યું. તેમ મેં કર્યું પછી તે બાઇએ હમાલ અને સિપાઇઓ વચ્ચે વ્હેંચી લેવા જણાવ્યું. ઘડિયાલના ઓરડા આગળ પ્હોંચ્યા પછી હવાલદાર 'કૂંચી ભૂલી આવ્યો તે લઈ આવું'

કહી નીચે ગયો. બાઇઓ આગળ ને હું પાછળ એમ અમે છેક મથાળેની અગાસી ઉપર ગયાં. હવાલદારના જવા પછી ઉપર ચડતાં વચમાં કોઈ મળ્યું નહિ. બાઇઓ અગાસી ઉપર આસપાસ જોવા ફરતી હતી. તેમાંની કોઇએ ચસ્મા પ્હેર્યા નહતા. કોઇના હાથમાં કાંઈ હતું કે નહિ તેની ખાત્રી નથી. અગાસી ઉપર મારા બે મિત્રો અને બીજાં સાત આઠ માણસો હતાં. હવાલદાર આસરે ૧૦ મિનિટમાં કૂંચી લઈ આવી પ્હોંચ્યો તેટલી વેળા અમે દેખાવ જોતાં હતાં. હવાલદારે ઘડિયાલનું યંત્ર (સાંચાકામ) જોવા આવવા સર્વને જણાવી, પેલી બાઇઓ તરફ ગયો ત્યાં તેમની સાથે વાત કરી કે નહિ તે જાણતો નથી, પણ મારા પૂછવાથી જણાવ્યું કે હાલ તરત જોવા આવવા તેઓ ના પાડે છે. અગાસી ઉપર તેમના સિવાય બીજા કોઈ હશે. દરવાજાની બાજુમાં એક બુઢ્ઢા મુસલમાનને દીઠો હતો. સાત આઠ મિનિટમાં સાંચાકામ જોઈ નીચે ઉતરતી વેળા અગાસી ઉપર લઈ જઈ હવાલદારે ઘડિયાલના કાંટા દેખાડ્યા હતા ત્યારે કેટલા વાગ્યા હતા તે ધ્યાનમાં નથી. ગોળ દાદરેથી નીચે ઉતરતાં એક બાબુ મળ્યો, તે એકલોજ હતો કે સાથે કોઈ હતું તેની યાદ નથી. હેઠળ આવ્યા તો ઝરૂખા આગળ આવતાં પેલી બાઇઓને પડેલી દીઠી તેમાં એક જીવતી ને બીજી મર્ણ પામી હતી. થોડિક સેકંડ થોભી મારા મિત્રો પોતાને ઘેર અને હું આફિસમાં ગયો.” કોરોનરના પૂછવાથી સાક્ષીએ લખાવ્યું.

“તમારા ત્રણે મિત્રોને અહિં સાક્ષી આપવા બોલાવ્યા છે?” **મિ. મેકડર્મેટે પૂછ્યું.**

“હા; આ મારા ત્રણ મિત્રો વિઠુ બાબાજી, હિરૂ લક્ષ્મણ અને નારાયણ રાઘુ મારી પૂર્વે ઉપર ગયા હતા અને આ બીજા બે લક્ષ્મણ નારાયણ અને બાબાજી સહુ ટાવરને મથાળે મળ્યા

હતા, એઓ પણ મારા મિત્ર છે.” સાક્ષીએ સર્વેને ઓળખાવી કહ્યું.

“**માણેકજી અસલાજી**ની પાછળ આ જ પાંચ જણ ઉપર ગયા હતા અને માણેકજી પણ ત્યાં હતો.” સાક્ષીએ મી. મેકડર્મેટના પૂછવાથી જણાવ્યું.

( અત્રે એક બુઢ્ઢા મુસલમાન અને છોકરાને આણવામાં આવ્યા. )

“આ બુઢ્ઢો દરવાજા પાસે હાથ ઉપર પોતાનું માથું ટેકી પડયો હતો, તેની સાથે આ છોકરો હતો કે નહિ તે યાદ નથી.” સાક્ષીએ ઓળખાવી જણાવ્યું.

**પ્રભાશંકર પદ્મસીને** દેખાડી “આને પણ અગાસી ઉપર દીઠો હતો. પાર્સિ બાઇઓ ડાબી બાજુએથી અંદર દાખલ થઈ હતી. હું તેમને બીજા આગળ ઉભો રહી જોઈ શકતો હતો. તેઓ આગળ ચાલી ટાવરની બીજી તરફ ગયાં તેથી તેઓ દેખાઈ શકી નહિ.”

“ત્યાં કોઈ પાર્સિ છોકરાં જોવામાં આવ્યાં હતાં. એક છોકરો ને એક છોકરી. તેઓ ઘંટ આગળ, બીજા ભેળાં ઉભાં હતાં. કદાચ તેમને ઓળખી શકું” મિ. મેકડર્મેટના પ્રશ્નોના ઉત્તર સાક્ષીએ આપ્યા.

“કોર્ટને મારી વિનંતી છે કે તેમને અત્રે આણવા મિ. ક્રેગીને ફરમાવવું.” મિ. મેકડર્મેટે સૂચના કરી.

“મિ. ક્રેગી તેમને ખીસામાં લઈ ફરતો નથી;” મિ. ઈન્વેરારિટિ બોલ્યા.

“હું પણ મિ. ક્રેગીને ફરજ પાડી શકતો નથી;” કોરોનરે ઉમેર્યું.

"તેમને આવતી કાલે હાજર કરવાનું **મિ. ક્રેગી** માથે લેશે?" **મિ. મેકડર્મટે** બીજી સૂચના કરી.

"તે કશું માથે લેતો નથી." **મિ. ઈન્વેરારિટિ** છંછેડાઈ પડ્યા.

"હું એવિષેની અત્રે નોંધ લઉં છું; જ્યારે રજુ કરવામાં આવશે ત્યારે સાક્ષીને ઓળખાવવા બોલાવી શું." કોરોનરે ચુકાદો કર્યો.

"ટાવરઉપર દસ બાર જણ હતાં. બે પાર્સિનાં છોકરાં અને **માણેકજી** અમારીસાથે ઘડિયાળ જોવા આવ્યા હતા કે નહિ તેનું ધ્યાન નથી. તેમ **માણેકજી**નું પાછળથી શું થયું તેની પણ ખબર નથી." સાક્ષીએ **મિ. મેકડર્મટ**ના પૂછવાથી વધારે ખુલાસો કર્યો.

"તમે હેઠળ ઉતર્યા ત્યારે **માણેકજી** ઉપરજ હતો?" કોરોનરે પૂછ્યું.

"હું જાણુતો નથી;" સાક્ષીએ કહ્યું.

"ઘડિયાળનો દરવાજો યુનિવર્સિટિના હવાલદારે ઉઘાડ્યો હતો. તેનીઅંદર ગયા ત્યારથી તે હેઠે ઉતર્યા ત્યાંસુધી ચિચિયારી સાંભળી ન હતી. આ ખાલી બાટલી મારી સાથે ઉપર ગયો ત્યારે લઈ ગયો હતો" સાક્ષીએ ખાત્રીથી **મિ. મેકડર્મટ**ના પૂછવાથી જુબાની આપી.

"બાટલીસાથે આ કજીઆને શું સંબંધ છે?" કોરોનરે પૂછ્યું.

"તે આગળ જણાશે;" **મિ. મેકડર્મટે** ટુંકમાં પતાવ્યું.

બાબુ સૂરતચંદ્ર ચોધરી અને તેના દિકરા જનાર્દન ચોધરીને હાજર કર્યા, તેમાંથી સાક્ષીએ સૂરતચંદ્રને ઓળખ્યો અને બીજાને 'દીઠો ન હતો' એમ જણાવ્યું.

"ઘડિયાળના કાંટા જોતી વેળા અમારૂં મોઢું પશ્ચિમતરફ હતું." **મિ. મેકડર્મટને** સાક્ષીએ ઉત્તર આપ્યો.

"પશ્ચિમ દિશા કયી તરફ?" કોરોનરે સવાલ કર્યો.

"આ બાજુ; દરિયા તરફ." સાક્ષીએ આંગળી દેખાડી જણાવ્યું.

"**માણેકજી અસલાજીને** ટાવરને મથાળે અગાસીઉપર જોયો હતો. તે ઘડિયાળ જોવાના ખંડમાં હેઠળ આવ્યો ન હતો તેમ કાંટા જોયા ત્યારે પણ તેને જોયો ન હતો. અમે નીચે ઉતર્યા ત્યારે પણ અમારીસાથે નહતો. ટાવરને મથાળે એક ન્હાની સાંકડી જગા છે, તેમાંથી ભાગ્યે એક માણસ મુસ્કેલાઇથી જઈ શકે; બે માણસોથી તો ચાલી શકાય જ નહિ. અગાસીના અર્ધા ભાગમાં ફરી હું પાછો ફર્યો હતો તેથી બીજા ભાગઉપર ઉભેલા લોકોને હું જોઈ શકું નહિ. હું નીચે ઉતર્યો ત્યારે પેલી બાઇઓ હાઇકોર્ટતરફની બાજુએ ઉભી રહી દેખાવ જોતી હતી. તેઓને વાતો કરતાં સાંભળ્યાં ન હતાં. હું અને હવાલદાર સર્વેની પૂઠે ઉતર્યા હતા. **માણેકજી** મારીઆગળ ઉતરત તો હું તેને જોઈ શકત." **મિ. ઇન્વેરારિટિની** ઉલટપુલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"મને ઘડિયાળ જોતાં આવડે છે પણ કાંટા જોયા ત્યારે કેટલા વાગ્યા હતા તેનું ધ્યાન નથી. પાર્સિ બાઈઓને અગાસીઉપર જોઈ ત્યારે તેઓ ઉસ્કેરાયલી નહિ પણ શાન્ત હતી. **માણેકજી** પણ શાન્ત હતો. તેને બાઇઓસાથે વાત કરતાં દીઠો નહતો. તે એક બાજુએ અને હું સામી બાજુએ હતા તેથી બરાબર તેમને જોઈ શક્યો ન હતો. સઘળું જોઈ હેઠે ઉતરતાં આસરે પા કલાક લાગ્યો હશે." સાક્ષીએ જુરીના પૂછવાથી ઉત્તર આપ્યો.

સાક્ષી અગત્યની વાતવિષે "ધ્યાન નથી, જાણતો નથી અથવા દીઠું નથી" એમ બોલ્યા કરેછે. કોરોનરે ટીકા કર્યા.

## ( ૧૦ આત્મારામ બાબાજીની સાક્ષી. )

"હું યુનિવર્સિટિનો હવાલદાર છું. ગિરગામ રોડઉપર નાના શંકરશેઠની વાડીમાં રહું છું. તા. ૨૫ મી એપ્રિલે સુમારે સવાત્રણ વાગે ઝરૂખાનીચે ભોંયઉપર બેઠો હતો તે વખતે બે પાર્સિ બાઇઓ આવી, તેમાંની એકે છેલ્લા સાક્ષીપાસે ઉપર જવા દેવા કહ્યું. તેણે મને દેખાડયો. હું તેમની ઇચ્છાપ્રમાણે લાયબ્રેરીને માર્ગે તેડી ગયો. છેલ્લો સાક્ષી અમારી પૂઠે હતો. ઉપર જતાં ટાવરના દાદરનું બારણું મેં ઉઘાડયું. તે વખતે કેટલીક મુસલમાન સ્ત્રીઓ અને બાળકોને નીચે ઉતરતાં જોઈ, એક બાજુએ ઉભા રહી તેમને ઉતરવા દીધાં, આ વખતે પેલી પાર્સિ સ્ત્રીઓએ છેલ્લા સાક્ષીને બે બેઆની આપી, તે તેણે મને આપી કહ્યું કે 'એ તારાં માણસોસાથે વ્હેંચી લેજે.' હું ઘડિયાળના ઓરડાની કુંચી ભુલી આવ્યો હતો તે લેવા ગયો અને સર્વે જણ ઉપર ગયાં."

"નીચે આવી ઘડિયાળીના સિપાઇને કહ્યું કે 'પાર્સિ સ્ત્રીઓ તથા બીજાંઓ ઉપર ગયાં છે તેમને ઘડિયાળનું સાંચાકામ દેખાડ. બાઇઓએ મને ચાર આના આપ્યા છે.' ઘડિયાળના સિપાઈ ગંગાજી હીરાજીને ઓળખાવી કહ્યું. "એણે તેમ કરવા ના પાડી. મને કહ્યું 'તુંજ દેખાડ.' હું કુંચી લઈ ઉપર ગયો. પાંચમે માળે, મથાળેની એક દાદર નીચેની બીજી અગાસીઉપર હું આવ્યો ત્યારે એક પાર્સિ નીચે ઉતરતો હતો. (માણેકજીને ઓળખાવ્યા ) તે એજ હતો. હું છેક ઉપર ગયો ત્યારે ત્યાં દસેક માણસો હશે, પેલી બાઇઓને નહિ જોયાથી છેલ્લા સાક્ષીને પૂછવાથી તેણે કહ્યું તેઓ પેલી બાજુએ છે. તેમનીપાસે જઈ કુંચી બતાવી તેમને ઘડિયાળ જોવા આવવા જણાવ્યું. તેમાંની એકે

કહ્યું 'હવણા જ નહિ.' 'અમે ઘણી વાર જોયું છે.' તેઓ માં-હોમાંહ્ય વાતો કરતી હાઇકોર્ટતરફ જોતી ઉભી હતી. તેઓ ઉદાસ હતી કે ખુશાલ તે હું જોઈ શકયો નહિ."

"નીચે આવી છેલ્લા સાક્ષીને મેં જણાવ્યું કે 'તેઓ આવવા ના પાડે છે,' ઘડિયાળનું યંત્ર અને કાંટા દેખાડી હું પ્રથમ નીચે ઉતર્યો, મારી પીઠે સીપાઇ, તેની પાછળ તેના ત્રણ મિત્રો અને બીજાઓ હતા. ત્રીજા દાદરઉપર આવતાં એક બાબુ અને તેનો છોકરો મળ્યા. સર્વે બ્હારને અને હું લાયબ્રેરીને દાદરે ઉતર્યો હતો. હું નીચે આવ્યો કે તરતજ આફિસના હમાલે કહ્યું કે 'ઝડપથી આફિસ બંધ કર, બે માણસો તુટી પડયાં છે.' આથી તરતજ તે બંધ કરી બ્હાર આવ્યો તો જે બાઇઓને હું ઉપર લઈ ગયો હતો તે જ હતી. એક બાઈની લાસને યુનિવર્સિટીની પગથી ઉપર મૂકી હતી અને બીજીને ઝરૂખામાંથી ઉંચકી લાવતા હતા. તેઓ બેઊ મરણ પામેલી હતી. પાર્સિઓએ તમને ઉંચકી હતી તેઓ બોલતા હતા કે 'આ બાઇની નાડ ચાલે છે.' પોલિસના સિપાઇએ આવી આ વખતે પૂછયું કે ટાવરનો હવાલદાર કયાં છે? મેં કહ્યું હું યુનિવર્સિટીનો હવાલદાર છું. હું સાડા પાંચ વાગે અહિંથી ગયો હતો." કોરોનરની તપાસમાં સાક્ષીએ સવિસ્તર જણાવ્યું.

"બાઇઓતરફથી મળેલી બે બેઆની પોલિસને સ્વાધીન કરી છે" (પોલિસે તે હાજર કરી.)

"હેઠલ પડયાપછી બાઇઓને એક પાર્સિએ પોલિસ હવાલદારને સ્વાધીન કરી હતીનીં?" મિ. મેકડર્મેટે પૂછયું.

"નહિ, હું લાસ આગળ ઉભેલો હતો ત્યારે ભાડુતી ગાડી-

વાળા એક પાર્સિએ હવાલદારને કહ્યું હતું કે આ અહિંનો હવાલદાર છે." સાક્ષીએ ખુલાસો કર્યો.

"નંબર ૬૯૫ નો સીપાઇ મને ટાવર ઉપર લઈ ગયો, ટાવરની આગાસી ઉપર અમને પાંચ જણ મળ્યાં (પાંચ જણને હાજર કરતાં સાક્ષીએ તેમને ઓળખાવ્યાં તેમાં બે બાણુ બાપ-દીકરા; બે મુસલમાન બાપ-દીકરા અને એક બ્રાહ્મણનો છોકરો.) **માણેકજી અસલાજીને** પાંચમા દાદર ઉપરથી ઉતરતાં દીઠા પછી પોલિસ કોર્ટમાં દીઠો હતો પણ ટાવર ઉપર ફરીથી દીઠો નહતો. **માણેકજીને** હેઠે ઉતરતાં જોયા પછી પાર્સિ બાઇઓ સાથે મેં વાત કરી હતી. ટાવર ઉપર કોઈ પાર્સિ છોકરાં જોયાં હશે પણ યાદ નથી. ઘડિયાલ દેખાડતી વખતે કોઇની **ચિચિયારી** સાંભળી ન હતી. ટાવરની દક્ષિણતરફ મ્હોં રાખી મારીસાથે સર્વેએ આસરે પાંચ મિનિટ ઘડિયાળ જોઈ હતી. ઘડિયાળના સાંચાકામની કૂંચી **લોંડ** અને **બ્લેકલીનો** સીપાઈ ઘણું ખરૂં રાખે છે. ટાવરની કૂંચી મારીપાસે રહે છે. આબરૂદાર લોકોને લાયબ્રેરીને માર્ગે જવા દેવામાં આવેછે. બેઉ બાઇઓમાંની કોઇએ ચસ્મો પ્હેર્યો મેં જોયો ન હતો." **મિ. મેકડર્મેટના** સવાલોના સાક્ષીએ જવાબ આપ્યા.

"**માણેકજી** પછી ક્યાં ગયો; મારાઉપર જવાપછી તે પાછો આવ્યો કે નહિ તે મેં જોયું નથી, તેમ મારી પૂઠે આવ્યો કે નહિ તે પણ હું કહી શકતો નથી. જે માર્ગેથી ઉતર્યો તેજ માર્ગે હું પાછો ચડ્યો હતો. પાર્સિ મળ્યો તે જગાની અગાસીઉપર ફરી મેં જોયું ન હતું તેથી સામી બાજુએ કોણ હતું તે હું કહી શકતો નથી. સિપાઈસાથ ઉપર ગયલાં પાંચ માણસોને હું પ્રથમ ઉપર ગયો ત્યારે જોયાં હતાં કે નહિ તે હું કહી શકતો નથી. તેમને આગળ જોયલાં તરીકે હું ઓળખાવી

શકયો હતો નહિ. કાંટા જોયા ત્યારે કેટલા વાગ્યા હતા, તેનું ધ્યાન નથી. ઘડિયામની ઓરડીમાં પ્રથમ ગયો ત્યારે પાછળ એકાઉન્ટંટ જેનરલ આફિસનો સિપાઈ હતો. બીજાઓ પોતાની મરજીથી આવ્યા હતા. પાર્સિ બાઇઓસાથે અગાસી ઉપર વાત કરી તે સાંભળી શકે એટલું પાસે કોઇ ન હતું. બાઇઓને કદી મેં આગળ ટાવર ઉપર આવેલી દીઠી ન હતી. કોઈ દિવસ તેમને ઘડિયાળ પણ દેખાડયું ન હતું. નિત્ય દિવસે હું જ અહિં રહું છું, ટાવર ઉપર આવનારને જોઉં છું, આબરૂદાર લોકોને અંદર લઈ જવા ઘણું ખરૂં હું જ લાઇબ્રેરીના માર્ગનો દરવાજો ઉઘાડું છું. મારી ગેરહાજરીમાં બીજો સિપાઇ પણ ઉઘાડે. બીજા સર્વે લોકોનો હવાલો લોંડ અને બ્લેકલી ઘડિયાળીના સિપાઇને આપું છું." બારિસ્ટરના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

"આબરૂદાર ને નહિ આબરૂદાર તું કેમ ઓળખે?" મિ. ઇન્વેરારિટિએ પૂછયું.

"મારી મનશક્તિથી." સાક્ષીએ જવાબ દીધો.

"બે ચાર આના આપે તેને આબરૂદાર સમજી જવા દે અને બાકીનાઓને બહારથી?" મિ. ઇન્વેરારિટિએ ટકોર કરી.

"ના તેમ નહિ." (આ વખતે સાંભળનારાઓ હસી પડયા) સાક્ષીએ પોતાની ચાલનો બચાવ કરવા તજવીજ કરી.

"ત્યારે તું તેને કેમ ઓળખે?" કોરોનરે જીકર ચલાવી.

"તેમના દેખાવ અને પોશાક ઉપરથી." સાક્ષીએ ખુલાસો કર્યો.

"પેલા પાંચમાંથી બાબુ અને તેના છોકરા સિવાય બીજા ત્રણને મેં જોયા ન હતા. બ્હારનો દરવાજો ઉઘાડો હતો ત્યાંથી આવ્યા હોય; ત્યાં લોંડ અને બ્લેકલીનો સિપાઈ હતો. મારી-

સાથે ઘડિયાળ જોવા આવ્યા તે સઘળાને હું ઓળખું છું. ઘડિઆળ બતાવી બ્હાર આવી તાળું દીધું પણ કૂંચી દીધી કે નહિ તે હું જાણતો નથી. કૂંચી મારીપાસે હતી;" સાક્ષીએ બારિસ્ટરના પૂછવાથી વધારે ખુલાસો કર્યો.

"અમે આગળ ઘણી વાર જોયું છે, હાલ તે જોવા આવી શું નહિ એમ મોટી બાઇએ કહ્યું હતું. આમ બોલી ત્યારે મને કશું આશ્ચર્ય લાગ્યું નહિ કારણ મારી ગેરહાજરીમાં વખતે તેઓ આવી હોય. તેમના ચ્હેરા કે તેમની રીતભાતમાં કશું અસાધારણ લાગ્યું ન હતું. તેઓ હાઈકોર્ટ તરફથી આવી હતી પણ તે માટે મારી ખાત્રી નથી."

"માણેકજી અસલાજીને જોયો તે જગાએથી ઉપર જવાનો બીજો દાદર નથી. તેને મેં ઉપર જતાં દીઠો ન હતો." સાક્ષીએ જુરીની તપાસમાં આટલું વધારે જણાવ્યું.

## ( ૧૧ ગંગાજી હીરૂજીની સાક્ષી. )

લૉંડ અને બ્લેકલીને ત્યાં યુનિવર્સિટિના ઘડિયાળને કૂંચી આપવાની નોકરી કરૂં છું. શનિવાર તા. ૨૫ મી એપ્રિલે પાછલા પ્હોરના સુમારે ત્રણ ને પચાસ મિનિટે ટાવર આગળ લોકોની ભીડ થતી મેં જોઈ, પૂછતાં જણાયું કે 'બે પાર્સિ સ્ત્રીઓ મર્ણ પામી છે.' ભીડમાં મને અંદર જવા દેવામાં આવ્યો ન હતો. કોરોનરની તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

"એ દિવસે ત્રણ વાગે હું ઝરૂખામાં બેઠો હતો તે વખતે બે મારવાડિયોએ આવી ટાવર જોવા જવા ચાહ્યું, તેમને જવા દીધા પછી દશ મિનિટે પાંચ છ મુસલમાન સ્ત્રીઓ, એક અધોડ વયનો મુસલમાન અને એક વાણિયાનો છોકરો આવ્યા, તેમણે ઉપર જવા ઇચ્છ્યું પણ મેં કહ્યું કે ઉપર ગયલાં આવ્યાં પછી ત-

મને જવા દઈશ. પેલા મુસલમાને તાકીદનું કામ જણાવવાથી સર્વેને જવા દીધા. બીજી દસ મિનિટ પછી દસ અગિયાર વર્ષનો એક પાર્સિ છોકરો અને આઠ નવ વર્ષની બે પાર્સિ છોકરીઓ આવ્યાં તેમને પણ જવા દીધાં. તેની પાછળ મુસલમાન બાપબેટા અને એક વાણિયાના છોકરાને જવા દીધા. પંદરેક મિનિટમાં મુસલમાન સ્ત્રીઓ, મારવાડિઓ અને અધોળ વયનો મુસલમાન જોઈ ઉતરી આવ્યાં. આ વેળાએ સેક્રેટરિયટમાંનો એક સિપાઈ ચાર મિત્રોને તેડી જોવા આવ્યો, તેમને ખોટી થવા જણાવ્યું તેવામાં એક ૨૦–૨૨ વર્ષની વયનો પાર્સિ આવ્યો એટલે બધાને બ્હારને દરવાજેથી જવા દીધા. આ પછી પાંચ છ મિનિટ જવાબાદ બે પાર્સિ બાઇઓએ આવી યુનિવર્સિટિના હવાલદારપાસે જઈ ઉપર જવા ઇચ્છા દર્શાવી. હવાલદારે તેમને બ્હારને દરવાજેથી જવા દેવા મને ભલામણ કરી. 'ઉપર પુરૂષો ગયા છે માટે બ્હારને દરવાજેથી જવા દઇશ નહિ' એમ મેં કહું. મિ૦ મેકડર્મોટના પૂછવાથી સાક્ષીએ જુબાની આપી.

"હવાલદારઉપર ત્યારે તું શું સત્તા ધરાવેછે કે"? કોરોનરે પૂછ્યું. "ટાવરનો અખ્તિયાર તેના હસ્તક નથી." તે તેમને લાયબ્રેરીને માર્ગેથી લઈ ગયો હતો; સાક્ષીએ જણાવ્યું.

"તેં તેમને અટકાવ્યા કેમ નહિ"? કોરોનરે તપાસ ચાલુ રાખી.

"તેઓ આબરૂદાર હતા;" સાક્ષીએ ઉત્તર આપ્યો.

"પણ ઉપર પુરૂષો હતા તેથી સ્ત્રીઓને જવા દેવાય નહિ એ નિયમને તું કેમ બાઝી ના રહ્યો?" કોરોનરે યાદ આપી.

"મેં તેમને જતાં અટકાવ્યા નહિ;" સાક્ષીએ લાચારી દેખાડી.

"આસરે પાંચ મિનિટ પછી હવાલદારે પાછા આવી મારીપાસેથી ઘડિયાળના ઓરડાની ચાવી લઈ લાયબ્રેરીને માર્ગે તે

ઉપર ગયો. હું લાયબ્રેરીની પાછળના ચોકમાં પાણી પીવા ગયો. ત્યાં હાથ મ્હોડું ધોઈ, પાણી પી, બીડી પીતાં મને પા કલાક લાગ્યો હશે. ત્યાં હવાલદારે આવી 'હું ઘેર જાઉં છું' એમ જણાવ્યું. તે પછી ઝરૂખા તરફ પાછો ફરતાં લોકોની ભીડ થતી જણાઈ, તજવીજ કરતાં 'બે પાર્સિ સ્ત્રીઓ પડી મરણ પામેલી જણાઈ' પણ તેમની લાસ જોઇ શકાઈ નહિ." કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

સાક્ષીએ જણાવેલા સર્વે માણસોને **માણેકજી અસલાજી**-સહિત હાજર કર્યા તેમને સર્વેને સાક્ષીએ ઓળખ્યા, 'અને ત્રણ છોકરા ઝરૂખા આગળ રમતા હતા અને બે પાર્સિ સ્ત્રીની પૂર્વે છોકરા **હેમચંદ**ને ઉપર મોકલ્યો હતો' એટલું વધાર્યું.

"સાડા બાર વાગતાથી હું અહિં જ બેઠો હતો. ત્રણ વાગ્યા પૂર્વે ઉપર કોઈ ગયું નથી. પાર્સિ બાઇઓ ઉપર ગયા બાદ દસ મિનિટ પછી હું પાણી પીવા ગયો ત્યારે દરવાજો કોઈ માણસને સોંપ્યા વગર ઉઘાડો મૂકી ગયો હતો. પાણી પીવા ગયો ત્યારે સાડાત્રણ વાગી ગયા હતા. બાઇઓ સવાત્રણે કે એકાદ બે મિનિટ પછી પણ એટલા અવાંતરમાં ઉપર ગઈ હતી. સ્ત્રીપુરૂષોને ઉપર જવા દેવામાટે કશો કાયદો નથી." બારિસ્ટરના પૂછવાથી સાક્ષીએ સ્પષ્ટ ખુલાસો કર્યો.

"પણ તારો નિયમ છેની કે પુરૂષો ગયા હોય ત્યારે સ્ત્રીઓને જવા દેવી નહિ!" **મિ૦ ઇન્વેરારિટિ**એ ઉથલાવી પૂછ્યું.

"આબરૂદાર અથવા શ્રીમંત સ્ત્રીઓને જો પુરૂષો ઉપર હોય તો જવા દેતો નથી. પણ બીજી સ્ત્રીઓને તો જવા દઉં છું. (આ સાંભળી સર્વે હસી પડ્યા હતા) કોને જવા દેવું અને કોને નહિ તે મારા જ વિચારને આધારે છે." સાક્ષીએ ભોળપણ દેખાડ્યું

"ત્યારે બધી સ્ત્રીઓ આબરૂદાર નથી?" કોરોનરે સાક્ષીનો અભિપ્રાય માગ્યો.

"ગરીબ વર્ગની સ્ત્રીઓને હું જવા દઊં છું;" સાક્ષીએ કહ્યું.

"બાઈ તારી આગળ આવી ત્યારે તેમાંની કોઇએ ચસ્મો પ્હેર્યો હતો?" મિ. ઇન્વેરારિટિએ ચોકસાઇ કરી.

"મેં જોયું ન હતું તેમ કોઇના હાથમાં કશું દીઠું ન હતું." સાક્ષીએ વધારી કહ્યું.

"હવાલદારે ચાવી પાંછી લાવી આપી તે વેળાએ ૪ વાગી ગયા હતા. તે વખતે તે ગભરાયલો હતો કે કેમ? તે ઉપર મેં કશું ધ્યાન આપ્યું ન હતું. **માણેકજી અસલાજી** આવ્યાપછી આસરે ૧૦ મિનિટે બાઇઓ આવી હતી. એને મેં આગળ દીઠો ન હતો, તેમ બાઇઓને પણ આગળ કોઈ દિવસ ટાવર જોવા આવેલી દીઠી ન હતી. ઉપર ગયાપછી તે ક્યારે નીચે ઉતરી ગયો તે મેં દીઠું ન હતું. સાડા સાત વાગાને સુમારે મેં તેને લાયબ્રેરીના દિવાનખાનામાં ફરીથી દીઠો હતો. તેણે છ અને એક મુસલમાને બે દોઢિયા પોતાની ખુશીથી બક્ષિસ આપ્યાં હતાં. **માણેકજી**એ કાળો દગલો અને પાઘડી પ્હેરેલી હતી."

"તારા ધણીની રજાથી તને પૈસા મલે છે?" મિ. લૉંડે પુછ્યું.

"નહિ;" સાક્ષીએ ઉત્તર આપ્યો.

"અગાઉ કેટલાક પાસેથી પૈસા લેવાની ફરિયાદ થવાથી તારી-પાસે કૂંચી લઈ લેવામાં આવી હતીની?" મિ. લૉંડે યાદ આપી.

પણ કોરોનરે આ સવાલ પૂછવા દીધો નહિ.

---

# પ્રકરણ ૧૬ મું.

## કોરોનરની તપાસ-૪ થો દિવસ.

### ( ૧૨ બાબુ સુરતચંદ્ર ચોધરીની સાક્ષી. )

" હું ઇસ્ટર્ન બેંગાલ સ્ટેટ રેલવેમાં મદદનિસ સ્ટોરકીપરની નોકરી કરૂં છું. મારી આફિસ સિયાલડામાં છે. મુંબઈમાં તા. ૧૯ મી માર્ચે રજા ઉપર આવી ઉમ્મરખાડિઉપર ઉતર્યો છું. તા. ૨૫ મી એપ્રિલે બપોરે સાડા ત્રણ વાગે યુનિવર્સિટિના બાગમાં થઈ ટાવરના ન્હાના દરવાજા આગળ આવી ઉભેલા સિપાઈપાસે દીધેલું તાળું ઉઘડાવી મારા છોકરાને સાથે લઈ ઉપર ગયો હતો. (ગંગાજી હીરૂને સિપાઈ દાખલ ઓળખ્યો હતો) લાયબ્રેરીના માળઉપર ગયા તે વેળાએ અમને ચાર પાંચ માણુસો મળ્યાં હતાં. ત્યાં અમે પાંચેક મિનિટસુધી એક બાવલું જોતા ઉભા હતા. ત્યાંથી ઉપર બીજા માળઉપરથી ઉપર જતાં સાત આઠ વર્ષની એક પાર્સિ છોકરી, ચાર વર્ષની વયનું પાર્સિ બાળક અને તેમનો નોકર જેવો માણુસ ઉતરતાં મળ્યાં. તેમની પાછળ લાલ પાઘડી પ્હેરેલો એક હિંદુ ઉતરતો હતો, ટાવરને મથાળેની અગાસી ઉપર જતાં ત્યાં ત્રણ જણ, તેમાં એક બુઢો મુસલમાન, તેનો છોકરો અને એક હિંદુ હતાં. ઉપર પ્હોંચ્યા એટલે પોણા ચારના ટકોરા વાગ્યા. ત્યાં અમે ચાર વાગ્યા સૂધી ઉભા હતા, ચાર વાગતાં જ બે પોલિસના સિપાઈ, તેમની પૂઠે બે યુરોપિયન અને પોલિસ ઈન્સ્પેકટર સ્ટાનફોર્ડ આવ્યા. મરનાર સ્ત્રીઓ દાદરે ચઢતાં કે ઉતરતાં અમને દેખાઈ ન હતી. એક પોલિસ સિપાઇએ આવી કહ્યું કે ચોરી થઇ છે માટે હવણા હેઠે ઉતરવું નહિ. પાછળથી આવેલા બેમાંના એક યુરોપિયનના પૂછવાથી કોઈ પાર્સિ સ્ત્રીઓને અહિ જોવાવિષે મેં નાપાડી.

આસરે ૫ા કલાક પછી પોલિસ ઈન્સ્પેકટરનીસાથે નીચે આવી યુનિવર્સિટિના દિવાનખાનામાં બે પાર્સિ સ્ત્રીઓની લાસ જોઇ. ઉપર લખાવ્યા ઉપરાંત ઉપર ચઢતાં કે નીચે ઉતરતાં કોઇ માણુસ મળ્યાં ન હતાં.” કોરોનરની તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

“હાઈ કોર્ટને મેં ઉપર જઇ ટાવર ઉપરથી જોઇ હતી. પોલિસ આવી ત્યારે પેલા ત્રણુ માણુસો સાથ પૂર્વતરફ ઉભા રહી પછી ઉત્તર તરફ થોડો વાર ઉભો હતો. ઉત્તરથી પશ્ચિમ તરફ અર્ધે ભાગે જઇ થોડિક સેકન્ડ–પલ થોભી પાછળ ફર્યો હતો. પાર્સિઓને અને પાર્સિ છોકરાંઓને દેખાવ ઉપરથી ઓળખી શકું.” બારિસ્ટરના પૂછવાથી ખુલાસો કર્યો.

“પેલા યુરોપિયનો કોણુ હતા”? એક જુરરે પૂછ્યું.

“સાક્ષી અહિં પરદેશી હોવાથી ઓળખતો નહિ હોય પણુ તેમાંનો એક અત્રે હવણા સાક્ષી આપવા આવશે. તેઓ મોટી પદ્વીના છે;” કોરોનરે જૂરીને ખાત્રી આપી.

## ( ૧૩ પ્રભાશંકર પદમસીની સાક્ષી. )

“હું અનાજના વેપારી સોમજી કલ્યાણુને ત્યાં નામું લખવાની નોકરી કરૂં છું, અને અબ્દુલ રેમાન સ્ટ્રિટ—મ્હોલ્લામાં રહું છું. તા. ૨૫ મી એપ્રિલે બપોરે ત્રણુ વાગે હું ટાવરઆગળ આવ્યો ત્યારે એક માણુસને ઉપર જવા દેવામાં આવ્યો હતો. હું, મેમન જ્ઞાતની આબરૂદાર દેખાવની પાંચ સ્ત્રીઓ, એક મુસલમાન અને તેનો છોકરો, ઉપર ગયાં હતાં. ત્યાં બે ત્રણુ મારવાડી સિવાય બીજું કોઇ મળ્યું ન હતું, તેઓ ઘંટ વાગતા હતા તે જોઈ નીચે ઉતાર્યા હતા. ત્યાં ઉભેલા મુસલમાનોને હું ઓળખતો ન હતો. મારવાડીઓના ગયા કેડે ૭–૮ મિનિટે મુસલમાન સ્ત્રીઓ, પુરૂષ અને છોકરો ઉતરી ગયાં હતાં.

હું ઉપર એકલોજ હતો એટલામાં એક બુઢ્ઢો મુસલમાન છોકરા સાથે આવી પ્હોંચ્યો. હું ઘંટ જોતો ઉભો હતો ત્યાં આગળ દમ ભરાઈ જવાથી બુઢ્ઢો મુસલમાન બસી ગયો એટલામાં મારી બાજુએ બે ત્રણ ઘાટીઓ જતાં જણાયા હતા. તેઓ પાંચ છ મિનિટ રહી ઉતરી ગયાપછી એક બાબુ પોતાના છોકરાસાથે ઉપર આવ્યો હતો." કોરોનરની તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

"તમે ઘંટ જોતા હતા તે વખતે હિંદુઓસાથ કોઇ પાર્સિને આવતાં દીઠો હતો?" મિ. મેકડર્મેટે પ્રશ્ન કર્યો.

"આવો પ્રશ્ન કરવો અયોગ્ય છે;" કોરોનરે ઉત્તર વાળ્યો.

"બીજા કોઇને આવતાં જોયાનું મારા ધ્યાનમાં નથી, અગાસીની ચારે બાજુ હું ફર્યો નથી, ત્યાં ગયો અને પોલિસે પકડયો તે અરસામાં કશી ચિચિયારી સાંભળી ન હતી;" મિ. મેકડર્મેટના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

"ઉપર ગયાપછી પોલિસે પકડ્યો ત્યાંસૂધી ઘંટ જ જોયા કરતો હતો?" મિ. મેકડર્મેટે વધારે ખાત્રી કરવા ઇચ્છયું.

"એ પણ અયોગ્ય સવાલ છે;" કોરોનરે કહ્યું.

"જોયા જણાવ્યા સિવાયના બીજા કોઇને જોયા ન હતા. બાબુ આવ્યો તેની પા કલાક પૂર્વેનો હું ઉપર હતો. ઉપર ગયા પછી પાંચ મિનિટે પ્રથમ પોણાચારના ટકોરા અને પોલિસ સાથે નીચે ઉતરતાં બીજા, પણ તે કેટલા વાગ્યા તે યાદ નથી. સઘળુ મળી બેવાર ટકોરા વાગ્યા અને બેઉવાર મેં ઉપર જ સાંભળ્યા હતા;" સાક્ષીએ બારિસ્ટરના પૂછવામાં વધારે ખુલાસા કર્યા.

## (૧૪ લક્ષ્મણ નારાયણની સાક્ષી.)

"હું જરીવાળા **નારાયણ ધર્મસીને** ત્યાં સિપાઇની નોકરી કરૂં છું અને જુની હનુમાનગલીમાં રહું છું. ૧૧-૧૨ દિવસ

ઉપરના એક શનિવારે બપોરે સુમારે ત્રણ વાગે મારા મિત્ર એક હિંદુ છોકરા સાથે ટાવર જોવા ગયો જે વખતે તેનો દરવાજો બંધ હતો. પાંચ દસ મિનિટ થોભ્યો તેટલે ત્રણ ચાર માણસો લઇ એકાઉન્ટંટ જનરલનો સીપાઇ આવ્યો. દરવાજા આગળના સિપાઇએ ઉપર કેટલાંક માણસો ગયાં છે માટે દરવાજો ઉઘાડવા ના પાડી. એટલામાં એક પાર્સિએ આવી ખીસાનાંથી પૈસા જેવું કહાડી સિપાઈના હાથમાં મૂક્યું કે તેને જવાબ દીધો અને અમને અટકાવી રાખ્યા. પણ એકાઉન્ટંટ જનરલના સિપાઇએ વાંધો લીધાથી અમને સર્વેને જવા દીધા. અમે એકદમ અગાસીઉપર ગયા ત્યાં પુષ્કળ લોક મળ્યાં; જેમાં પાંચ છ મુસલમાન સ્ત્રીઓ, છોકરાં, એક અધોડ વયનો અને એક બુઢ્ઢો મુસલમાન, અને એક વાણિયા સિવાયના બીજા કોઇને જોયા નહિ. અગાસીની ચારે બાજુએ ફર્યા ત્યાં કોઇ જણાયું નહિ, પણ હું ઘંટ જોતો હતો તેવામાં બે પાર્સિ સ્ત્રીઓ ઉપર આવી ડાબી-તરફ ગયા પછી તેમને દીઠી ન હતી. તેમના હાથમાં કાંઈ મારા જોવામાં આવ્યું ન હતું. તેમની સાથે એકાઉન્ટંટ જનરલનો સિપાઇ એકલો હતો. પેલો પાર્સિ દરિયા તરફ ગયાની મને ખબર નથી. પાર્સિ ગયો તેજ બાજુએ બાઇઓ પણ ગઇ હતી. તેમની વાતચિત કે મેળાપ થયાની ખબર નથી, તેમ કશું જોવામાં પણ આવ્યું નહિ. ચાર પાંચ મિનિટમાં કૂંચી લઇ આવી હવાલદારે એકાઉન્ટંટ જનરલના સિપાઇને બે પાર્સિ બાઇઓવિષે વિચારવાથી ડાબી બાજુ દેખાડી. હવાલદાર જમણી બાજુએથી જઇ આવી 'ચાલો હેઠળ ઉતરો, બાઇઓ આવેછે' જણાવ્યું. હવાલદારની પાછળ અમે છ જણ હેઠે ગયા તેમાં માણેકજી અમારીસાથે આવ્યો ન હતો. ઘડિયાળના ઓરડામાં સાંચાકામ અને કાંટા દેખાડ્યા તે સિવાય ત્યાં બીજું કાંઇ ન હતું. બે ત્રણ

મિનિટમાં એ સઘળું જોઇ અમે નીચે ઉતર્યા. ઉપર જઈ નીચે ઉતર્યા એટલા અવાંતર—અરસામાં ઘડિયાળના ટકોરા પડ્યા હતા કે નહિ તેનું ધ્યાન નથી. નીચે ઉતર્યા ત્યારે લોકોની ભીડ જોઈ અને ઝરૂખાની બ્હાર ઉત્તર તરફ જેમને ઉપર જોઇ હતી તે બે પાર્સિ સ્ત્રીને પડેલી દીઠી." કોરોનરની પ્રથમ તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

"બાઇઓને પડેલી જોઇ તેની દરકાર કર્યાવગર તું ચાલી ગયો? તેની આગળ કોઇ હતું?" કારોનરે સાક્ષીથી ખાત્રી કરવા ચાહ્યું.

"નહિ; પાર્સિઓનું એક ટોળું હતું;" સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"તે શું ધાર્યું હતું? તેઓ મરણ પામી હતી કે જીવતી હતી?" કોરોનરે તપાસ ચાલુ રાખી.

"એકના મ્હોંમાંથી લોહી વ્હેતું હતું પણ બેઉ મરણ પામી હતી." સાક્ષીએ વધાર્યું.

"અગાસીઉપર હતો ત્યારે અને ઘડિયાળના ઓરડામાં હતો ત્યારે કોઈની ચિચિયારી સાંભળી ન હતી;" એમ મિ. મેકડર્મેટના પૂછવાથી જણાવ્યું.

"માણેકજી અસલાજીએ કાળી પાઘડી, કાળો દગલો, અને સફેદ પાટલૂન પ્હેર્યાં હતાં. પાર્સિ સ્ત્રીઓને ઉપર આવતાં જોઈ હતી પણ તેમની મુખાકૃતિ-ચ્હેરો જોયો ન હતો, તેઓ એક બીજાસાથે વાત કરતાં ન હતાં. વાણિયાને ઘંટ જોતાં જોયો તે અને મુસલમાન પોતાના છોકરાંસાથે હું નીચે આવ્યો ત્યારે ઉપર જ હતાં. વાણિયાએ પાર્સિને જોયાનું હું કહી શકતો નથી. ઘડિયાળની ઓરડીમાં હતો ત્યારે ઘડિયાળના યંત્રોનો 'કટ-કટ' અવાજ થતો હતો. ત્યાં મારા મિત્રો સાથે અહિંની માફક સા-

ધારણ સાદે વાત કરતો હતો.” જુરીની તપાસમાં સાક્ષીએ આટલો વધારે ખુલાસો કર્યો.

“તમે જે અત્રે સાંભળ્યું છે અને નજરે જોયું છે તે પણ એક જુબાની જ છે, વળી તમને ઘડિયાળની ઓરડીમાં લઇ ગયો હતો જ્યાંના અવાજનો અનુભવ મળ્યો હશે,” કોરોનરે અત્રે જુરીને સાવચેત કરી.

## (૧૫ વિઠુ ભુમયાની સાક્ષી.)

“હું પથ્થર બંદર ઉપર રહેનાર–આઠ ભેંસને બે ગાયો રાખનાર ગવળીને ત્યાં નોકર છું. આસરે અગિયાર દિવસ ઉપર બપોરના સવાત્રણને સુમારે ભેંસોને ચરાવવા મેદાનમાં યુનિવર્સિટિરોડ ઉપર થઇને જતો હતો, તે વેળા ટાવર ઉપરથી કાંઈ પડવાનો અવાજ સાંભળી તે તરફ નજર કરતાં એક પાર્સિ સ્ત્રી છેક અગાસી ઉપરથી પીઠે ઉથલઈ પડતાં જણાઈ. ટેલિફોનના તાર સાથ અથડાયાથી તે તૂટી ગયો હતો. તે ભોંય ઉપર ટાવરની પાસે ઝરૂખા આગળ ઉત્તર તરફ પડી હતી. તે વેળાએ હું ટાવરથી આસરે ૨૨ પગલાં દૂર બાગના કંપાઉંડની બ્હાર હતો. બાઇઓ પડ્યા પછી થોડી વારે હું ગયો ત્યારે ત્યાં આગળ કોઈ હતું નહિ. પણ બે વાણિયાના છોકરાને ત્યાં દોડી પ્હોંચતાં જોઈ મેં પણ ‘સિપાઈ સિપાઈ’ બોલતો જઈ જોયું તો બે પાર્સિ સ્ત્રી પાસે પાસે પડી હતી. પ્રથમ સાંભળ્યા ધપકારા સાથ પ્રથમ પડી બાઈ કયાંથી પડી તે જોયું નહતું.” કોરોનરની પ્રથમ તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

“લાંબા હાથ કરી તેણે કૂદકો માર્યો ત્યારે તેં કાંઈ અવાજ સાંભળ્યો હતો?” મિ૦ મેકડર્મેટે પૂછ્યું.

"લાંબા હાથ કરવા વિષે સાક્ષી કશું બોલ્યો જ નથી;" કોરોનરે યાદ આપી.

"બાઇએ કૂદકો માર્યો ત્યારે કશી ચિચિયારી સાંભળી નહતી," સાક્ષીએ ખાત્રીથી મિ૦ મેકડર્મટના પૂછવાથી જણાવ્યું.

"માથા ઉપર ઉંચા કરેલા તેના હાથ જોયા હતા. પીઠ હાઇકોર્ટ તરફ હતી પણ તેનું આખું શરીર ટાવર ઉપરથી દેખાયું નહતું. તેને અગાસી ઉપર ઉભેલી નહીં પણ બેસી પડતું નાંખવા ધોરાપર બેઠેલી દીઠી હતી. પડતાં કશા સાથ અથડી નહતી. મને ઘડિયાળ જોતાં આવડતું નથી. પ્હેલી પછી બીજી પડ્યાના ધપકારા વચ્ચે એક માણસ ચાર પાંચ પગલાં ચાલે એટલો અવાંતર હશે." સાક્ષીએ કોરોનરની બીજી વેળાની તપાસમાં વધાર્યું.

"પ્હેલી પડ્યાનો સાદ સાંભળી છ સાત ડગલાં આગળ ચાલી મેં ટાવર ઉપર જોયું ત્યારે ત્યાં આગળ કોઈ માણસ જણાયો નહતો. ભેંસો હાંકતી વેળા સામું પણ સાદ સાંભળી ઉંચું જોયું ત્યારે બાઇએ ઉંચા કરેલા હાથ જોયા હતા." જૂરીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"પડનાર બાઈના શરીરનો કેટલો ભાગ તેં જોયો હતો?" એક જૂરરે પૂછ્યું.

"પણ સાક્ષીએ જણાવ્યું છે કે તે દિવાલ ઉપર બેઠી હતી તે પૂરતું છે." કોરોનરે પુછનાર જુરરને સમજ પાડી.

"પણ સ્ત્રીને તે પડતાં જોઈ ત્યારે તે અકસ્માત પડી, કોઇએ નાખી દીધી કે પોતાની મેળે પડી?" એક જુરરે વધારે ખાત્રી કરવા ચાહ્યું.

"તેણે હાથ ઉંચા કર્યા હતા અને પડી ગઈ હતી." સાક્ષીએ ઉત્તર આપ્યો.

"સાક્ષીએ પ્રથમ આપેલો ઉત્તર પાછો આપ્યો છે, એ કાંઈ એવો નથી કે તે વેળાએ પડેલી પોતાના મન ઉપરની છાપનું વર્ણન કરી શકે કે જણાવી શકે; સાક્ષીને સમજ પડે અને તેના ઉત્તરથી વધૂ પ્રકાશ પડે એવાં પ્રશ્નો પૂછવાં;" કોરોનરે જુરીને સૂચવ્યું.

"તે છેક ઉપરથી પડી હતી;" એક જુરરના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"એ વિષે મને કશો શક નથી." સાક્ષીએ કોરોનરની ખાત્રી કરી.

"જુરીની ઇચ્છા હોય તો સાક્ષીને બ્હાર લઈ જઈ બરાબર સવાલો પૂછવા;" કોરોનરે જુરીનો વિચાર જાણવા ચાહ્યું.

કોરોનરની સૂચના જુરીને યોગ્ય લાગ્યાથી દિવાનખાનામાં બીરાજેલા લોકોને બ્હાર કહાડવા બાદ; સાક્ષી, જુરી અને કોરોનર યુનિવર્સિટિના કંપાઉંડમાં ઝરૂખા બ્હાર ટાવર નીચે આવી ઉભા. સાક્ષીએ સર્વેને દેખાડયું કે 'આ જગાએ ( ઝરૂખાની બ્હાર ઘણી નજદિકમાં ) બેઉ સ્ત્રીઓ પાસેપાસે પડી હતી.' ત્યાંથી સર્વે હાઇકોર્ટના કંપાઉંડ આગળ ગયા. સાક્ષીએ આ જગાએ પોતાનો હાથ ટાવરતરફ ઉંચો કરી કહ્યું કે 'ઘડિયાળને મથાળે અગાસીની ભીંતની દિવાલ ઉપર ડાબી બાજુએથી એક બાઇને અદુકડી-અકરૂ ઉંચા હાથ કરી બેઠી દીઠી હતી.'

"લાસની પાસ ગયો ત્યારે એકની સાડી અર્ધ છૂટી અને બીજીની તેના શરીર ઉપર જ હતી. ત્યાંથી કોઇને જતો રહેતાં જોયો નહતો." જુરીની તપાસમાં સાક્ષીએ ઉમેર્યું.

"એક બાઈના પડવાનો ધપકારો સાંભળી પ્રથમ થોડાંક પગલાં આગળ ચાલી ઉપર જોયું ત્યારે તે પડતી દેખાઈ. તેના પગમાં બુટ હતાં અને તે ભીંતની કિનાર ઉપર મૂકેલાં હતાં. સામી તરફ પીઠ કરી બેસવાથી બુટની એડી દેખાઈ હતી." બારિસ્ટરના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"આટલે દૂરથી તને પગ કેમ દેખાયા?" **બારિસ્ટરે** શંકા કરી.

"આવડા મ્હોટા અવાંતરથી તું જોઈ શકયો?" કોરોનરે વધાર્યું.

"હા, બુટનો એડીવાળો ભાગ જોયો હતો." સાક્ષીએ ખાત્રી આપી.

"પોલિસના **મિ. મેકડર્મેટ** સાહેબને ગયે ગુરૂવારે પ્રથમ આ બીના કહ્યાની પૂર્વે મિત્ર કે સગાં કે કોઇને મારા શેઠ સિવાય જણાવી નહતી. મારા શેઠનું નામ **ક્રિષ્ણા**, તેને ટાવર ઉપરથી બે પાર્સિ સ્ત્રીઓ પડયાનું જણાવ્યું હતું પણ બુટની એડી અગાસી ઉપર દીઠાની વાત કહી નહતી. તે દિવસે ત્યાં આગળ પોલિસ એકઠી થઈ હતી પણ તેને કશું કહ્યા વગર ઘેર ચાલી ગયો હતો. **મિ. મેકડર્મેટ** પાસે પરદેશી પોલિસ સિપાઈ તેડી ગયો હતો. મારી ઉપર એક પાર્સિએ ચોરીનું આળ-તોમત ચડવ્યાની તપાસ કરવા આવેલા બે પોલિસ સિપાઇને મારા શેઠે આવિષે વાત કરવાથી 'હું આ બીના જાણું છું' એમ પોલિસમાં ખબર થઈ. મારી ઉપર ચડાવેલું આળ ખેંચી લેવાયું. આળ ચડાવનાર પાર્સિ ઘોઘાના મ્હોલ્લામાં રહેછે. મારી જુબાની **મિ. મેકડર્મેટ** સાહેબે પોતાના ઘરમાં લખી લીધી હતી પણ તે ઉપર મેં સહી કરી નથી." **બારિસ્ટરે** પૂછવાથી સાક્ષીએ આટલો વધારે ખુલાસો કર્યો.

મિ. ઇન્વેરારિટિએ માંગવાથી લખી લીધેલી અસલ જુબાની મિ. મેકડર્મેટે આપી. તેમાં સાક્ષિએ લખાવ્યું હતું કે 'તેણે પડનાર બાઇને ટાવરની સર્વેથી ઉપરની અગાસીની ભીંતની કિનાર ઉપર ઉભેલી જોઈ હતી.'

"આ મકાનની પાસેના સઘળા મકાનોના નામની ખબર નથી પણ પાસેનાનું ગવર્નરનો બંગલો જાણું છું. સાક્ષીએ બારિસ્ટરના પ્રશ્નોના ઉત્તરમાં જણાવ્યું.

"ત્યારે તને સેક્રેટરિયેટ નામ કહું તો આશ્ચર્ય લાગે કે?" બારિસ્ટરે સાક્ષીને ગુંચવ્યો.

"એવું નામ તો મેં સાંભળ્યું જ નથી, અને જુબાની લખાવતી વખતે તેમ કહ્યું જ નથી." સાક્ષીએ ખુલાસો કર્યો.

મિ. ઇન્વેરારિટિની સૂચનાથી આ સાક્ષીની લખી લીધેલી જુબાની કોરોનરના દસ્તાવેજ સાથે રાખવામાં આવી.

"તે દક્ષિણ દિશાએ જોતી હતી એમ કહ્યું હતું" સાક્ષીએ બારિસ્ટરના પૂછવાથી જણાવ્યું. "બોલવાના કરતાં હાથના ઈશારાથી મારા વિચાર દર્શાવ્યા હતા" એટલું સાક્ષીએ ઉમેર્યું.

"તે દિવસે ભેંસ ચરાવતો હતો ત્યારે મારા હાથમાં લાકડી હતી તે મેં પોલિસને લાવી આપી હતી, તેણે તે ઉપર નિશાની કરી પાછી આપી હતી; તે હું આજે અત્રે લાવ્યો નથી, મારા ઘરમાંથી કોઈ લઇ ગયું છે, શુક્રવારે પોલિસે તેડાવી ભાયખાળે પોલિસ કમિશનર સમક્ષ મારી સાક્ષ લીધી હતી." મિ. મેકડર્મેટના પૂછવાથી સાક્ષીએ વધારે ખુલાસો કર્યો.

## (૧૬ હરીદાસ જીવરાજની સાક્ષી.)

ન્હાની વયના આ છોકરા સાક્ષીને સોગંદ આપી ખરાખોટાની સમજ પૂછવા પછી કોરોનરે જુબાની લેવા માંડી.

"હું ગુજરાતી પાંચમાં અને અંગ્રેજી પ્હેલાં ધોરણનો અભ્યાસ બજારગેટમાંની એક શાળામાં કરૂં છું. તા. ૨૫ એપ્રિલને શનિવારે આસરે સવાત્રણ–સાડાત્રણ વાગે વાણિયાના બીજા બે છોકરાઓ સાથે રાજાબાઈ ટાવર જોવા યુનિવર્સિટિના કંપાઉંડમાં ઉત્તર દિશાને દરવાજેથી આવી નીચે રમતો હતો ત્યારે અગાસીની પડોસમાં કાંઇ પડવાનો સાદ ઉત્તર તરફથી આવતો સાંભળી તરત જ ઉંચું જોયું તો અગાસીના એક ખુણા આગળ એક પાર્સિ સ્ત્રીને મારા તરફ પીઠ કરી ઉભેલી જોઇ."

(આટલી સાક્ષી લીધા પછી જુરીની ઈચ્છાથી સાક્ષીને સાથે લઇ સર્વે ટાવર ઉપર ગયા, ત્યાં આવવા વર્તમાન પત્રોના પ્રતિનિધિને કોરોનરે ના પાડી હતી, પણ જુરરોને પૂછતાં તેમને જણાયું હતું કે 'એક બાઇએ અગાસીના વળાની બ્હારની બાજુએ કટેરામાં પગ ઘાલી વળા પકડી ઉભી રહ્યા પછી હાથ છોડી દીધા હતા.')

"અગાસીની બ્હાર એક પાર્સિ સ્ત્રીને પોતાને હાથે અગાસીની ભીંત પકડ્યા પછી તરતજ છોડી દઇ ભોંયપર પડતાં જોઇ હતી. પડી તેની પ્હેલાં અને હાથ છોડ્યા પછી મારી સાથના ગોઠિયાને કહ્યું કે 'જો, જો, આ સ્ત્રી કસરત કરે છે.' મારા મિત્રોનાં નામ કાળિદાસ અને હેમચંદ છે. તે પડ્યા પછી કાળિદાસ ટાવર તરફ ગયો. હું અને હેમચંદ પોલિસને બોલાવવા દોડ્યા. પબલિક વર્કસ ખાતાની આફિસની પડોસના રસ્તાપર એક પોલિસ સિપાઇને ઉભેલો જોઇ તેને કહ્યું કે યુનિવર્સિટિ ટાવર ઉપરથી એક સ્ત્રી પડી ગઈ છે. તે પોતાના હાથમાંની ચોપડી મૂકી કંઈ જઇ પાછો આવ્યો તેટલામાં એક પાર્સિને સીગરામના કોચબોકસ ઉપર બેઠેલો જોયો. સિપાઈ અને ગાડીવાળાના 'શું છે? શું છે?' પૂછવાથી મેં જણાવ્યું કે 'બે

પાર્સિ સ્ત્રીઓ ટાવર ઉપરથી નીચે પડી છે.' પોલિસ સિપાઇ, હું અને મારો મિત્ર **હેમચંદ** સર્વે દોડતા કંપાઉંડમાં આવ્યા પણ હું લાસ આગળ ગયો નહિ, પરંતુ લોકો બોલતા હતા કે એક જણ જીવતી છે.” કોરોનરની તપાસમાં સાક્ષીએ લા..વ્યું.

“મેં ખબર આપી હતી તે સિપાઇ આ છે (દેખાડીને) એને મેં બીજે દિવસે મરનારના ઘર આગળ જુરી ભરાઇ ત્યાં જોવા ગયો ત્યારે દીઠો પણ તેની સાથે વાત કરી ન હતી. તે પછી બે દિવસ રહીને મારા ઘરની સામે ઉભેલો મેં હેઠે ઉતરતાં દીઠો હતો. 'સાહેબ બોલાવે છે' એમ કહેવાથી 'હવણા મારે ખાઇ નિશાળે જવું છે—કાલે આવીશ' કહ્યું હતું. બીજે દિવસે મારા ભાઇને સાથે લઇ **મિ. મેકડર્મટને** બંગલે જઇ જુબાની લખાવી આવ્યો હતો.” **મિ. મેકડર્મટના** પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

“પોલિસે તને શોધી કહાડ્યો કે તું મરજીથી પોલિસ આગળ આવી હાજર થયો?” **મિ. મેકડર્મટે** ખાત્રી કરવા ચાહ્યું.

આ પ્રશ્ન કરવાનું તાત્પર્ય—મતલબ શું? કોરોનરે કારણ જાણવા ઇચ્છયુ.

“એથી જણાશે કે પોલિસે તેને કેવી પ્રકારે સોધી કાહાડ્યો છે.” **મિ. મેકડર્મટે** ખુલાસો આપ્યો.

“પણ એ પ્રશ્ન તો બાઇઓનાં મર્ણ કેવી પ્રકારે થયાં તેને વિષેનો પ્રકાશ—અજવાળું પાડવા કરતાં, પોલિસે આ કામમાં કેવી ચંચળાઇ દર્શાવી છે તે જણાવવા જેવો જણાયછે.” કોરોનરે ભ્રમ ખોલ્યો.

“પણ તે દેખાડી આપશે કે આ સાક્ષી પોલિસને હાથ કેવો અકસ્માત આવ્યો છે.” **મિ. મેકડર્મટે** જીકર કરી.

"મારી મેળે હું સાક્ષી આપવા ગયો હતો, ગવળી (ઓળખાવી) વિષેની પોલિસને ખબર મેં જ આપી હતી. મેં કહ્યું હતું કે ગવળીએ પણ જોયું છે અને તેના હાથમાં લાકડી હતી. બીજે દિવસે ભાયખાળે એક જાંગલા આગળ મેં જુબાની આપી હતી." સાક્ષીએ **મિ. મેકડર્મેટ**ના પૂછવાથી વધારે ખુલાસો કર્યો.

"પોલિસ સિપાઇને ખબર કરવા દોડ્યો ત્યારે તેને, સીગરામવાળાને અને મારા ઘરના માણસોને 'બે પાર્સિ બાઇ પડી ગઈ છે' એમ કહ્યું હતું પણ 'કેમ પડી, ક્યાર ઉભી રહી ત્યાંથી પડી' એમ કહ્યું ન હતું." બારિસ્ટરને સાક્ષીએ જણાવ્યું.

"ત્યારે ભીંતપર ઉભી રહી પછવાડે ઉથલઇ પડી, એ વાત તેં **મિ.મેકડર્મેટ**ને જ કહી હતી?" **મિ. ઇન્વેરારિટિ**એ ખાત્રી કરવા ચાહ્યું.

"હા મને લાગે છે કે તેને જ મેં પ્રથમ કહ્યું હતું" સાક્ષીએ અર્ધ ખાત્રીથી ઉત્તર વાળ્યો.

"ગઈ તા. ૩૦ મીએ **મિ. મેકડર્મેટ** આગળ મેં સાક્ષી આપી હતી. પ્રથમ પાર્સિ સ્ત્રીને જોઈ ત્યારે પીઠ મારી તરફ હતી અને મ્હોંડુ જોઈ શકયો નહતો." સાક્ષીએ બારિસ્ટરને જણાવ્યું.

"જેવો તેં પ્રથમ ધબકારો સાંભળ્યો તેવું તેં ઉપર જોયું તો એક પાર્સિ સ્ત્રી ટાવરની હેઠ ઉપર અગાસીના વળાની ભીંતપર ઉભી રહી પોતાનું મ્હોં સેક્રેટરિયટ તરફ ફેરવી નીચે તૂટી પડી એમ **મિ. મેકડર્મેટ** પાસે કહ્યું હતું?" **મિ. ઇન્વેરારિટિ**એ પૂછ્યું.

"નહિ; મેં એમ કહ્યું હતું જ નહિ," સાક્ષીએ સાફ નાપાડી.

"**હેમચંદ** ટાવર ઉપર ગયો હતો પણ સ્ત્રીઓ નીચે પડવા અગાઊ ૧૦ મિનિટમાં નીચે ઉતરી આવ્યો હતો." સાક્ષીએ ખાત્રીથી જણાવ્યું.

## પ્રકરણ ૧૭ મું.

## કોરોનરની તપાસ—૫ મો દિવસ.

### ( ૧૭ કાળિદાસ કરશનજીની સાક્ષી. )

"હું ૧૪ વર્ષની વયનો છું. સાચા—જુઠા વચ્ચેનો અંતર સમજું છું. સાચું બોલવામાં લાભ છે. તા. ૨૫ મી એપ્રિલને શનિવારે આસરે હડીવાગે યુનિવર્સિટિની લાયબ્રેરી આગળ રમવા આવ્યો હતો અને કંપાઉંડની બ્હાર હાઇકોર્ટની સામે મેયો રોડ ઉપર હેમચંદ્ર કચરા અને હરિદાસ જિવરાજ સાથે રમતો હતો, તેવામાં ટાવર તરફ એક ધબાકો સંભળાયા જેવું લાગ્યું? તે વખતે 'આ પાર્સણ કસરત કરેછે કે શું કરેછે, જો તો ખરો' એમ હરિદાસ બોલ્યો. ઉપર જોતાં એક પાર્સિ સ્ત્રીને પડી જતાં, તેનું અર્ધ શરીર ઘડિયાળની નીચે સૂધી આવ્યું જણાયું. સિપાઇને બોલાવવા હરિદાસ દોડયો અને હું અંદર દોડયો તો ત્યાં બે પાર્સિ સ્ત્રીઓ એક બીજાથી દોઢેક વ્હેંતને અંતરે મર્ણ પામી પડી જણાઈ હતી." સાક્ષીએ કોરોનરની તપાસમાં જણાવ્યું.

"અંતર તમારા ધ્યાનમાં નહિ હોય, લોહિ એટલા અંતરે નહતું" કોરોનરે સાક્ષીના બોલવા ઉપર શક દર્શાવ્યો.

"હું જ પ્રથમ જઈ પ્હોંચ્યો તે વેળા ત્યાં કોઈ નહતું. બાઇઓના બાલ બાંધ્યા હતા કે છૂટા તે જોયું નહતું. બેઉએ સાડી પ્હેરેલી હતી. એકનું માથાબાંધણું નહતું. બીજીનું હતું કે નહિ તે ધ્યાનમાં નથી;" સાક્ષીએ કોરોનરના પૂછવાથી વધારે ખુલાસો કર્યો.

"સિપાઇને બોલાવવા મને કોઇએ કહ્યું નહતું; એક ગવળીએ પણ 'સિપાઈ, સિપાઈ' બૂમ પાડી હતી;" મિ. મેકડર્મેટની તપાસમાં સાક્ષીએ કહ્યું.

"મારી ખાત્રી છે અને હું સોગન ઉપર કહી શકું છું કે એક બાઇને માથાબાધણું નહતું, પણ બીજીને માટે ખાત્રી નથી; મિ. કાંગાના પ્રશ્નોના ઉત્તર સાક્ષીએ આપ્યા.

"કોઇનાં કપડાં ફાટેલાંની મને ખબર નથી. બીજા કોઇ આગળ નહિ પણ બાઇઓ પડયા વિષે વાત ગઇ કાલે ગવળી આગળ કરી હતી. હરિદાસ અને હેમચંદ પ્રથમ વાતે વળગ્યા અને પછી હું સામેલ થયો હતો. ગવળી બોલતો હતો કે 'બાઇ ઉભેલી હતી ને હું ચાલી ગયો,' બીજાઓ શું બોલતા હતા તેની મને ખબર નથી;" જુરી આગળ સાક્ષીએ વધારે ખુલાસો જણાવ્યો.

"સાત આઠ દિવસ ઉપર મિ. મેકડર્મેટ આગળ જુબાની લખાવી હતી. હરિદાસે કહેલી વાત 'બાઇ કસરત કરતી હતી' અને બાઇ પડવાની બીના મિ. મેકડર્મેટને જણાવી નહતી;" બારિસ્ટના પૂછવાથી સાક્ષીએ લખાવ્યું.

"તેં કોઇ તાર તૂટેલો દીઠો હતો? મિ. મેકડર્મેટ સવાલ પૂછતો ગયો અને લખતો ગયો હતો?" કોરોનરે વધારે ખાત્રી કરવા ચાહ્યું.

"તાર તૂટયાનું મને ધ્યાન નથી. મિ. મેકડર્મેટ સવાલ કરતો અને લખતો હતો" સાક્ષીએ ખાત્રીથી જણાવ્યું.

## ( ૧૮ મેજર માર્ટિનના નોકરની સાક્ષી. )

"હું ૧૦ વર્ષની વયનો છું. સાચાં—જૂઠાનો અંતર સમજું છું. મારૂં નામ સુકા મિઠા. હું મેજર માર્ટિનના કૂતરાના રખેવાળની નોકરી કરૂં છું તથા ઘરનું પણ બીજું કામકાજ કરૂં છું. આજથી ૧૩-૧૪ દિવસ ઉપરના એક શનિવારે બપોરના બે વાગ્યાને આસરે હું એકલો લાયબ્રેરીની પછવાડેથી બાગમાં

થઇ તરતજ ટાવરના ઝરૂખા આગળ આવ્યો હતો. થોડિક વેળ પછી મારાથી પંદર પગલાંને અંતરે એક પાર્સિ બાઈ પડી. બે મિનિટ પછી વળી બીજી બાઇ પ્હેલીથી પાંચ છ ફીટને અંતરે પડી હતી; તેમને પડતી જોતાં હું બીધો અને હજી બીજી કેટલીક પડશે તેથી ગભરાઈ નાસી ગયો. (આ સાંભળી હસાહસ થઈ) તેઓ ક્યાંથી પડી તે મેં જોયું નહતું અને કપડાં પ્હેરેલાં હતાં કે નહિ તેનું ધ્યાન નથી," સાક્ષીએ કોરોનરની તપાસમાં લખાવ્યું.

"બાઇઓના પડવાની ખબર મેં પ્રથમ બટલરને આપી હતી અને તેણે સાહેબને વાત કરી તેથી સાહેબે મને રાતના આઠ વાગે એવિષે પૂછ્યું હતું." **મિ. મેકડર્મટના** પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"પ્હેલી અને બીજી બાઈ પડી તે વેળાની દરમ્યાન હું ઉભો હતો ત્યાંથી ખસ્યો નહતો, પણ બીજી પડયા પછી ચાલવા માંડયું. પ્હેલી પડયા પછી અને બીજી પડી તે પ્હેલાં બાજુમાંથી ચાલી જવાનો વખત હતો. ટાવર આગળ આવી ઉભો અને બાઇઓ પડી એ વેળાની વચ્ચે કોઇને ઉતરી જતાં જોયો નથી. તેઓ પડયા પછી બેચાર મિનિટ થોભ્યો હઈશ." બારિસ્ટરના પ્રશ્નોના સાક્ષીએ ઉત્તર વાળ્યા.

"હું ટાવરઉપર જવા ઇચ્છતો ન હતો," સાક્ષીએ કોરોનરને જણાવ્યું.

"હું બે વાગ્યાથી બાગમાં હતો પણ કોઈ પાર્સિ બાઇઓને ત્યાંથી જતાં જોઈ નહતી તેમ કોઈ પાર્સિ યુવાનને સિપટી વગાડતાં સાંભળ્યો નહતો. બાગમાં ઘણાં માણસો હતાં તેમની સાથે વાતો કરતો હતો;" સાક્ષીએ જુરી આગળ ખુલાસો કર્યો.

## ( ૧૯ મલેકભાઈ માણેકની સાક્ષી. )

"હું અહમદનગરના વામબોરી ગામમાં ખેતીનો ધંધો કરૂં છું. મુંબઈમાં મારી સાળીના છોકરાને મળવા ૧૫-૧૭ દિવસ થયાં આવ્યો છું. આસરે ૮-૯ દિવસ ઉપર, આટલી જ વેળાએ કે પછી, અહિં ટાવર જોવા એક છોકરાને લઈ આવ્યો હતો. ઉપર ચડ્યા પછી તમ્મર આવ્યાથી દાદરના દરવાજાની બાજુમાં બેસી ગયો હતો. શૂદ્ધિ નહિ રહેવાથી કોણ આવ્યું અને ગયું તેની ખબર નથી પણ એક બાબુ આવ્યો ત્યારે મને શૂદ્ધિ આવી હતી." કોરોનર આગળ બુઢ્ઢા મુસલમાને જુબાની આપી.

"ઉપર ગયો ત્યારે કેટલા વાગ્યા હતા અને બાબુ મારી પછી કયારે આવ્યો તેનું મને કશું ભાન નથી. હું એવો બેભાન થયો હતો કે કોઇને જોઈ શકયો નહતો." બારિસ્ટરના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

## ( ૨૦ સીગરામવાળાની સાક્ષી. )

"મારૂં નામ દાદાભાઇ પેસ્તનજી, હું નસરવાંનજી દાદાભાઇની સીગરામ ભાડે ફેરવું છું. શનિવાર તા૦ ૨૫ મી એપ્રિલે બપોરના સુમારે સવા ત્રણ વાગે મેયો રોડ ઉપરના કૂવા આગળ સીગરામ ઉભી રાખી કોચબોક્ષ ઉપર કોલાબાતરફ મ્હોં રાખી બેઠો હતો. સાડા ત્રણને દસ મિનિટને સુમારે કાંઈ પડવાનો એક ધબાકો અને બેત્રણ મિનિટ પછી બીજો, ટાવર તરફથી સંભળાયો હતો. 'સિપાઈ, સિપાઈ' બુમ પાડતાં બે વાણિયાના છોકરા સામેથી આવતા હતા તેમને પૂછવાથી જણાવ્યું કે 'ટાવર ઉપરથી બે પાર્સિ છોકરીઓ પડી ગઈ છે.' મારી ગાડીમાં કોઈ એક પાર્સિ બાઈ બેઠાં હતાં તેમને 'ગાડીમાં બેસી રહેવા, નહિ ગભરાવા અને આપણી જાતની બાઇઓ પડી ગઈ છે ત્યાં મારે જવું જોઇએ' કહી અહિં દોડી આવ્યો, તો

ટાવરના કંપાઉંડમાં બે બાઇઓની લાસ ચત્તિપાટ ઝરૂખાતરફ પડી હતી, ટાવરની અગાસીની બાજુમાં માથાં અને હાઇકોર્ટ તરફ પગ હતા. કંપાઉંડમાં કોઈ નહતું. લાયબ્રેરીનું બારણું બંધ હતું તેમ ટાવરનું પણ હતું, પણ ખરેખર તે બંધ હતું કે નહિ તેની મેં ખાત્રી કરી નહતી. લાયબ્રેરીના સિપાઇને હાંક મારી પણ ઉત્તર મળ્યો નહિ." સાક્ષીએ આટલું જણાવ્યા પછી કોરોનરે આગળ વધારે તપાસ ચલાવી.

"બેઉ વચ્ચેનો અંતર એક માણુસ સૂઈ રહે એટલો હતો. એકનાં કપડાં ફાટેલાં હતાં પણ કયીનાં તેનું ધ્યાન નથી. બીજીનાં ચૂંથાયલાં હતાં, ઇજાર ઢીલી હોઈ નીચે ઉતરી આવી હતી તે પાછી ચડાવી પણ તેનો કેવો રંગ હતો તેની તથા એકના બાલ છૂટા હતા પણ માથાબાંધણું હતું કે નહિ તેની ખબર નથી. જે બાઈના બાલ છૂટા હતા તેની જ ઇજાર છૂટી હતી, વળી તેનું બદિયાન છાતી આગળથી કોઇએ ફાડી નાખ્યું હોય એવું જણાતું હતું અને સાડી છૂટી પાસે પડી હતી. તે ફાટેલી હોવાથી તેને ગાંઠ મારી હતી એમ હું ધારૂં છું."

"ધારૂં છું એમ કેમ કહો છો?" કોરોનરે ટીકા કરી.

"સાડી એક છેડેથી ફાટેલી હતી તેને મેં ગાંઠ દઈ બાઈના શરીર ઉપર ઓરાડી, અને ઇજાર ચડાવી પણ નાડું બાંધ્યું ન હતું." સાક્ષીએ વધારે ખુલાસો કર્યો.

"સાડીના છેડા શામાટે બાંધ્યાં? ફાટેલો ટુકડો પૂરતો થાત તો તમે ગાંઠ મારત?" કોરોનરે ખાત્રી કરવા ચાહ્યું.

"મારા ધ્યાનમાં એમ આવ્યું કે એમ કરવાથી બાઈનું આખું અંગ ઢકાય." સાક્ષીએ જણાવ્યું.

"સાડીને ગાંઠ મારી, ઇજાર ઉપર ચડાવી વગેરે કામમાં

વેળા વીતવાથી લોક ઘણાં એકઠાં થયાં હશે?" કોરોનરે અજાયબી દર્શાવી.

"તે કામમાં મને વખત લાગ્યો નહતો." સાક્ષી ખાત્રી આપી બોલ્યો.

"એક પાર્સિ બ્હાર દેખાયો તેને તેડી 'પાર્સિ છે કે કોણ છે, અંદર આવ, બાઇને ઉંચકયે' કહી તેની મદદથી બેઉ લાસ ઉંચકી પગથી ઉપર મ્હેલી, લાસો કેવી હતી તે ઉપર મેં બરાબર ધ્યાન આપ્યું નહતું પણ એકનાં આંગળાં હિલતાં હતાં, તેથી તેનામાં જીવ હશે એમ ધાર્યું. પણ બીજી મર્ણ પામેલી હતી. કયો હાથ હિલતો હતો તેની ખબર નથી. પોલિસનો સિપાઈ લાસ ઉંચકવા પ્હેલાં મારી પૂઠે બે ત્રણ મિનિટે આવ્યો હતો પણ તેણે ઉંચકવામાં મદદ કરી નહતી. લાસ તરફ જોઈ તે દોડતો ગયો તેથી મેં ધાર્યું કે તે ગાડી લેવા ગયો હશે. લાસના સંબંધમાં હમે જે કર્યું તે વિષે સિપાઇને કે હવાલદારને ખબર નથી. લાસ ઉંચકયા પછી હવાલદાર આવ્યો તેથી તેણે કશું કર્યું નહતું. તેના આવ્યા પછી હું પાંચેક મિનિટે ગયો હોઈશ ત્યારે ઘણા લોકો આવી લાગ્યા હતા. જે પાર્સિએ મને લાસ ઉંચકવા મદદ કરી હતી તેને હું ઓળખતો નથી."

"ઝરૂખા આગળથી ઉંચકી, પગથી ઉપર મૂકી ત્યારે લોહિ દીઠું હતું?" કોરેનરે વધારે ખાત્રી કરવા ચાહી.

"હા; લાસોની નીચે બે મ્હોટા ડાઘા હતા." સાક્ષી બોલ્યો. અને જણાવ્યું કે "લાસ ઉંચકી ત્યારે પોલિસ સિપાઈ ત્યાં હતો નહિ."

"તે હોત તો તમને લાસો ઉંચકવા દેત નહિ," કોરોનરે પોતાનો વિચાર દર્શાવ્યો.

## (૨૧ હીરૂ લક્ષ્મણની સાક્ષી.)

"હું કોલાબા જીલ્લાના એક ગામમાં ખેતીનો ધંધો કરૂંછું. મુંબઇમાં મારાં એક સગાંને મળવાને આસરે એક માસ ઉપર હું આવ્યો હતો. હવણા જેટલી જ વેળાએ આજથી દસેક દિવસની વાત ઉપર દૌલત સિપાઈ સાથે આવી બીજાં ચાર માણસો સાથે ટાવર ઉપર જોવા ચડયા હતા." કોરોનરની તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

"તારી સાથના સર્વને ઓળખશે?" મિ. મેકડર્મેટે સવાલ કર્યો.

"તેમાં શો લાભ?" કોરોનર વચ્ચે પડયો.

"પાર્સિ માણેકજી અસલાજીને ઓળખાવવા;" મિ. મેકડર્મેટે કોરોનરના મનનું સમાધાન કર્યું.

સર્વેને ઓળખી સાક્ષીએ કહ્યું "એ મારી સાથે ઉપર આવ્યા હતા."

"ઉપર ગયો ત્યારે કોઇને ત્યાં જોયા નહતા, તેમ ઉપર આવતાં પણ દીઠા નહતા. કેટલો વખત ઉપર થોભ્યો તે કહી શકતો નથી પણ એક માણસને જમતાં વાર લાગે તેટલો વખત ખરો. પછી હું એકદમ નીચે ઉતરી આવ્યો પણ ઘડિયાળની ઓરડીમાં ગયો નહિ. માણેકજી અસલાજી અમારી સાથે ઉપર આવ્યો હતો પણ પછી મેં તેને દીઠો નહતો તેમ તે નીચે કયારે ગયો તેની પણ ખબર નથી." સાક્ષીએ કારોનરની તપાસમાં વધારે ખુલાસો કર્યો.

"ત્યારે તું અને તારા મિત્ર સિવાય અગાસી ઉપર તેં બીજા કોઇને જોયો નહતો?" કોરોનરે વધારે ખાત્રી કરવા પૂછયું.

"આખી અગાસીની આજુબાજુ બધે ફરી વળ્યો પણ કોઈ

નજરે પડયું નહતું," સાક્ષીએ ઉત્તર આપી વધાર્યું કે "દોલત પાછળથી આવ્યો હતો સાથે નહિ."

"દૌલતની સાથે અને પછી કોણ આવ્યું હતું?" મિ૦ મેકડર્મેટે સવાલ કર્યો.

"તેને અગાસી ઉપર ચડતાં જોયો પણ સાથે કોઈ નહતું;" આટલો જવાબ દઈ વધાર્યું કે "દૌલતના પૂછવાથી 'અમે બધું જોયું' કહી સર્વે હેઠે ઉતર્યા."

"ઉપર હતો ત્યારે ઘડિયાળ વાગતાં સાંભળ્યું નહતું" જુરીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

## (૨૨ વિઠુ બાબાજીની સાક્ષી.)

"આ સાક્ષી શું ઉપયોગનો થશે મિ. મેકડર્મેટ?" કોરેનરે વાંધો લીધો.

"બે પાર્સિ સ્ત્રીઓ દૌલત સાથ આવ્યાનું અજાણ પણ છેલ્લા સાક્ષીએ દર્શાવ્યું છે તે વાતની આ સાક્ષી કદાચ પૂર્તિ આપશે." મિ૦ મેકડર્મેટે જીકર કરી.

"એક સાક્ષી એમ જણાવે તેથી શું થયું? માણેકજી ઉપર ગયો હતો એ વાતની શું પૂર્તિ સાક્ષ પડી નથી?" કોરોનરે વાંધો ચાલુ રાખ્યો.

"છેલ્લા સાક્ષીની સાક્ષ વિષે ખુલાસો થવાની અગત્ય છે." મિ૦ મેકડર્મેટ પોતાની જીકરને વળગી રહ્યો.

કોરોનરે વગર આનાકાનીએ તેને બોલાવવા પરવાનગી આપી. તે પછી સાક્ષી આવી કોરોનરની તપાસમાં બોલ્યો કે "હું રેવાદાંડાના એક સાહુકારને ત્યાં નોકર છું. મુંબઈમાં પંદરેક દિવસ અગાઉ આવી પ્હેલે શનિવારે ૨ા–૩ વાગે છેલ્લા સાક્ષી સાથે

ટાવર જોવા ઉપર ગયો હતો. મારી સાથે બીજા પાંચ માણસો–તેમાં એક આ (માણેકજીને ઓળખાવી) પાર્સિ અને બાકીના હિંદુઓ–હતા. અમે સર્વે ઉપર જઈ અગાસીની આજુબાજુ ફર્યા પણ ત્યાં તે વખતે કોઇને જોયો નહિ અને કોઈ આવ્યું પણ નહિ, માત્ર **દૌલત** આવી અમને નીચે ઘડિયાળ જોવા તેડી ગયો હતો.”

“**માણેકજી** તમારી સાથે નીચે ઉતર્યો હતો?” કોરોનરે બારીકીથી તપાસ કરવા માંડી.

“નહિ,” સાક્ષી આટલો ઉત્તર આપી આગળ બોલ્યો “તેને મેં હેઠે કે ઉપર ફરીથી કોઈ જગાએ જોયો નહતો માત્ર અમે ઘડિયાળ જોતા હતા ત્યારે બે પાર્સિ બાઇઓને ઉપર જતાં જોઈ હતી તેમને ઝરૂખા આગળ મર્ણ પામી પડેલી નીચે આવતાં જોઈ હતી.”

“તું ઉપર જઈ નીચે આવ્યો તે અવાંતરમાં ઉપર કોઈ ગયું નહતું એમ તેં પ્રથમ જણાવ્યું અને હવણા બે પાર્સિ બાઇઓ જોવા વિષે જણાવેછે એ બેમાં ખરૂં શું?” કોરોનરે ખરી વાત સાક્ષી પાસેથી જાણવા ઇચ્છયું.

“અમે ઘડિયાળ જોતા હતા તે વખતે પાર્સિ બાઇઓ ઉપર હતી.” સાક્ષી બોલ્યો;

“તે વખતે **માણેકજી** ઉપર જ હતો કે?” કોરોનરે પૂછયું.

“તેની મને ખબર નથી;” સાક્ષીએ કહ્યું.

“ત્યારે પેલી બાઇઓને માટે તમે માત્ર અટકળ કરોછો?” કોરોનરે ખાત્રી કરવા ચાહ્યું.

“નહિ, તેઓને ઉપર જતાં મેં જોઈ હતી;” કહી વધાર્યુ.

"તેઓ એકલી જ હતી, વળી તેમના હાથમાં કાંઈ નહતું અને તેઓ વાતચિત કરતાં કે બોલતાં નહતાં."

"અગાસી ઉપરથી નહિ પણ ઘડિયાળની ઓરડીમાં રહી ઘડિયાળ જોતાં જોતાં પેલી પાર્સિ બાઇઓને જોઈ હતી, વળી તે ઓરડીમાં એકાદ બે ઘંટા સૂધી હું રહ્યો હતો પણ તે વખતે કશી ચિચિયારી સાંભળી નહતી." સાક્ષીએ મિ૦ મેકડર્મટના પૂછવાથી વધારે ખુલાસો કર્યો.

"દોલતાએ આવી અમને 'હેઠળ ઘડિયાળ જોવા ચાલો' કહ્યું હતું. તે જોવા ઉતર્યા તે વેળાએ જ પેલી બાઇઓ જતાં નજરે પડી નહતી. માણેકજી મારી સાથે આવ્યો ખરો પણ પછી તેનું શું થયું તેની મને ખબર નથી કારણ ઉપર આવ્યા પછી મેં તેને દીઠો જ નહતો." જુરીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

## ( ૨૩ મિ. એ. ફ. બાફર્ટની સાક્ષી. )

"હું લાયનની કંપનીનો ભાગીદાર છું અને વાલકેશ્વર રહું છું. તા૦ ૨૫ મી એપ્રિલે ટાવરપર કાંઈ અકસ્માત બનાવની ખબર મારી આફિસમાં મને પડવાથી આસરે પોણાચારને પાંચ કે દસ મિનિટે હું અહિં જોવા આવ્યો ત્યારે ભોંયપર ઝરૂખામાં એક પાર્સિ સ્ત્રીને પડેલી દીઠી, બીજી જીવતી હોવાથી ઈસ્પિટાલમાં લઈ ગયાનું અને બેઉપર બલાત્કાર-જાસ્તી થવાનું ધારવામાં આવતું કહેવામાં આવ્યું; આથી મારી સાથે આવેલા એક ગૃહસ્થને લઈ ટાવરપર ચડી પ્હેલા માળના ઓરડામાં જોતાં ઉત્તર તરફની બારી માત્ર ઉઘાડી જણાઈ, પણ બીજા ઓરડામાં કશું જણાયું નહિ. પછી એકદમ ઉપર જતાં ત્યાં બે પોલિસના સિપાઈએ પાંચ જણને અટકાવેલાં જોયાં પણ કોઈ જાતની ખેંચ

તાણ થયાની કશી એંધાણી-નીશાની જણાઈ નહતી;" કોરોનરીની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"ટાવર ઉપર કોઈ બારણાને તાળું મારેલું તમે જોયું હતું?" મિ. મેકડર્મેટે પૂછયું.

"ઘડિયાળની ઓરડીને હતું;" સાક્ષીએ કહ્યું.

---

## પ્રકરણ ૧૮ મું.

### કોરોનરની તપાસ—૬ ઠ્ઠો દિવસ (ચાલુ.)

### (૨૪ માણેકજી અસલાજીની સાક્ષી.)

જંદ અવસ્તા હાથમાં પકડી ચૂમી કરી સોગન લીધા પછી બોલ્યોઃ—

"હું ધંધો કરતો નથી પણ મારો બાપ ઘર મૂકી ગયો છે તેની ઉપજમાંથી મારૂં અને મારી માનું પોષણ કરૂં છું. હું પરણેલો છું, મારી બાયડી છ સાત માસ રહી તેટલાંમાં મારા ભાઇની ઉષ્કેરણીથી મેં મારી મા ઉપર મારા બાપની મિલકતના સંબંધમાં ફરિયાદી માંડવાથી મારો સાસરો પોતાની દિકરીને તેડી ગયા પછી આજ દોઢ વર્ષ થયું મેં તેને દીઠી નથી. મને છોકરાં થયાં નથી કારણ કે અમે સંસાર-સંબંધ કર્યો નથી. ઘરના કોઇએ ભવિષ્યપત્રની[1] ખાત્રા કરી લીધી નથી. મારી મા હાલ ઘરનું ભાડું ઉઘરાવે છે અને તે મારો ખર્ચ પણ આપે છે."

"ત્યારે તમારૂં પોષણ તમારી મા કરે છે?" કોરોનરે અજાયબી દેખાડી.

---

૧ વસિયતનામું.

"હા," સાક્ષીએ ઉત્તર દીધો.

"તમે તમારી માનું પોષણ કરો છો, એમ પ્રથમ જણાવ્યું તે જૂઠી વાત ત્યારે?" કોરોનરે ગુચવણ દર્શાવી.

"મારા કહેવામાં સમજ ફેર હતી." સાક્ષીએ ખુલાસો કરી આગળ ચલાવ્યું:—

"આ ટાવર ઉપર આવ્યાની વાત મને યાદ છે. ગયા એપ્રિલની તા. ૨૫ મીને શનિવારે આસરે ત્રણ વાગે ટ્રામમાંથી બેંક આગળ ઉતરી ટાવરની અગાસી ઉપર નજર કરતાં કેટલાક માણસો જોઇ, મારૂં પણ જોવા જવાનું મન થયું. હું એકલો જ ટાવર આગળ આવ્યો ત્યારે ત્યાં પાંચ મરાઠા ઉભેલા હતા. હમાલે પાનસોપારી માગવાથી ચાર દોઢીયાં ખીસામાંથી કહાડી આપ્યાં પણ તે ઓછાં પડવાથી બીજાં ત્રણ આપ્યાં ત્યારે મને ઉપર જવા દીધો અને મારી પાછળ પાંચ છ હિંદુ આવ્યા. ટાવર આગળ આવ્યો ત્યારે કેટલા વાગ્યાની ખબર નથી કારણ મેં ઘડિયાળમાં જોયું નહતું. પ્હેલે માળે ચડયો ત્યાંનો દરવાજો ઉઘાડો જોઈ અંદર નજર કરી એકદમ ઠેઠ અગાસી ઉપર ગયો જ્યાં એકાદ બે વાણિયાના છોકરા અને ત્રણ લાલી જાતની સ્ત્રીઓને દીઠાં."

"એક કે બે છોકરા?" કોરોનરે શંકા કરી.

"એક જણ. તે આસરે ૨૦ વર્ષની વયનો અગાસીની આજુબાજુ ફરતો હતો. હું પણ અગાસી ઉપર ફરી પશ્ચિમ દિશા ભણી પાંચ મિનિટને સુમારે ઉભા રહી હાઇકોર્ટ તરફ ફરતાં બેઉ પાર્સિ બાઇઓ અને હાથમાં બાટલી સાથના એક સિપાઇને આવી લાગ્યાં દીઠાં. બાટલીમાં શું હતું તે હું જાણતો નથી પણ કાખમાં સિપાઇએ આડી ધરી હતી."

"ટાવરની આજુબાજુ ફરીને અમને સઘળું દેખાડ, રામા એમ બાઇએ પેલા સિપાઇને કહ્યું. આગળ બાઇઓ અને પાછળ સિપાઇ એમ ચાલતાં હાઇકોર્ટની બાજુએ મને મળ્યાં, તેમની વળણ પૂર્વ અને મારી પશ્ચિમ તરફ હતી, ત્યાંથી ઉત્તર તરફ વળ્યો તો બાઇઓ ત્યાં હતી, તેથી હું પાછો પશ્ચિમ તરફ ફર્યો."

"ત્યારે શું આગાસીની ફરીથી પ્રદક્ષિણા તમે કરવા માંડી?" કોરોનરે વચ્ચે પૂછ્યું.

"નહિ; બાઇઓ તે તરફ હોવાથી હું સામી તરફ ગયો." સાક્ષીએ ખુલાસો કર્યો.

"પણ એમ કરતાં બાઇઓ ઉભી હતી તે ભણી તમે ગયાની?" કોરોનરે સાક્ષીને ગુંચવવા માંડ્યો.

"નહિ; તેઓ એકાદ બે ડગ જમણી બાજુએ હઠયાં એટલે હું ડાબી તરફથી દાદર ઉતરી ગયો." સાક્ષીએ કહ્યું.

દાદર ઉતર્યા ત્યારે બાઇઓની પીઠ તમારી ભણી હતી?" કોરેનરે ધીરજથી પૂછ્યું.

"તે કાંઈ મેં જોયું નહતું" સાક્ષીએ ઉત્તર આપ્યો.

"તમારી સાથવાળાઓ શું કરતા હતા?" કોરોનરે તપાસ આગળ ચલાવી.

"તેઓ ઘંટ જોતા હતા," એટલો ઉત્તર દઇ સાક્ષીએ વધાર્યું:—"નવ દસ માણુસો હું ઉતર્યો ત્યારે આગાસી ઉપર હતાં અને નીચે ઉતરતાં આત્મારામ સિપાઇ મને મળ્યો" પણ પ્હેલે કે બીજે દાદરે તે ખબર નથી. 'એટલામાં તમે ચાલ્યા તેણે પૂછ્યું, 'હાભાઇ ચાલ્યો' મેં ઉત્તર વાળ્યો."

"તમને પૂછનાર સિપાઈ જેને પૈસા આપ્યા હતા તેજ હતો?" કોરેનરે ગંભીરાઇથી પૂછ્યું.

"ના. બીજો." સાક્ષીએ કહેવા માંડયું, 'ઉપર શું જોવાનું છે' કહી હેઠે આવ્યો તો દરવાજો બંધ ને બ્હારથી ઠોકાતું હતું, મેં પણ અંદરથી ઠોકી હમાલને હાંક મારી. તેણે દરવાજો ઉઘાડ્યો અને હું બ્હાર નીકળી મારા વકિલો મેસર્સ ચિટનિસ, મોતીલાલ અને માળવીની આફીસમાં તરત ચાલી જઈ જોયું તો ન્હાનાભાઇ બાલજી મેનેજિંગ કલાર્ક બેઠા દીઠા."

"તે તો અહિં બેઠેલો છે?" એક જુરર વચ્ચે બોલી ઉઠયો.

"તેને અંદર કેમ આવવા દીધો? તે તો સાક્ષી આપવાનો છેની મિ. મેકડર્મેટ?" કોરોનરે ખુલાસો માંગ્યો.

"તે અહિં છે એવી મને ખબર ન હતી." મિ. મેકડર્મેટે અજાણપણું દર્શાવ્યું.

ન્હાનાભાઇ બાલાજીને બ્હાર કહાડયા પછીઃ—

"મારો કજીઓ કયારે નિકળવાનો છે?" મેં આફિસમા જઈ પૂછયું. તેણે જણાવ્યું 'એક કલાકે લઈ હાઈકોર્ટમાં જા.' ત્યાં એક સિપાઇ પાસે ચા મંગાવી પી, પાનસોપારી મંગાવી ખાતાં ખાતાં વકિલના કલાર્ક ભાઉડેકર સાથે હાઇકોર્ટમાં ગયો ત્યારે ચાર વાગાનો સુમાર હતો, પણ વાગ્યા ન હતા. ત્રણ ચાર મિનિટ જરા જોવા માટે સેશનકોર્ટમાં બેસી, બ્હાર નિકળી નીચે ઉતરી પ્હેલે માળે મારો કજિયો પાટીપર આવ્યો છે કે નહિ તે જોતા હતા તેવામાં અમારા વકિલનો સિપાઈ (નામ જાણુતો નથી પણ નજરે ઓળખુંછું) આવી કહેવા લાગ્યો કે રાજાબાઇ ટાવરપરથી બે સ્ત્રીઓ પડી ગઇ છે. વકિલના કલાર્કને મેં કહ્યું પણ તેણે ના પાડવાથી હું એકલો અહિં જોવા આવ્યો. એમાંની એક, કંપાઉંડમાં પડી હતી અને બીજીને વિકટોરિમાંથી કહાડવામાં આવતી હતી. 'બાઈ સાથ શું કોઇ ન હતું' એવી લો-

કોમાં ચર્ચા ચાલવાથી મેં મારી પાસે ઉભેલા એક અજાણ્યા પાર્સિને કહ્યું કે 'સાથે એક સિપાઇને મેં જોયો હતો.' આ વાત કરૂંછું એટલામાં મિ. મેકડર્મોટે આવી, પકડી, બ્હાર જઈ મારી જુબાની લીધી. પેલા પાર્સિના કહેવાથી મિ. મેકડર્મોટે પૂછી, ડગલો ઉતરાવી, ફાટેલાં બદિયાન વિષે ખુલાસો માગવાથી મેં કહ્યું કે મ્હેરવાનજી દારૂવાળાના કૂતરાએ ૧ાા મહિના ઉપર પંઝાવડે ચિર્યું હતું. જુબાની લખી લીધા પછી મેદાનની ચોકીપર એક પોલિસ કોન્સ્ટબલ સાથે મોકલી, કાર્કૂન બેસે છે ત્યાં રાખી પાછલી રાતના ૨ાા–૩ વાગે છોડી મૂકી, બીજે દિવસે સવારે સાત વાગે બોલાવવાથી જવા પછી જુરી ભરાઈ ત્યાં લઇ જવામાં આવ્યો હતો. તે બાઇઓને હું ઓળખતો નહતો અને તેઓ આબરૂદાર દેખાવની હતી કે નહિ તે હું કહી શકતો નથી, કારણ મેં તેમનું મ્હોં જોયું ન હતું." કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"અગાઊ ટાવરપર ગયા હતા?" બારિસ્ટરે તપાસ ચલાવી.

"કોઈ દિવસ નહિ;" સાક્ષીએ કહ્યું.

"ટાવરના કોઈ પણ ભાગ ઉપર?" બારિસ્ટરે બારીકી કહાડી.

સાક્ષીએ 'નહિ' નો ઉત્તર વાળી વધાર્યું, "પેલે શુક્રવારે આસરે સાડાત્રણ વાગે મારા મિત્ર જમસેદજી બ્હેરામજી આઈસના કારખાનામાં નોકર છે તેમની સાથે ટાવર આગળ આવી, દરવાજા ઉપરના સિપાઇને પૂછવાથી 'મારી પાસે કુંચી નથી અંદર જઇ તાતિયાની રજા મેળવો' કહ્યું. તાતિયા પાસે ગયો પણ તેણે અંગ્રેજીમાં કાંઈ કહ્યું જે નહિ સમજ્યાથી પાછો આવ્યો."

"પણ તમે અગાઉ કોઈ દિવસ ટાવરપર ગયા હતા કે નહિ?" બારિસ્ટરે પાછો તેનો તે જ પ્રશ્ન પૂછયો.

"નહિ; પણ ગઈ તા૦ ૨૪ મી અપ્રિલે પ્રથમ યુનિવર્સિટિના કંપાઉંડમાં આવ્યો હતો;" સાક્ષીએ જવાબ દીધો.

"જે સિપાઇ સાથે તમને તે દિવસે વાત થઈ હતી તેને ઓળખી શકશો?" બારિસ્ટરે સાક્ષીને ગૂંચવવા માંડયો.

"નહિ; તે દિવસે આત્મારામ સિપાઇ સાથે વાત થઈ ન હતી. તા૦ ૨૫ મી અપ્રિલે (ગંગાજી હીરૂને દેખાડી) આ હમાલને મેં પૈસા આપ્યા હતા." સાક્ષીએ ખુલાસો કર્યો.

"એ જ હમાલે હું ઉપરથી પાછો આવ્યો ત્યારે દરવાજો ઉઘાડયો હતો. અગાસી ઉપર સુમારે સાતેક મિનિટ રહ્યો હઇશ પણ ત્યાં કોઈ પાર્સિ છોકરાંઓને દીઠાં ન હતાં. જે બાઈઓને અગાસી ઉપર જોઇ હતી તેમની જ લાસો નીચે હતી. ટાવર ઉપર જવા અગાઉ તેમને દીઠી ન હતી, સિપટિ પણ કોઈ ન હતી અથવા કોઈ જાતની ટીકા પણ કરી ન હતી. (ભગવાનદાસને ઓળખી) એને મેં પ્રથમ મિ. મેકડર્મેટને બંગલે જોયો હતો." બારિસ્ટરના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"એ તમારો શત્રુ છે? તમારી વિરૂદ્ધ બોલવાનું એને કાંઈ કારણ છે?" બારિસ્ટરે ખુલાસો માંગ્યો.

"એને હું ઓળખતો નથી." સાક્ષી બોલ્યો.

"તમારે માટે એણે શા માટે એમ જણાવ્યું કે 'તમે આ બાઇઓ તરફ સિપટિ વગાડી અને લ્હેરકાં ચાલ્યાં' બોલ્યા?" બારિસ્ટરે ગુંચવણ દેખાડી.

"તમે જ ખાત્રી કરો કે એ માણસ કેવો છે!" સાક્ષીએ કહ્યું.

"એને વિષે તમે કંઈ જાણો છો?" બારિસ્ટરે જાણવા ચાહ્યું.

"નહિ; પણ દેખાવપરથી લુચ્ચો દેખાય છે." સાક્ષીએ અભિપ્રાય આપ્યો.

"શા કારણુસર એ તમારી વિરૂદ્ધ સાક્ષ આપે છે તે તમે જાણો છો?" બારિસ્ટરે વધારે કહડાવવા તજવીજ ચલાવી.

"હું જાણતો નથી." સાક્ષી કંટાળી બોલ્યો.

"તે દિવસે બપોરે તમે સિપટિ ફોડી 'લ્હોરકાં [illegible]' બોલ્યા હતા કે નહિ? બારિસ્ટરે થથરાવી પૂછવા માંડયું.

"નહિ;" સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

"ત્યારે શું બોલ્યા હતા?" બારિસ્ટરે પીછો પકડયો.

"કાંઈ નહિ;" સાક્ષીએ નન્નોજ વાળ્યો.

"કયા માળપર **આત્મારામ** સિપાઈ મળ્યો હતો?" બારિસ્ટરે વલાણુ બદલી પૂછ્યું.

"મને ખબર નથી," સાક્ષીએ અજાણપણુ દેખાડયું.

"ઘડિયાળ મૂકી નીચે ઉતરતાં મળ્યો હતો?" બારિસ્ટરે યાદ દેવડાવી. આના ઉત્તરમાં સાક્ષીએ "હા" ભણી.

"બીજું કોઈ ઉતરતી વેળા મળ્યું હતું?" બારિસ્ટરે વધાર્યું. સાક્ષીએ નાપા[illegible] જણાવ્યું કે "હેઠળ કોઈ બારણું ઠોકતું હતું પણ બ્હાર નિકળી એકદમ ચાલી ગયો તેથી તેને જોયો નહિ.

"તમે તે વેળા ઘરથી કેમ નિકળ્યા?" બારિસ્ટરે પૂછ્યું.

"તે દિવસે શનિવાર હતો અને મારા કજિયાની તજવીજ કરવા સારૂ મને ફીકર હતી માટે" સાક્ષીએ ખુલાસો કર્યો.

પણ તમે તો એમ જણાવ્યું છે કે 'તમારા વકિલની આફિસમાં તમે ધીરજથી ચા પીવા અને પાનસોપારી ખાવા બેઠા હતા.' કોરોનરે વચ્ચે યાદ આપી.

"દરવાજો ઠોકતાં જે માણુસ નીચે મળ્યો તે કયી જાતનો હતો?" બારિસ્ટરે ઉલટાવી આગલો સવાલ ફરી પૂછ્યો.

"તે મરાઠી જેવો દેખાતો હતો?" સાક્ષીએ કહ્યું.

"ટાવરપર અગાઉ કોઈ વાર તેને દીઠો હતો" બારિસ્ટરે ફસાવવા માંડયો.

"નહિ." સાક્ષીએ નકાર વાસ્યો.

"તેણે ડગલો પ્હેર્યો હતો?" બારિસ્ટરે વધારે ખાત્રી કરવા માગી.

"મેં ધોતિયું જોયું હતું;" સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

"તે સખસને ટાવરપર જતી વેળાએ જોયો હતો?" ફરી ઉલટાવી બારિસ્ટરે પૂછયું.

સાક્ષીએ એની પણ નાપાડી.

"ટાવર જોવા આવ્યા ત્યારે પાસે ઘડિયાળ હતું?" કોરોનરે તજવીજ આગળ ચલાવી.

"મારી પાસે નથી, મારી મા પાસે સોનાનું ઘડિયાળ ને સાંકળી છે, તે આગળ પ્હેરતો હતો પણ હાલ પ્હેરતો નથી;" સાક્ષીએ જણાવ્યું.

"મારી માએ આપવા નાપાડી નથી પણ મેં માંગ્યું જ નથી. પાટીપર મારો કજીયો આવ્યો છે કે નહિ, તે હજી સૂધી હું તજવીજ કરવા ગયો નથી તે વિષે મારો વકિલ મને જણાવશે." કોરોનરના પૂછવાથી સાક્ષીએ વધારે ખુલાસો કર્યો.

"પણ તમે તમારા કજિયામાટે વધારે અધીરા થયા હતા?" કોરોનરે સાક્ષીની શુદ્ધ ઠેકાણે આણવા પ્રયત્ન કર્યો.

"હા, પણ તેની ખબર હજી મેં પોતે કહાડી નથી." સાક્ષી બોલ્યો.

"એક બાઇએ સિપાઇને કહ્યું કે 'અમને અગાસીપર ફેરવ' પણ અગાસીપર ફરવાનું તો સ્હેલ છે ત્યારે તેમ કહેવાની અગત્ય શી? શું તેઓ બિધેલી હતી?" એક જુરરે પૂછયું.

"મને તેઓ બિહેલી લાગી નહતી," સાક્ષીએ કહ્યું.

"અમને આસપાસ ફરી દેખાડો એમ તમને તો નહિ કહ્યું હતું?" મિ૦ ઇન્વેરારિટિએ મશ્કરી કરી.

"સિપાઈ સાથે હતો તેને પૂછ્યું હતું; મને શું કામ પૂછે?" સાક્ષીએ જણાવ્યું.

"તમે ઘરમાંથી શામાટે નિકળ્યા હતા?" જુરરે સવાલ કર્યો.

"કજિયા વિષે તપાસ કરવા." સાક્ષીએ જવાબ આપ્યો.

"વકિલની આફિસ શનિવાર હોવાથી બંધ થઈ જશે તેવી સમજથી ઉતાવળે નિકળ્યા હતા?" બારિસ્ટરે ગુંચવ્યો.

"કોર્ટ ઉતાવળે બંધ થઈ જશે એવી સમજથી ઉતાવળે નિકળ્યો હતો." સાક્ષીએ ખુલાસો કર્યો.

"ત્યારે અહિં આવ્યા પછી કોર્ટ ભૂલી ગયા કે?" જુરરે ભૂલ ભાંગી.

"ટાવર જોવાની હોંસ થઈ આવી તેથી ઉપર ગયો." સાક્ષી બોલ્યો.

"તમે કાળજી શામાટે રાખતા હતા? કજિયામાટે કે ટાવર જોવા માટે?" કોરોનરે જુરીની મતલબ સમજાવી.

"હું કજિયાની ખબર માટે આતૂર નહતો." સાક્ષીએ કહ્યું.

"કજિયાની ખબરમાટે તમને ઘણી આતૂરતા હતી એમ તમે પ્રથમ જણાવ્યું છે." કોરોનરે ગુંચવ્યો.

"આતૂરતા શાની? હું તો હમેશ આવું છું. બે કલાકનો અવકાશ જોઈ, ઉપર જઈ તરત પાછો આવીશ એમ ધારી ગયો હતો;" સાક્ષીએ ઉત્તર આપ્યો.

"ટાવરપર જઈ અર્ધિ અગાસી ન ફર્યા એટલામાં તો પાછી કજિયાની ચિંતા લાગી આવી કે?" જુરરે મશ્કરી કરી.

"ગયો ખરો પણ જોવાનું કાંઈ જણાયું નહિ એટલે પાછો ફર્યો;" સાક્ષીએ કહ્યું.

"ટાવરપરના દેખાવથી તમે નીરાશ થઈ ગયા હતા એમ કે?" કોરોનરે મશ્કરી ચાલુ રાખી. સાક્ષીએ ખશિયાણો પડી "હા" પાડી.

"નીચે ઉતરી એટલા બધા ઉતાવળા પડી ગયા કે તમારી પાસેના માણસને પણ જોઈ શક્યા નહિ?" જુરીરે વધારે મશ્કરી કરી.

"એમાં ઉતાવળ શાની?" સાક્ષીએ તરડાઈ જવાબ આપ્યો. "બારણું ઉઘડ્યાથી તે બાજુ ખસી ગયો હશે તેથી નહિ દેખાયો હોય."

"હાઇકોર્ટમાં જવાનું છોડી વકિલને ત્યાં હેઠલ ઉતર્યા પછી શું કામ ગયા?"જુરરે ગુંચવણ દર્શાવી.

"અંગ્રેજી નહિ આવડતું હોવાથી વકિલને બોલાવવા ગયો હતો;" સાક્ષીએ જણાવ્યું.

"હાઇકોર્ટમાં કોઈ અંગ્રેજી વાંચનાર મળી શકતે નહિ? ન્હાનાં છોકરાં કજિયાની તપાસ જઈ કરી આવેછે!" કોરોનરે અજાયબી સાથે શક બતાવ્યો.

"પ્રથમ તમે કહ્યું કે કજિયો નિકળવાની ખબર વકિલ આપશે તો તે દિવસે તેણે તમને ખબર પ્હોંચાડી હતી?" એક જુરરે વધાર્યું.

"નહિ; દોડ વર્ષ થયું નિત્ય તેની આફિસમાં જાઉં છું;" સાક્ષીએ વધારી કહ્યું.

"ઘણા જોડા એટલા સમયમાં ફાટ્યા હશે!" કોરોનરે પાછી મશ્કરી કરી.

"હા;" સાક્ષીએ થંડે પેટે જવાબ આપ્યો.

"મ્હોમાં આંગળાં ઘાલી મને સિપટી વગાડતાં આવડતું નથી, એ તો લુચ્ચા માણસો એમ કરે, હું તેવાઓ સાથ ફરતો નથી." કોરોનરના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

"મ્હોટા રસ્તાપર મારા ઘરની બ્હાર કૂતરો મારા અંગ ઉપર આવ્યો હતો ઘરની પડોશમાં ફરતો હોવાથી ડગલી નહિ પણ ફક્ત બદિયાન પ્હેર્યું હતું. મારે આસરે પંદરેક બદિયાન છે પણ તેમાંનાં ઘણાં ખરાં ફાટેલાં છે." સાક્ષીએ જુરીના પૂછવાથી જણાવ્યું.

"ત્યારે આ એક જ આખું છે? તે વળી સિવાડયાવગર દોઢ માસસૂધી રાખ્યું?" એક જુરરે અજાયબી દેખાડી.

"એવિષે તમે જ અનુમાન કરજો;" કોરોનરે કહ્યું.

"કૂતરાએ તમને નખોર્યાં નહિ દીધાં હતાં?" એક જુરરે ખુલાસો પૂછયો.

"બધાને બૂમ પડાવે એવી કૂતરી છે પણ મને નખોર્યાં દીધા નહિ;" સાક્ષીએ જવાબ દીધો.

"કૂતરાનો માલિક અને એક બીજો એના સંબંધમાં જુબાની આપશે." મિ. મેકડર્મટે ખુલાસો કરી માણેકજીએ પ્હેરેલો ડગલો જુરરોને જોવા આપ્યો હતો.

---

## પ્રકરણ ૧૯ મું.

### કોરોનરની તપાસ—૬ ઠો દિવસ.

### ( ૨૫ મિ. લોંડની સાક્ષી. )

"રાજાબાઈ ટાવર બંધાયો ત્યારથી તેની હું રખવાળી કરૂં

છું, તેની કુંચી મારી પાસે રહેછે, મારી રજાથી બધા દિવસ લોકોને ટાવરમાં જવા દેવામાં આવેછે. કુંચી રાખનાર મારા સિપાઇને મેં હુકમ કરી રાખ્યો છે કે ટાવર ઉપર જે કોઇને જવું હોય તેણે મારી રજા લેવા આવવું. જવા દેવાને બીલકુલ અટકાવ કોઈ પણ દિવસ રાખ્યો નથી. ચાવી રાખનાર માણસ મજૂર છે. બે પાર્સિ સ્ત્રીઓ ટાવરપરથી પડી મર્ણ પામવાવિષે તે જ દિવસે રાતના ૭ વાગે મેં સાંભળ્યું હતું, પરંતુ હું અહિં આવ્યો નહતો, પણ તા૦ ૩૦ મીએ સવારે આવી જોયું તો ઘડિયાળ સાથે તારખાતાનો જોડેલો તાર તૂટી ગયલો જણાયાથી તેમાંનો એક ભાગ કાપી લીધો હતો, તે અહિં રજુ કરૂં છું.” કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

“અગાસીના વળા ઉપર ચડવું હોય તો થાંભલાઓની પગથી ઉપર પગ મૂકી ચડાય અને તે કેમ? એ મેં જુરીને દેખાડયું છે, ટાવરની ચારે બાજુએ એવા થાંભલા છે. વળાની ઉંચાઈ ૩ ફીટ ૮ ઇંચ છે. અગાસી ઉપરના કોઈ પણ ભાગમાંથી કોઈ ચિચિયારી પાડે તો ઘડિયાળના ઓરડામાં સંભળાય, તેમ અગાસીની ઉત્તરે કોઈ વાત કરતું હોય તો સામી બાજુએ તે પણ સંભળાય, પણ ઉત્તરે ઉભેલો જમણીતરફ ઉભેલાને જોઈ ન શકે. ટાવર ઉપર કોઈ સ્ત્રીને કોઈ દિવસ અપમાન થવાની ફરિયાદ થઈ નથી. ભોંયથી વળાસુધી ટાવરની ઉંચાઈ ૧૬૭ ફીટ છે અને ૯૮ ફીટની ઉંચાઈ વળાથી તારવાળી જગાની છે. કોઈ પાસે પૈસા લઈ ટાવર ઉપર જવા દેવાની સત્તા મારા મજૂરને નહતી. સીપાઇને ખુલો હુકમ છે કે તેણે કોઈ પણ પાસેથી કશુ પણ લેવું નહિ.” મિ. મેકડર્મેટના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

“લાયબ્રેરીનું બારણું બંધ હોય અને પ્હેલે માળેનું ટાવરનું

બારણું બંધ હોય તોપણ બ્હાર નિકળવાનો બીજો માર્ગ નથી.” જુરરના પૂછવાથી સાક્ષીએ જવાબ આપ્યો.

( ૨૬ ડા. ફરામજી દોરાબજી દીવેચાની સાક્ષી. )

“મુંબઈ યુનિવર્સિટિમાંથી મને એલ-એમ-એસની પદ્વિ મળી છે અને હું હાર્નબિરોમાં રહું છું. સાડા પાંચ વાગે તા૰ ૨૫ મી એપ્રિલે હું ટાવર આગળ આવ્યો ત્યારે બે પાર્સિ બાનુઓની લાસ યુનિવર્સિટિના દિવાનખાનામાં મુકેલી જોઈ હતી, પણ બ્હાર લોકોની ઘણી ભીડ હોવાથી ત્યાં સારો પ્રકાશ પડતો નહતો. મિ. મેકડર્મટે વિનંતી કરવાથી લાસોને મેં ઉપર ટપકે તપાસી હતી. પ્રથમ બત્તી મંગાવ્યા પછી બેઊ લાસોની સાડી અને ઇજાર એક પાર્સિ બાઈ પાસે કહડાવી જોયું તો બચુબાઇની જમણી જાંઘ અને પેટપર પુષ્કળ નખોર્યાં પડ્યાં હતાં.”

“તે તો બીજી બાઈની લાસ હતી.” (જુરરોને) “તમો ગૃહસ્થો જાણો છો કે તે લાસ તો ન્હાની બાઈની હતી?” કોરોનરે ભ્રમ ભાંગ્યો. (સાક્ષીને) તમે પ્રથમ બચુબાઇવિષે બોલો છો તો તે વિષે બોલો; ઈજાર કોની ફાટેલી હતી?”

“બચુબાઇની;” સાક્ષીએ કહ્યું.

“નહિ તે પીરોજબાઈની હતી;” કોરોનરે સાક્ષીને યાદ આપી.

“પણ સાક્ષી જે બોલે છે તે જ લખો.” મિ. બ્રુઇને વાંધો ઉઠાવ્યો.

“શામાટે? સાક્ષીએ નામમાં ગુંચવણ કરી છે;” કોરોનરે કહ્યું. (સાક્ષીને) “હવે તમે બચુબાઈ વિષે બોલો.”

“જમણી જાંગે અંદર-બ્હારની થોડી થોડી બાજુએ નખોર્યાંની એંધાણી દેખાતી હતી.” સાક્ષીએ કહ્યું.

"તેમની લંબાઈ, પ્હોળાઈ અને ઉંડાઈ કેવી હતી." કોરોનરે પૂછ્યું.

અર્ધ-ચંદ્ર આકારનાં તાજાં મારેલાં જણાતાં હતાં. કેટલાંક ઉંડાં હોવાથી બ્હારની ચામડી ઉખડી જઈ અંદરના માંસને લાગ્યાં હતાં. તે જાંઘના બે ત્રતિયાંશ કરતાં વધારે ભાગ ઉપર ફેલાઈ આસરે ૪૦–૫૦ અહિંતહિં હતાં. તેમાંથી લોહિ નિકળતું નહતું. તે જ જાંઘની બ્હારની બાજુએ નીચાણમાં એટલા જ ભાગ ઉપર આસરે ૧૦–૧૫ ઘસારા સુમારે બે ઈંચ લંબાઈના હતા. ડાબી જાંઘે કશી ઈજા નહતી, પણ ડાબા થાન ઉપર અર્ધ-ચંદ્ર આકારના પાંચ છ નખ સુમારે એકાદ ઈંચ લંબાઈના જમણા હાથથી મારેલા જણાતા હતા. અમે બલાત્કારની કોઈ બીજી નીશાન જોઈ નહતી." સાક્ષીએ જણાવ્યું.

"જમણા હાથે આ નખ મારેલા તમે શાથી કહો છો?" કોરોનરે ખુલાસો ચાહ્યો.

"તેમાં એક નખની નીશાન લાંબી હતી તેથી;" સાક્ષી બોલ્યો.

"પણ બીજા હાથે પણ થઈ શકે?" કોરોનરે શંકા દેખાડી.

"પછી તમે **પીરોજબાઇ**ની લાસ તપાસી?" કોરોનરે પૂછ્યું.

"હા; તેની જાંઘના ઉપલા ભાગપર પણ અર્ધ-ચંદ્ર આકારના એક ઈંચ લંબાઈનાં ૧૦–૧૫ નખોર્યાં હતાં"—

"૭–૮ ઈંચ લાંબાં જુરીએ તો જોયાં હતાં!" કોરોનરે યાદ આપી.

"થોડાંક ૬–૭ અને થોડાંક ૧–૨ ઈંચ જેટલાં પણ હતાં પાછલા નખથી મ્હોટો ઘસરકો પડ્યો દેખાતો હતો. કેટલાક માત્ર ઉપર ચામડીને લાગેલા અને કેટલાક માંહ્ય પેઠેલા જણાતા હતા. બળાત્કારની બીજી કોઈ નીશાન અમે તપાસી નહતી. અમે લાસ તપાસી તે વખતે ઇજાર કહાડી નાખેલી હતી. તે ફાટેલી

હતી કે નહિ તે હું જાણુતો નથી. બે બાઇઓમાંથી કોઇને હું ઓળખતો નહતો. હું કોઇના બોલાવ્યા વગર મારી મરજીથી આવ્યો હતો." સાક્ષીએ પોતાની તપાસનું સવિસ્તર વર્ણન કોરોનરને કહી સંભળાવ્યું.

"પાંચ ને ત્રીસ કે ચાળિસ મિનિટે મેં તપાસ કરવા માંડી તે અગાઉ દીવાનખાનામાંથી લોકોને બ્હાર કહાડયા હતા પણ તેઓ બારણા આગળ એકઠા થયલા હતા. દિવાનખાનાની બ્હાર અને માંહ્ય પાર્સિઓમાં ઘણી ઉશ્કેરણી ચાલી રહી હતી પણ મારૂં મન કેવળ શાંત હતું—"

"એમની હિમ્મત વિષે શામાટે શક લાવો છો મિ. મેકડર્મેટ? ડાકટર હિમ્મતવાળો હોવો જ જોઇએ," કોરોનરે ખુલાસો કર્યો.

"મેં તપાસની નોંધ કરી નહતી પણ ડાકટર નાદરશાહને હું સૂચવતો જતો અને તેઓ નોંધ લેતા હતા. મેં સર્વે ઘા મારા મનથી તપાસ્યા હતા, તેમાં બચુબાઇને પડેલાં નખોર્યાંમાંથી લોહિ નિકળતું નહતું પણ તૈયારીમાં હતું." મિ. મેકડર્મેટના પૂછવાથી સાક્ષીએ લખાવ્યું.

"કપડાં કહાડયા પછી કે પ્હેલાં નખ પડયાંનું ધારો છો?" મિ. મેકડર્મેટે અભિપ્રાય પૂછ્યો.

"કપડાં ખસેડયાં પછી," ડાકટરે ખાત્રીથી કહ્યું.

"કપડાં હોવા સાથે નખ નહિ પડયા હોય?" કોરોનરે વધારે ખાત્રી ચાહી.

"ઈજાર હોવા સાથે ઈજારવાળા ભાગઉપર નખ પાડી શકાયા હશે." ડાકટરે અટકળ ચલાવી.

"એ બાઇએ સદરો, પેટી અને પોલકો પ્હેર્યો હતો?" કોરોનરે જીકર વધારી.

"થાનવાળા ભાગઉપર સદરો હોઈ નખ પાડી શકાયા હશે?" ડાકટરે અનુમાનથી કહ્યું.

"પણ સદરો, પેટી અને પોલકા સાથે જ તમે લાસ તપાસી હતી તો તે છતાં નખ પાડી શકાત?" મિ. મેકડર્મેટે શક લંબાવ્યો.

"નખ ઘણા મોટા અને તિક્ષણ હોય તો પડી શકે?" ડાકટરે પાછી અટકળ ચલાવી. "પણ મેં પોતે કશી નોંધ લીધી નહતી."

"આ નોંધ ઉપરના અક્ષર કોના છે?" મિ. મેકડર્મેટે નોંધ દેખાડી પૂછ્યું.

"હું જાણતો નથી—એ અક્ષર મારા નથી." સાક્ષીએ ખાત્રીથી કહ્યું.

"જે ઘસારા તમે જોયા હતા તે નખ સિવાય બીજા કશાથી ન પડી શકે એ વિષે તમે ખાત્રીથી કહોછો?" જુરરે પૂછ્યું.

"હા" ડાકટરે જવાબ આપ્યો.

"આ (ટેલિફોનનો તાર દેખાડી) તારથી એવા કોઇ ઘસારા પડી શકત?" કોરોનરે વધારે ખાત્રી કરવા ઈચ્છ્યું.

"આવા તારથી તેવા ઘસાર ન પડે," સાક્ષીએ પોતાના અનુભવથી કહ્યું.

**( ૨૭ ડાકટર સોરાબજી ડોસાભાઈ નાદરશાહની સાક્ષી.)**

"મને મુંબઇ યુનિવર્સિટિમાંથી **એલ. એમ. એસ**ની પદ્વિ મળી છે. હું કોટમાં **કાવસજી** પટેલના મ્હોલ્લામાં રહું છું. ગઈ તા. ૨૫ મી એપ્રિલે સંધ્યાકાળે પોણાછ વાગે અહિં આવ્યો ત્યારે યુનિવર્સિટિના દિવાનખાનામાં ભોંયપર બે પાર્સિ બાઇઓની લાસ પડી હતી, તે વખતે **મિ૦ મેકડર્મેટ**, પાંચ છ પાર્સિ બાનુઓ

અને દસ પંદર પાર્સિ ગૃહસ્થો ઉભા હતા. લાસો ઓળખવાની મેં તજવીજ કરી પણ તે ઓળખાઈ નહિ. મિ૦ મેકડર્મેટે કેટલીક પાર્સિ સ્ત્રીઓને લાસ ઉપર કાંઈ બલાત્કારની નીશાન હોય તો તપાસવા કહ્યું પણ એક અધોડ વયની સ્ત્રી વગર સર્વે આંચકી ખાઇ ચાલી ગઈ. અમારીપાસે ઉભેલા પાર્સિઓના કહેવાથી મિ૦ મેકડર્મેટે અમને પૂછ્યું "તમે ડાકટર છો?" અમે હા પાડવાથી તે વખતે હું તથા મારી સાથે બીજા ત્રણ ડાકટરો હતા તે સર્વેને લાસો ઉપર બળાત્કારની નીશાનીઓ બ્હારથી જણાતી હોય તો તપાસી જણાવા કહ્યું. 'એ અમારૂં કામ નથી' એમ મેં તથા બીજાઓએ કહી, અમારામાંના બેએ ચાલતી પકડી, પણ હું અને ડા૦ દીવેચા રહ્યા હતા. મિ૦ મેકડર્મેટે ફરીથી અરજ કરી કે 'અમે પોલિસવાળા એવી બાબતમાં પોલિસકોર્ટમાં તપાસ કરિયે છિયે પણ તમે ડાકટર હોવાથી તપાસવામાં તમને કશી હરકત નથી."—

"આ પછી પેલી બાઇને અરજ કરી લાસ ઉપરના કપડા દૂર કરાવી બત્તી વગર પ્રથમ બચુબાઇની લાસ તપાસી. તેની જમણી જાંઘપર અંદર અને બ્હારની બાજુએ તથા નીચેના બે ત્રતિયાંશ ભાગપર સર્વ ઠેકાણે અર્ધ-ચંદ્ર આકારની બે ત્રણ ઇંચ લંબાઇની, નખ જેટલી પ્હોળાઇની નખની નીસાનીઓ, તેમાં કેટલીક ચામડીમાં ઉતરેલી અને કેટલીક બ્હારથી સોરાયલી હતી, પણ તેમાંથી લોહિ નિકળતું નહતું, છતાં તે ભાગ લાલ લોહિ સરખો જણાતો હતો. મિ૦ મેકડર્મેટે તે ઘસારા જોવા ચાહ્યાથી અમે દેખાડ્યા હતા. આ વખતે અંધારૂં થવાથી બત્તી મંગાવી હતી. ડાબી જાંઘપર બીલકુલ કશી નીશાન નહતી, પણ ડાબા થાન ઉપર ડિંચકી પાસે ત્રણ અને નીચે બે એમ પાંચ નખોર્યાં જાંઘ કરતાં વધારે ઉંડાં હતાં તેની લંબાઈ બરાબર જોઈ નહતી."

"પીરોજબાઇની લાસની જમણી જાંઘના વચલા ભાગમાં અને વેળ ઉપર દસ પંદર નખોર્યાં ચામડીની માંહ્ય પેઠેલાં દીઠાં પણ તેમાંથી લોહિ નિકળતું નહતું. થાન ઉપર કશી નિશાનો નહતી. એટલામાં મિ૦ જેલે આવી અમને અટકાવ્યા; પીરોજબાઈની ઇજાર ઉપર મેં ધ્યાન આપ્યું નહતું." સાક્ષીએ કોરોનરની તપાસમાં જણાવ્યું.

"તપાસ વખતે લખેલી નોંધ કયાં છે?" મિ૦ મેકડર્મેટે પૂછયું.

"તે આ રહી; એની એક નકલ ડા૦ દીવેચા સારૂ મિ૦ **નસરવાનજી ભીમજી બનાજીએ** મારા લખાવ્યા પ્રમાણે તૈયાર કરી હતી પણ તે મિ૦ મેકડર્મેટને તેમણે આપી છે;" સાક્ષીએ કહ્યું.

મિ૦ મેકડર્મેટની અર્જ ઉપરથી એક વૃદ્ધ-બુજરગ બાઈની મદદથી બંને બાઇઓની લાસ તપાસી હતી; કાળાં બૂટ પ્હેરેલાં બાઇની જમણી જાંઘપર નખ પડેલા હતા અને ખાનગી ભાગ ભીનો હતો. રશિયન ચામડાંના બૂટ પ્હેરેલાં બાઇની જમણી જાંઘ અને વેળ ઉપર નખ હતા, પણ છાતીપર નહતા; તેમ ખાનગી ભાગમાં ભીનાસ નહતો. અમારી સાથવાળી બાઇએ પણ નખોર્યાં જોઈ મિ૦ મેકડર્મેટનું ધ્યાન ખેંચ્યું હતું.' નખની સંખ્યા ત્યારે મ્હોંડેથી જણાવી હતી કે? તે તો કાંઈ આ રિપોર્ટમાં નથી!" મિ૦ મેકડર્મેટે નોંધ દેખાડી પૂછયું.

"મેં ટુંકામાં નોંધ લીધી હતી પણ કોરોનરે વિગતે પૂછવાથી વિગતે ઉત્તર વાળ્યો;" સાક્ષીએ કહ્યું.

સાક્ષીએ તૈયાર વિગતે લખેલો હેવાલ કોરોનરે વાંચવા માંડયો તેથી "એ કયારે લખાયો તે પ્રથમ જાણવું જોઇએ;" મિ૦ બ્રુઇને વાંધો લીધો.

"પ્રથમ જુરી આગળ વાંચવા પછી તે કયારે લખાયો હતો

તેની તપાસ કરીશું; પણ તમારૂં કહેવું તો 'ઘોડાની આગળ ગાડી જોડવા' જેવું છે;" કોરોનરે ટીકા કર્યા.

"જેવી તમો સાહેબની ઇચ્છા" મિ૦ બ્રુઇને લાચારીથી કહ્યું.

કોરોનરે પછી તે રિપોર્ટ જુરી આગળ વાંચી સંભળાવ્યો.

"નખના જખમની લંબાઈ પ્હોળાઈ વિષે જે સાક્ષ આપી છે તે તમારી યાદદાસ્ત ઉપરથી કે?" મિ. બ્રુઇને પૂછયું.

"યાદદાસ્ત અને નોંધ બેઉ ઉપરથી." સાક્ષીએ કહ્યું.

"નખના જખમની સંખ્યાની વિગત નોંધમાંથી દેખાડો?" મિ. બ્રુઇને નોંધ આગળ ધરી પૂછયું

"બચુબાઇની જાંઘ ઉપર નખની સંખ્યા ૧૦૦ ની છે," સાક્ષીએ નોંધમાંથી દેખાડયું.

"તમે તો ૧૦–૧૫ બોલ્યા!" મિ. બ્રુઇને અજાયબી દર્શાવી.

"તે તો સાક્ષીએ પીરોજાબાઇના સંબંધમાં કહ્યું હતું" કોરોનર વચ્ચે બોલ્યા.

"પીરોજબાઇ વિષે નોંધમાં સંખ્યા લખી નથી." મિ૦ બ્રુઇને જીકર કરી.

"તેમાં 'થોડાજ હતા' એમ લખ્યું છે અને ૧૦ થી ૧૫ હતા એમ યાદદાસ્તથી કહું છું," સાક્ષીએ ખુલાસો કર્યો.

"પીરોજબાઇની વેળમાં ઘસારાની નીશાન નહિ પણ નખની જોઈ હતી?" મિ૦ બ્રુઇને પૂછયું.

"હા; હું તપાસતો ગયો અને નોંધ કરતો ગયો; ડા૦ દીવેચાએ પ્હેલેથી છેલ્લે સૂધી તેમાં મને મદદ કરી હતી પણ નોંધ કરી ન હતી. વળી મિ. મેકડર્મેટે અને ડા૦ દીવેચાની સાંમે ખાનગી ભાગની તપાસ કરી હતી." સાક્ષીએ વધારે ખુલાસો કર્યો.

"તે વિષે જુબાની કેમ ન આપી?" મિ. બ્રુઇને વાંધો કહાડયો.

"મને પૂછવામાં આવ્યું નહિ," સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"તે હું જાણતો હતો તેથી મેં જ પૂછ્યું નહિ." કોરોનરે બચાવ કર્યો.

"એક એક બીના જણાવવા માટે સાક્ષીને સોગંદ આપ્યા છે છતાં અગત્યની વાત જણાવી નહિ;" મિ. બ્રુઇન પોતાના વાંધાને વળગી રહ્યો.

"મિ. મેકડર્મેટને તે મેં લખી આપી છે તેથી તે જણાવવાની મેં અગત્ય ધારી નહિ;" સાક્ષીએ વધાર્યું.

"તપાસ કરતી વેળાએ એ વિષે તમે ભાર મુકયો હતો!" મિ. બ્રુઇને અજાયબી દેખાડી.

"ખાનગી ભાગ ઉપર લોહી હતું કે નહિ તે જોવા મિ. મેકડર્મેટની અર્જીથી ઉપર ટપકેની તપાસ કરી હતી." સાક્ષીએ ઈનકાર કર્યો.

"બળાત્કાર થયો હતો એમ તમારી જુબાની ઉપરટપકેની હોવા છતાં જણાવો છો?" મિ. બ્રુઇને બારીકી કહાડી.

"મેં કરેલા 'કે'ની નીશાનવાળા રિર્પોટમાં મારૂં મત માત્ર છે; લાસના જેટલા ભાગના સંબંધમાં મને પૂછવામાં આવ્યું છે તેટલા ઉપરથી 'બળાત્કાર' થયેલો મેં જણાવ્યો છે અને હજી પણ 'બળાત્કાર' ધારૂંછું." સાક્ષીએ હિમ્મતથી જવાબ દીધો.

"તેનાં કારણ શાં છે?" મિ. બ્રુઇને તતડાવી પૂછ્યું.

"શરીરની અમુક જગા; તેમાં વળી ખાનગી જગાની લગોલગ પડેલાં નખોર્યાંથી 'બળાત્કાર' થયો ધારૂં છું." સાક્ષીએ કારણો દર્શાવ્યાં.

"નખોર્યાંની આ સર્વે નીશાન છતાં 'બળાત્કાર' ન થયો હોય એ બનવા જેવું નથી?" મિ. બ્રુઇને અભિપ્રાય માગ્યો.

"નહિ, હું નથી ધારતો." સાક્ષીએ રોકડો જવાબ આપ્યો.

કોઈ પુરૂષ સાથે ખેંચતાણ કરતાં નખોર્યાં પડયાં હોય છતાં ‘બળાત્કાર’ થયો ન હોય એ બનાવ જેવું નથી?” મિ. બ્રુઇને જીકર ચાલુ રાખી.

“એક પુરૂષ એક સ્ત્રી સાથે ખેંચતાણ કરે તે ‘બળાત્કાર’ જ છે;” કોરોનરે અભિપ્રાય આપ્યો.

“હું સાક્ષી પાસેથી ‘બળાત્કાર’ નો અર્થ જાણવા ચાહુંછું;” મિ. બ્રુઇને કહ્યું.

“કોઈ પણ સ્ત્રી ઉપર ‘નિર્લજ હુમલો’ તે ‘બળાત્કાર’ ગણાય, સાક્ષીએ અર્થ કહ્યો.

“તમારી નોંધમાં ‘બળાત્કાર’ અને ‘નિર્લજ હુમલો’ એવા બે શબ્દો વાપર્યાં છે તેનો અર્થ ‘બળાત્કાર સંબંધ’ એવો થતો નથી?” મિ. બ્રુઇને ઉલટાવી પૂછયું.

“નહિ;” સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

“શરીરના ભાગો ‘ઉઘાડીને’ કે ‘ઉઘાડયા વગર’ નખોર્યાં પાડયાં હતાં?” મિ. બ્રુઇન બીજી બાબત ઉપર ઉતર્યો.

“ઉઘાડીને;” સાક્ષીએ ટુંકો જવાબ આપ્યો.

“પણ બચુને તપાસતી વખતે તેના શરીરપર કપડાં હતાં કે નહિ?” મિ. બ્રુઇને જીકર કરી.

“કપડાં ઉપર મેં ખાસ ધ્યાન આપ્યું ન હતું પણ બેઉ લાસ ઉપર સાડી ઓરાડેલી હતી;” સાક્ષીએ અજાણપણુ દેખાડયું.

“પેલાં બાઇ કપડાં ઉતારતાં હતાં ત્યારે તમે પાસે હતાની?” મિ. બ્રુઇને બારીકી ચલાવી.

“હા; પણ છાતી તપાસવા માટે સાડી ઉઘડેલી અને બીજા કપડાં પેલાં બાઇએ ખસેડેલાં જોયાં હતાં;” સાક્ષીએ કબૂલ કર્યું.

"ઉઘાડાં શરીરે નખ પડ્યા પછી તે ઢાંકવા બાઇઓ રોકાઈ એમ ધારો છો?" મિ. બ્રુઇને જાણવા ઇછ્યું.

"તે હું શું જાણું? પણ ત્રણ બહિયાનની અંદરથી નખ પડી શકે નહિ;" સાક્ષીએ પોતાનો વિચાર આપ્યો.

"ડા૦ દીવેચાના કહ્યાપ્રમાણે અસાધારણ નખ હોય તો?" મિ. બ્રુઇને ટકોર કરી.

"ડા૦ દીવેચાની વાત મને શાની પૂછો છો?" સાક્ષીએ ગુસ્સો કર્યો, "અમારી આજુબાજુ ઉસ્કેરાયલી લાગણી બનાવ બન્યો તે દિવસે દિવાનખાનામાં કોઇનામાં ન હતી અને મારૂં મન તો શાન્ત હતું."

"ત્યારે તમે તપાસ વિગતવાર કેમ કરી નહિ?" મિ. બ્રુઇને કારણ માગ્યું.

"તપાસ કોરોનર આગળ જુબાની આપવા નહિ પણ મિ. મેકડર્મેટની ખાત્રી સારૂ કરી હતી;" સાક્ષીએ ખુલાસો કર્યો.

"લોકો ભેગા થયા હતા પણ ઉસ્કેરાયલા દેખાતા ન હતા; મેં મિ. મેકડર્મેટની અર્જથી ખાનગી ભાગની તપાસ કરી હતી; આખાં શરીરની તપાસ કરવા પછી હું તેમ મિ. મેકડર્મેટ 'બળાત્કાર'ના અભિપ્રાય ઉપર આવ્યા હતા. હું 'આડાસંબંધ" ના સાર ઉપર આવ્યો નહતો. ખાનગી ભાગ હમેશ ભીનાસવાળો રહે છે." મિ. બ્રુઇનની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"કોઈ પણ બાઇ સાથ 'આડોસંબંધ' થયો નહતો એવું 'ક' ની નીશાનવાળા રિપોર્ટમાં જણાવ્યું છે?" મિ. ઈન્વેરારિટિએ પૂછ્યું.

"હા, હું એમજ કહું છું," સાક્ષી મળતો થયો. "મિ. મેકડર્મેટ 'બળાત્કાર' થયો છે અને 'ખૂન' થયાં છે એવા શબ્દો કેટલાક પાર્સિઓની સન્મુખ બોલ્યો હતો."

"પોલિસની સાધારણ ફરજ 'બળાત્કાર' ની નીશાન જાણવા માટે તપાસ કરવાની છે કે નહિ?" મિ. મેકડર્મેટે 'પ્રજાની જાણમાટે' આ પ્રશ્ન પૂછું છું કહ્યું.

"પોલિસની ફરજ વિષે મને કશી ખબર નથી." સાક્ષીએ કાને હાથ મૂકી અભિપ્રાય આપવા આનાકાની કરી.

"ખૂન જેવું લાગે તો લાસને તેની જગાએથી કોરોનરના આવ્યા આગમજ ઉંચકવી નહિ એ 'ફરજ' જાણતા નથી?" કોરોનરે ફડફડાટ કર્યો.

"લાસો મારી ગેરહાજરીમાં ઉંચકાઇ હતી." મિ. મેકડર્મેટે બચાવ કર્યો.

## ( ૨૮ નાનાભાઈ બાલજીની સાક્ષી. )

"મેસર્સ **ચીટનીસ, મોતીલાલ** અને **માળવી** સોલિસિટરોનો હું મેનેજીંગ કલાર્ક છું અને દાદી શેઠ અગિયારી પાસે નવીવાડીમાં રહું છું. તા. ૨૫ મી એપ્રિલે **માણેકજી અસલાજી** બપોરે સાડાત્રણ કે પોણાચાર વાગતાને સુમારે મારી આફિસમાં હું નોટિસ લખતો હતો તે વેળાએ આવી મારા ડાબા હાથઉપર બેઠો હતો. તેના સાવકા ભાઇએ તેની અને તેની મા ઉપર ફરિયાદી માંડી છે તે સેશન પૂરી થયા પછી સોમવારે પાટીપર આવશે એમ તેના પૂછવાથી કહ્યા ઉપરાંત હું કામમાં હોવાથી બીજા કોઇ કલાર્કને લઈ જઈ તપાસ કરવા જવા જણાવ્યું હતું. આ વાત થયાની અગાડી તેણે મને **રાજાબાઈ** ટાવર જોઈ આવ્યા વિષે કહ્યું હતું. ત્યાર પછી બીજા ઓરડામાં ડિસ્પેચિંગ કલાર્ક પાસે સાત આઠ મિનિટ જઈ આવી '**ભાઉડેકર** સાથે હાઈકોર્ટમાં જવા વિષે જણાવી, **ઇભરામભાઇ લાલજી** સામે રજીસ્ટ્રાર ઓફ એશ્યુરંસીસ પાસે સમન્સ

કહડાવવા વિષે પૂછી ગયા પછી તે દિવસે મેં તેને જોયો નહતો. પોલિસે તેને પકડવાની ખબર મારા સિપાઇએ સાંજે સાડા-પાંચ વાગે આપવાથી મેં મારા શેઠોને જણાવી તેમની ફરમા-સથી તરતજ નોંધ લીધી."

"માણેકજી અસલાજીના લાભમાટે?" કોરોનરે ટકોર કરી.

"ના" સાક્ષીએ કહ્યું.

"ત્યારે શામાટે? આફિસના લાભમાટે? બીજાઓના કા-મોમાં માથું મારવાની નવરાશ મેનેજીંગ કલાર્કોને હોતી નથી!" કોરોનરે મશ્કરી ચાલુ રાખવા સાથે અજાયબી દેખાડી.

"તમારી પાસે માણેકજી આવ્યો ત્યારે શાન્ત હતો કે ઉ-સ્કેરાયલો?" મિ. મેકડર્મેટે વધારે ખાત્રી કરવા પૂછયું.

"હમેશ જેવો સાધારણ;" સાક્ષીએ કહ્યું, "તેમ તેના ક-પડાંમાં કશો ફેરફાર કે તે બીધેલો દેખાયો નહતો."

"માણેકજીના સંબંધનું કામકાજ હું કરૂં છું પણ હાલની ત-પાસનું નહિ. પોલિસે છોડયા પછી તે મારી પાસે આવ્યો હતો પણ મેં તેને કાયદાની સલાહ આપી નથી. મારે ઘેર તે હમેશ આવેછે. કદાચ અગત્ય પડે એમ ધારીને માણેકજી ટાવરપર જઈ આવ્યાની નોંધ લીધી હતી, તે મારી આફિસમાં છે. મા-ણેકજી જવા નિકળ્યો ત્યારે મેં ઘડિયાળ જોયું હતું, કારણ કે હા-ઇકોર્ટમાં એક 'પ્રેસીપીસ' મોકલવાનો હતો. તે મોડું થઈ જ-વાથી મોકલ્યો નહતો કારણ કે તે ચાર વાગ્યા અગાઉ મોકલ-વાનો ધારો છે. પોણાચાર વાગે ઘડિયાલ જોવાની નોંધ લીધી નહતી. હમમ મ્હોલ્લામાં અમારી આફિસ હોવા છતાં પાંચ વા-ગતાંસુધી આ બનાવની ખબર પડી નહતી. માણેકજીનો કજીયો ગયે મહીને જ પાટીપર આવ્યો હતો. તેણે પોતાના પકડાયા વિષે મને ખબર આપી નહતી. તે દોડતો નહિ પણ સાધારણ

રીતે આફિસમાં આવ્યો હતો. તે દોડતો આવ્યો હતો એમ મેં કોઇને કહ્યું નથી. અંગ્રેજી પત્રોમાં તેને નામે છપાયલો પત્ર મિત્ર સંબંધે વગર દામ લેવે તેણે કહેલી બીના ઉપરથી લખી મારા શેઠોને દેખાડ્યા વગર તા૦ ૩૦ મીએ મોકલ્યો હતો. મારી જુબાની માણેકજીના કહેવાથી અને ભાઉડેકરની તેણે પોલિસમાં આપેલી હોવાથી મોકલાવી હતી. વકીલના ક્લાર્ક સંબંધે નહિ પણ મિ. મેકડર્મટે માણેકજીની મા માર્ફત બોલાવ્યાથી અને તે બાઇએ કાલવાલા કરવાથી તેની પાસે ગયો હતો પણ માણેકજીને છોડવામાટે મેં અર્જ કરી નહતી. તે મારે ઘેર આસરે પાંચેક દિવસ ઉપર આવ્યો હતો. ગઈ કાલે માણેકજીની જુબાની લેવાતી હતી ત્યારે હું અહિં બેઠો હતો અને એમ હું રોજ આવું છું;" મિ. ઇન્વેરારિટિના પૂછવાથી સાક્ષીએ લખાવ્યું.

"નોંધ લેવા?" કોરોનરે ટકોર કરી.

"મારી જુબાની લેવાશે એમ હું જાણતો નહતો પણ કાલે જ જાણ્યું. તા૦ ૩૦ મી એપ્રિલે મિ. મેકડર્મટ ઉપર મોકલવા પછી એક બે દિવસે વર્તમાનપત્રોપર મોકલી હતી. ભાઉડેકર તા૦ ૩ જી કે ૪ થી મેએ સાંવતવાડીખાતે મુંબઈથી શામાટે ગયો છે તેની મને ખબર નથી:"—

"તેને તમે રજા આપી હતી?" કોરોનરે પૂછ્યું.

"મેં રજા અપાવી નથી." સાક્ષીએ અજાણપણું દર્શાવ્યું.

"ત્યારે શું નાસી ગયો છે?" કોરોનરે ટકોર કરી.

"નહિ, તેને રજા મળી હશે પણ હું જાણતો નથી;" સાક્ષીએ કાને હાથ મૂક્યા.

"તેને હાજર કરવાનું કહેવા છતાં મિ. મેકડર્મટ તમે જવા દીધો?" કોરોનરે ગુસ્સો દેખાડ્યો.

"નહિ, મને જણાવ્યું નથી;" મિ. મેકડર્મેટે પોતાનો બચાવ કર્યો.

"નહિ, મેં તમને જણાવ્યું હતું;" કોરોનરે બાથ લીધી.

"પોલિસ તેને બોલાવી લાવશે;" મિ. બ્રુઇને સમાધાન કર્યું.

"તા૦ ૨૫ મી એપ્રિલની અગાડી માણેકજીના કજિયાની બ્રીફ તો બારિસ્ટરોને અપાઈ ચુકી હતીની?" મિ. ઇન્વેરારિટિએ ટકોર કરી.

"હા" સાક્ષીએ વગર સમજણે ઉત્તર આપ્યો.

"માણેકજીને અંગ્રેજી વાંચતાં લખતાં બરાબર આવડતું નથી પણ તે કાગળ લખે ખરો. ગમે તે સાહીએ હું નોંધ કરૂં છું." સાક્ષીએ બારિસ્ટરની તપાસમાં જણાવ્યું.

"નોંધમાં તો 'સાડા ત્રણ કે પોણા ચાર વાગે આવ્યો' લખ્યું છે અને અહિં કહો છો કે 'જવા નિકળ્યો ત્યારે પોણા ચાર' ઘડિયાલમાં જોતાં વાગ્યા હતા! ત્યારે ખરૂં શું?" બારિસ્ટરે ખુલાસો માંગ્યો.

"નોંધ ઘણી ઉતાવળમાં કરવાથી હું એનો ખુલાસો કરી શકતો નથી." સાક્ષીએ લાચારી દેખાડી.

"આ બાબતમાં 'વખત' ખરી અગત્યની બીના છે. નોંધમાં લખ્યું છે અને જુબાનીમાં લખાવ્યું છે તેમાં ઘણો 'અંતર' છે! તો શું લખવામાં ભૂલ થઈ હશે?" કોરોનરે ગુંચવણ દર્શાવી.

"પોણાચાર વાગ્યા અગાઉ તે આવ્યો હતો." સાક્ષીએ પોતાની યાદદાસ્ત પ્રમાણે સાદો ઉત્તર વાળ્યો.

"અમારી આફિસમાં કયારે આવ્યો હતો તે 'વખત' નક્કી કરવા મેં નોંધ સિપાઇએ આવી પાંચ વાગ્યા પછી માણેકજીના પકડાયાની ખબર આપ્યા બાદ પાંચ અને સાડાપાંચની વચ્ચે કરી હતી." બારિસ્ટરના પૂછવાથી જણાવ્યું.

"નોંધબૂક ક્યારે ખરીદી તે વિષેની મને ખબર નથી તેમ તે વિષેની નોંધ આફિસમાં હોયા વિષે હું કહી શકતો નથી. એ મારી તથા મારા શેઠની બેઉની મિલ્કત ગણાય. કારણ હું મારૂં પોતાનું માંથ લખું છું." જુરીના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

"ત્યારે તમારા કોઇથી એક બીજાની રજા વગર એ વેચાય નહિ!" કોરોનરે અજાયબી દર્શાવી.

"એમાં વેચવા જેવું શું છે?" સાક્ષીએ સામો સવાલ કર્યો.

"તમે મેનેજીંગ કલાર્ક હોઇ એટલું જાણતા નથી કે 'એની કિમ્મત માણેકજીને કંઈ થાય તો એક લાખ રૂપિયા આવે'!" કોરોનરે ખુશ મશ્કરી કરી.

"નોંધપોથી આફિસમાંથી બ્હાર જાઓ ત્યારે સાથે લઈ જાઓ છો?" મિ. ઇન્વેરારિટિએ મશ્કરીમાં પૂછયું.

"નહિ" સાક્ષીએ નન્નો વાસ્યો.

"ત્યારે તમે આડા ફાટી કોર્ટનો વખત વ્યર્થ કેમ લ્યો છો?" કોરોનરે સાક્ષીને ઠપકો આપ્યો.

"નોંધપોથીની નોંધ આફિસમાં હોવી જોઇએ!" જુરરે શંકા કરી.

"હું જાણતો નથી." સાક્ષીએ પોતાનું અજાણપણુ જણાવ્યું.

"મેનેજીંગ કલાર્ક હોઈ ખબર રાખતા નથી! એ નોંધબૂકો આફિસમાં પ્રમાણિક કે અપ્રમાણિકપણે આવેછે? પોતાની મેળે બનાવવામાં આવેછે કે વેચાતી?" કોરોનરે ઉપરાઉપરી ટકોર કરી.

"વેચાતી" સાક્ષીએ ટૂંકો જ ઉત્તર આપ્યો.

"અમારા શેઠ જે વેચાતું લે તેની નોંધ કેશિયર કરે; તે જ નોંધબૂક અમને આપેછે; મને એ ક્યારે આપી તે તે જાણતો હશે; અમારા શેઠે તે પાછી કોઈવાર માંગી નથી. મેસર્સ બા-

લકૃષ્ણ અને ભગવાનદાસના ત્યાંની નોંધપોથીઓ હજી મારી પાસે છે;” કોરોનરના પૂછવાથી સાક્ષીએ ખુલાસેવાર જણાવ્યું.

---

## પ્રકરણ ૨૦ મું.

### કોરોનરની તપાસ-૭ મો દિવસ.

### (૨૯ ડા૦ સિડની સ્મીથની સાક્ષી.)

“હું કોરોનરનો સર્જયન સને ૧૮૬૬ થી છું અને મજગામમાં રહું છું. કોરોનરની જુરીની સાથે તા. ૨૬ મી એપ્રિલને રવિવારે સુમારે ૯ કલાકે મરનાર બાઇઓની લાસ ક્રિયર રોડ ઉપર તેમના ઘર આગળ તપાસ્યા પછી તત્કાળ બેઉ લાસોના જૂદા જૂદા ઇજા થયલા ભાગોની બારીકીથી તપાસ કરી નોંધ લીધી હતી. પ્રથમ પીરોજબાઇની તપાસી તે સુમારે ૧૬ કે ૧૭ વર્ષની વયની હોઈ સારા ખીલેલા બાંધાની હતી. તેના બે કાન અને મ્હોંડામાંથી લોહી વ્હેતું હતું તથા ખોપરીમાં ફાટ પડી હતી. જમણા ખભા અને હાથની અંદરના ભાગો સોરાયલા અને બાજુ ભાંગેલી હતી. ધૂળ વિટલાયલી અને રસ્તાની રેતી તથા પથ્થર ચામડી સાથે ઘસાયાથી તે સર્વે સોરાયલા દેખાતા હતા. મ્હોંડા અને હડપચીનો કેટલોક ભાગ તથા પીઠ અને થાપા છોલાઈ જઈ તેમાં પણ ધૂળ ભરાઈ હતી. ડાબા પગનો નીચલો ભાગ ભાંગી ગયો હતો; જમણી વેળની આગલી બાજુ સહજ છોલાઇ જઈ તેમાંએ ધૂળ હતી. એ જ બાજુની ત્રીજી અને ચોથી પાંસળીઓ ભાંગી ગઈ હતી. કલેજું માંહ્યના ભાગમાં ફાટયું હતું અને જમણું ફેફસું બે પાંસળીના હાડકાં પેસી જવાથી જખમી થયલું હતું. તપાસની વખતે ભાંગેલાં હાડકાં તેમાં ૦૮

હતાં. તે જ બાજુની પાંસળીના ખાડામાં ઘણું લોહી એકઠું થયું હતું. હોજરીમાં ત્રણ ઔંસ જેટલો કાળો પ્રવાહી હતો. અંદરનો ખાનગી ભાગ સાધારણ સ્થિતિમાં હતો અને છોલાયલો નહતો. હાઇમન–પડદો ફાટી જઈ બ્હારની બાજુએ ઇંચના આઠમા ભાગ જેટલો ચીરો પડયો હતો. કાચના કટકાપર કેટલોક પ્રવાહી કહાડી લઈ કેટલાક દિવસસુધી દરરોજ કલાકના કલાક સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસતાં 'બળાત્કાર સંભોગ'ની કશી નીશાની જણાઈ નહિ. પુરૂષ સાથ સંબંધ કદી નહિ જ થયા જેવી સ્થિતિ ગર્ભસ્થાનની હતી. સર્વે બારીક તપાસથી પીરોજબાઈનું મર્ણ ઉંચાઇથી પડવાથી થયું એવો મારો અભિપ્રાય છે."

"ઉંચાઇથી રેતીપર પડવાને કારણે વેળ આગળનો ભાગ મારા મત પ્રમાણે છોલાયો હોય; આવા (તૂટેલો તાર જોઈ) તારથી ઉપર વર્ણવ્યા સરખી ઇજા થાય નહિ. ઇજારમાં આવો (તે જોઈ) ચીરો ઉંચેથી પડવાથી બેશક થઈ શકે; પેટી અને પોલકો તેવીજ રીતે ફાટી શકે અને દોરાના બટન પણ તુટી જાય."

"બીજી લાસ બચુબાઇની તપાસી હતી. તે લગભગ ૨૦ વર્ષની વયની, પીરોજબાઇ કરતાં વધારે મજબૂત અને પુષ્ટ બાંધાની હતી. તેના મ્હોડાંનો બધો જમણો ભાગ વધારે અને હડપચી ડાબી બાજુ તથા તેની નીચેનો ભાગ સહજ છોલાઈ વધારે ઓછી ધૂળ ભરાઈ હતી. ડાબું નીચલું જડબું ભાંગી જઈ તેમાં ડાઢનો એક દાંત પેસી ગયો હતો. ખોપરી ફાટી જવાથી કાન અને મ્હોડાંમાંથી લોહી વ્હેતું હતું. ગર્દન ભાંગી ગઈ હતી. શરીરના બધા જમણા ભાગ સાથે જાંઘ અને પગનો બ્હારનો ભાગ છોલાયલો હતો. ડાબી જાંઘ બીલકુલ છોલાયલી નહતી, પણ તે બાજુનું થાન સોરાઈ જરાક ઉંડા ઘસરકા પડયા હતા. ડાબા હાથના ઉપલા-નીચલા ભાગનાં હાડકાં

ભાંગી ગયાં હતાં. જમણા ટેટાના હાડકા ઉપર એક ન્હાનો જ઼ઘા હતો. છાતી પાસેનું હાડકું બેઉ પાંસળીથી છૂટી છાતીના વચલા પોલા ભાગમાં પેસી ગયું હતું. બેઉ ફેફસાં અને કલેજું બીલકુલ ફાટી ગયાં હતાં. હોજરી ખાલી થઈ જવા છતાં તેમાં એક ઔંસ જેટલો કાળો પ્રવાહી હતો."

ખાનગી જગાની આજુબાજુ કશું સોરાયલું નહતું. તેમાંનો કેટલોક પ્રવાહી કાચના કટકા ઉપર કહાડી ઘેર લઈ જઈ સૂક્ષ્મદર્શકયંત્રવડે કેટલાક દિવસોસુધી તપાસ કરી પણ બળાત્કાર સંભોગ થવાની કશી નીશાની જણાઈ નહતી. 'હાઈમન-પડદો' જડ્યો નહતો અને એવી રીતે ઘણી વાર પુરૂપ સાથે સંબંધમાં ન આવેલી સ્ત્રીઓમાં મળતો નથી. જમણા થાપાની ઉપરના સ્નાયુમાં લગભગ પા ઇંચ લાંબો અને અર્ધો ઇંચ ઉંડો ઘા પડી તેની નીચે ઘણો મ્હોટો ભાગ લોહીથી બંધાઈ ગયો હતો. ઘણી ઉંચાઇએથી પડવાથી આવા જુદા જુદા પ્રકારની ઈજા થવાથી બચુબાઇનું મર્ણ થયાનો મારો અભિપ્રાય છે."

"ડાબા થાન ઉપરની ઇજા ખેંચતાણથી થાય એવી છે?" કોરોનરે પૂછ્યું.

"હું ધારતો નથી." સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"પેટી, સદરા અને પોલકામાં ફાટ સાથી પડી હશે?" કોરોનરે અભિપ્રાય માંગ્યો.

"ઉંચાઈથી પડવાનેલીધે." સાક્ષીએ જબાબ આપ્યો.

"ઇજાર પણ ઉપરથી પડવાનેલીધે જ ફાટી હશે?" કોરોનરે બીજો અભિપ્રાય માંગ્યો.

"હા;" સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

"ખેંચતાણમાં શું બટનો (દેખાડી) આવી રીતે મરડાઈ જાત?" મિ. બ્રુઇને પૂછ્યું.

"નહિ; હું નથી ધારતો" સાક્ષીએ ઉત્તર દીધો. "ઉપ-રથી પડતાં ભીંતસાથે અફળાવાથી પણ મરડાઇ જાય."

"ભોંયસાથ અફળાયાથી પણ મરડાઇ જાયની?" કોરોનરે ગંભીરાઈથી પૂછ્યું.

"હા" સાક્ષીએ કહ્યું.

"**બચુબાઇના** ડાબા થાન ઉપરના ઘસરકા મારા હાથ ઉપરના (બટનથી પાડી) જેવા હતા?" **મિ. બ્રુઇને** પૂછ્યું.

"બીજા દસ્તાવેજો અને ચીજોની માફક **મિ. બ્રુઇન** પોતાનો હાથ દાખલ કરાવી શકશે નહિ." કોરોનરે ટકોર કરી. "આ બટનથી તેવા છાપ પડે કે કેમ એમ સવાલ પૂછી શકાય?"

"બટનથી એવા ઘસરકા પડી શકે અને બચુબાઇના ઉપર એવા જ પણ જરાક ગોળ હતા." સાક્ષીએ ખુલાસો કર્યો.

"માણસના નખથી પડતા ઘસરકા જેવા તે હતા?" **મિ. બ્રુઇને** તપાસ આગળ વધારી.

"કંઈક પ્રકારે; પણ તે વધારે પ્હોળા–ઉંડા હોવાથી નખથી પડી ન શકે;" સાક્ષીએ જણાવ્યું. "શરીરના સર્વ ભાગના અને તેમાં ખાસ કરી થાનપરના ઘસરકા ઘણી બારીકીથી તપાસ્યા હતા, તેમાં રેતી કે ધૂળ નહતી; કારણ ત્રણ કપડાં એક એકના ઉપર પ્હેરેલાં હતાં. એ ભાગની ચામડી ચીરાઇ તેમાંથી લોહી વ્હેતું નહતું. બચુબાઇની ડાબી જાંઘના ઘુટણ તરફના અને જમણી જાંઘ ઉપરના ઘસરકા ટાવરના કોઈ ભાગ સાથ તેમ ભોંય સાથ અફળાયાથી પણ થઈ શકે. બાઇની ઇજાર ટાવર સાથ અફળાયાથી નહી પણ પથ્થરથી ચીરાયલી મને લાગે છે."

"પડી જતાં ચીરાયાવિષે સાક્ષીએ ઉપર કહ્યું છે;" કો-રોનરે યાદ આપી.

"ટાવરના કોઇ ભાગ સાથ અફળાયાથી પણ ચીરાયાનું બની શકે એમ છે. જમણી જાંઘ ઉપરના જખમમાં ધૂળ હતી પણ તે માણસના નખથી થઈ ન શકે એવા હતા, કારણ કે ગળું ડાબી મારી નાખેલા માણસોની લાસપરના નખની નીશાનો એની સાથ મળતી નહતી. પાર્સિઓમાં મને ઘણી ઘરાકી છે, તેઓ દાસ્તાન વખતે કેવી રીતે સ્ત્રીઓને રાખે છે તે હું જાણું છું પણ તેથી હાઇમન-પડદા ઉપર શી અસર થાયછે તે હું જાણતો નથી. **પીરોજબાઇની** હાઇમન-પડદાનો જરાક જેટલો તુટેલો ભાગ તેની લાસની તપાસ કરતાં આંગળીથી તૂટયાનું ધારૂં છું 'મરનાર બાઇઓને પુરૂષ સાથ કશો સંબંધ થયો નહતો' એમ મેં કરેલી બારીક તપાસ ઉપરથી હું ખાત્રીથી કહી શકું છું." ડાક્ટરે **મિ. બ્રુઈનની** તપાસમાં ખુલાસો કર્યો.

"લાસોની મેં તપાસ કરી ત્યારે કપડાં કહાડી નાંખેલાં હતાં. **પીરોજબાઇના** કાતરા ઉપર કેટલાક કાટખુણાના આકારના; કેટલાક સ્હેજ ગોળ આકારના; કેટલાક સીધી લીટીના આકારના અને કેટલાક પડાના આકારના ઘસરકા હતા. કદમાં કેટલાક અર્ધા ઈંચ જેવડા, કેટલાક જરા વધારે, કેટલાક જરા ઓછી લંબાઈના અને પ્હોળાઇમાં કેટલાક ઈંચના બારમા ભાગ જેટલા અને કેટલાક ચોથા ભાગ જેટલા હતા. આકાર, કદ અને બીજી સર્વે બીના ધ્યાનમાં લેતાં હું એવું મત બાંધી શકું છું કે એ ઘસરકા નખથી પડે એવા ન હતા તેમ એવી બાબતોમાં સંપૂર્ણ ખાત્રીથી કહી શકાય નહિ. **પીરોજબાઈની** ગર્દન ઉપરની નીશાની મેં જોઇ નથી તેમ તેના શરીરનો કયો ભાગ ભોંયપર પ્રથમ પડ્યો તે વિષે મેં મત બાંધ્યું નથી. તેના પડવા અગાઉ જાંઘપરના છોલાયલા ભાગમાં પડયા પછી ધૂળ ભરાયાનું ધારૂંછું. 'હાઈમન'-પડદો મરવા અગાઉ ફાટત તો

ખાંનગી ભાગમાં લોહી બંધાયલું માલમ પડત; તેમ બળાત્કારનો પ્રયત્ન કરવાથી એથી વધારે મ્હોટો ચીરો પડત, પણ કાતર ઉપરના ઘસરકા વિષે તેમ બનવાનું કશું અસ્વાભાવિક નથી. એવી નીશાની (કાતરા ઉપરના ઘસરકા જેવી) બળાત્કારના પ્રયત્નથી પણ થઇ શકે." **મિ. ક્રેગી** વકિલની વધુ તપાસમાં સાક્ષીએ ખુલાસા કર્યા. આ પછી વકીલે બાઇ **બચુબાઇ**ના સંબંધી તપાસ કરવા માંડી:—

“**બચુબાઈ**ની જમણી જાંઘની બ્હારનો અને માંહ્યનો તેમ-જ ઘુટણની નીચેનો આગલો ભાગ છોલાયા હતા. તે ઘસરકા-માંના કેટલાક પડાના આકારના, કેટલાક કાટખુણા આકારના અને કેટલાક ગોળ આકારના; કેટલાક બે ત્રણ ઇંચ લાંબા, તેમ કેટલાક તેથી ઓછી લંબાઈના હતા. ડાબી જાંઘ ઉપરના ઘસ-રકાના આકાર અને કદ તરેહવાર હતા પણ કેટલાક પોણો ઇંચ અને કેટલાક અર્ધો ઇંચ લાંબા હતા. પડયા પ્હેલાં છોલાયા પછી ધૂળ ભરાયાનો સંભવ છે. **બચુબાઇ**ના સંબંધમાં પણ તેના શરીર ઉપર પડેલા ઘસરકા નખથી પડયા વિષે નકીપણે નહી પણ મારૂં આધીન મત એવું ખરૂં કે તે નખથી પડયા નહિ હોય.”

“ડા. **સ્મીથ** સરખો અનુભવી વૈદ્યકશાસ્ત્રી-તબીબ ‘નખથી નીશાન પડે છે કે નહિ’ તે ખાત્રીથી કહી શકશે એમ હું ધા-રતો હતો!” **મિ. ક્રેગી**એ અજાયબી દર્શાવી.

“જે કહ્યું તેનાથી વધારે ખાત્રીથી હું કહી શકતો નથી;” સાક્ષીએ લાચારી જણાવી.

“**બચુબાઇ**ની ડાબી અને જમણી જાંઘપર પડેલા ઘસરકા કોઈ પુરૂષે બળાત્કારનો પ્રયત્ન કરતાં પાડેલા જેવા કંઇક લાગે અને એવી વેળાએ નખ પડવાનો સંભવ છે છતાં તેના જેવા

તે મને લાગ્યા નહિ. કારણ કે નખ પડયા હોત તો તે વધારે પ્હોળાં અને ઉંડાં હોઈ ચામડી ચીરાઈ લોહી નિકળત. કેટલાક ઘસરકાની પ્હોળાઇ ઇંચના બારમા ભાગ જેવડી હતી. તેમાંના થોડાક નખથી થયલા લેખી શકાય; જે ઘસરકામાંથી લોહી નિકળે તે, જેમાંથી નહિ નિકળતું હોય તેના કરતાં વધારે ઉંડા હોવા જ જોઇએ એવું કશું નથી. ડાબી જાંઘની માંહ્યલા ભાગમાંના ઘસરકા ટાવરસાથે અફળાયાથી કે ભોંયપર પડ્યાથી પડી શકે, તેણે જ કરીને તે તરફની ઈજાર પણ ફાટે એવું કશું ચોકસ નથી; કવચીત ફાટે અને કવચીત નહિ પણ ફાટે."

"સાક્ષીએ આપેલા જવાબો બરાબર નોંધાતા નથી! **મિ. બ્રુઇને** ફરિયાદ કરી.

"**મિ. બ્રુઇન** નહિ પણ હું સવાલ પૂછુંછું. **મિ. ક્રેગીએ** વાંધો લીધો.

"પણ કોરોનર બરાબર જવાબ સમજ્યો નથી!" **મિ. બ્રુઇને** ઉથલો આપ્યો.

"સાક્ષી જે જવાબ આપે છે તે **બીચારો** કોરોનર સમજવાને એ શક્તિવાન નથી એવી આ ટીકા અઘટિત છે;" કોરોનરે દલગીરી દર્શાવી.

"સાક્ષીના જવાબનો માત્ર અર્ધોજ ભાગ કોરોનરે નોંધ્યો છે એમ મારૂં કહેવું છે." **મિ. બ્રુઇને** પોતાના બોલવાનો ભાવાર્થ (મતલબ) કહ્યો.

"તમે શું કરવા બેઠા છો તેની મને કશી સમજ પડતી નથી!" કોરોનરે ફફડાટ કર્યો.

"હું યોગ્ય સૂચના કરૂંછું;" **મિ. બ્રુઇને** ગંભીરાઈથી કહ્યું.

"તમે નાહક આ તપાસનું લંબાણ કરાવો છો;" **કોરોનરે** ઉભરો કહાડયો.

"હું તો જડપથી ખલાસ કરવામાં મદદ કરવાનું સમજું છું." મિ. બ્રુઇને જીકર વધારી.

"તમારી મદદ કોઈ માગતું નથી એમ હું ધારૂંછું;" કોરોનરે ટુંકમાં પતાવ્યું.

"બચુબાઇના થાનપરના ઘસરકા નખથી પડ્યા નહિ હોય એ મારૂં આધીન મત છે પણ હું ખાત્રી પૂર્વક કહી શકું નહિ કે તે નખથી ન જ પડે. લાસ અને કપડાંની સ્થિતિ-હાલત જોઇને મેં મારો મત બાંધ્યો છે જો કે કપડાં મેં અહિં જોયાં છે છતાં મારા બાંધેલા અભિપ્રાયને તે જોયા પછી ઉલટો વધારે ટેકો મળ્યો છે. તે સંખ્યામાં છ સાત હશે પણ મેં નોંધમાં લખ્યા નથી. છાતી ઉપરની નીશાની કોઇ માણસના હાથ મેલવાથી થઇ હોય એમ જણાય તેવિષે મેં બારીકીથી તપાસ કરી નહતી."

"ડાબી બાજુની છાતીપરના ડાઘા ખેંચતાણમાં થઈ ન શકે એમ કહેવાના કારણો શું?" મિ. ક્રેગીએ પકડ પકડી.

"એમ મેં કહ્યું નથી!" સાક્ષીએ ઇનકાર કર્યો.

આથી સાક્ષી ડા. સ્મીથે પોતાની જુબાની, 'બચુબાઇની છાતીપર ઘસરકા પડ્યા છે .તે નખોર્યાં હોઈ શકે નહિ' ત્યાં 'નખોર્યાં નથી એમ હું માનું છું;' સુધરાવી હતી.

"પીરોજબાઇપર બળાત્કારનો પ્રયત્ન થયો હોત તો જેટલા ઘસરકા હતા તે કરતાં વધારેનો સંભવ હતો કે નહિ?" મિ. બ્રુઇને ફરીથી તપાસ કરવા માંડી.

"તે હું કેમ કહી શકું? હું કશો સંભવ ધારી શકું નહિ." સાક્ષીએ ઉત્તર આપ્યો.

"સાક્ષી તે શું જાણે?" કોરોનરે પૂછ્યું.

"સાક્ષીએ ઘણી વેળા બળાત્કારના કજિયાઓમાં સાક્ષી આપી છે તેથી બળાત્કારના પ્રયત્નની ખેંચતાણમાં વધારે ઘસરકા પડવાવિષે અભિપ્રાય આપી શકે." મિ. બ્રુઇને ખુલાસો કર્યો.

"જો ખેંચતાણ થઈ હોત તો વધારે પડત; તે ખેંચતાણ કરનારના નખ ઉપર વધારે આધાર રહી શકે; જો નખ ન હોય તો નહિ અને હોય તો જ નખોર્યાં પડી શકે." સાક્ષીએ પોતાનો અભિપ્રાય આપ્યો.

"તારીખ ૨૬ મીએ હું જુરી સાથે તપાસ કરવા ગયો તે દિવસે લોકોનું એમ માનવું હતું કે મરનાર બેઊ બાઈઓ ઉપર બળાત્કારનો પ્રયત્ન થયો છે;" સાક્ષીએ જુરીના પૂછવાથી એકરાર કર્યો.



## પ્રકરણ ૨૧ મું.*

### કોરોનરની તપાસ--૮ મો દિવસ.

### ( ૩૦ સરકારી રસાયણશાસ્ત્રીની સાક્ષી. )

"મારૂં નામ ડા૦ એલ. એફ. ચાઇલ્ડ છે. પોલિસ કમિશનરે એક પત્ર સાથે બચુબાઇની કાળી અને પીરોજબાઇની બલુ, એવી બે ઇજારો મોકલી તેની રસાયણશાસ્ત્ર પ્રમાણેની તપાસ કરવા અરજ કરી હતી. તે પ્રમાણેની તપાસ કરતાં ઇજારની બ્હાર અને માંહ્યલી બાજુએ પડેલા સફેદ ડાઘા બળાત્કાર થતાં પડ્યા છે કે કેમ? તેની ઘણીજ બારીક તપાસ કરતાં તેવું કશું માલમ પડ્યું નહી, અને એજ પ્રમાણેનો મેં મારો રિપોર્ટ કમિ-

* ગયા પ્રકરણમાં ડા. સ્મીથની સાક્ષી લંબાણ થવાથી ૩૦-૩૧ સાક્ષી આમાં દાખલ કરી છે.

શનર ઉપર મોકલી આપ્યો હતો.” સાક્ષીએ કોરોનરની તપાસમાં જણાવ્યું.

( ૩૧ હેમચંદ કચરાની સાક્ષી. )

“હું જાતે વાણિયો છું અને મારી ઉમ્મર આસરે ૧૧ વર્ષની છે. **બજારગેટ** સ્ટ્રીટ-મ્હોલ્લામાં કાવાખાનાની સામે રહું છું. મારા બે મિત્રો સાથે આજથી ૧૭ મા દિવસને શનિવારે બપોરના રાા વાગે **રાજાબાઈ** ટાવર જોવા આવ્યો હતો, સિપાઇની રજા લઇ ધીરે ધીરે ઉપર ચડતાં બે પાર્સિ સ્ત્રીઓ પ્હેલે માળે મારી પછાડી ચડી આવી મને ઝડપમાં ચડવા કહ્યું હતું. ઉપર આગાસીમાં ગયા ત્યારે ત્યાં એક સિપાઈ હતો જે તેઓને આસપાસ ફરી ચારે બાજુનો દેખાવ દેખાડવા લાગ્યો અને હું પણ તેમની સાથે જોવા લાગ્યો. પાંચ દસ મિનિટમાં બધું જોઇ હું નીચે ઉતરી આવ્યો તે વેળાએ અગાસી ઉપર સુમારે આઠ દસ માણુસો ભેળાં પેલો સિપાઇ અને પેલી બે પાર્સિ સ્ત્રીઓ હતી. ત્યાં કોઇ પાર્સિ નહતો પણ બે ત્રણ વાણિયા અને રાતા ફેંટાવાળા બીજાં માણસો હતાં. હેઠલ આવતાં બારણા આગળ બે મુસલમાન સિવાય દાદર ઉપર કોઇ મળ્યું નહતું. આ પછી મારા બીજા મિત્રો સાથે હાઇકોર્ટની સામે બદામડીના ઝાડ આગળ રમતાં થોડિક વાર પછી **હરીદાસ** બોલ્યો કે ટાવર આગળ કાંઇ પડ્યાનો અવાજ થયો! અને વળી બોલ્યો ‘જો રે, **હેમરાજ** પેલી પાર્સિ સ્ત્રી કશરત કરે છે કે શું?” ઉપર જોતાં મારી નજરે કશું દેખાયું નહિ પણ એક પછી એક એમ બે ધબાકા સંભળાયા હતા.” કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

“મને ચસ્મો પ્હેર્યાવગર દૂરનું દેખાતું નથી.” **મિ. બ્રુઇનના** પૂછવાથી સાક્ષીએ કહ્યું.

"ટાવર ઉપર જે સ્ત્રીઓને દીઠી હતી તેમની જ લાસ ભોંયપર પડેલી જોઈ હતી." એક જુરરે પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"તેમના હાથમાં કશું હતું નહિ તેમ તેઓએ ચસ્મો પહેરેલો નહતો." કોરોનરના પ્રશ્નનો ઉત્તર સાક્ષીએ આપ્યો.

"પેલી સ્ત્રી કેવી કશરત કરતી હતી તે હરીદાસે ત્યાર પછી પણ મને સમજાવ્યું નહતું." એક જુરરના સવાલનો જવાબ સાક્ષીએ વાળ્યો.

"એકદમ હું ઠેઠ ઉપર ગયો નહતો પણ થાકી જવાથી દાદરપર બેસી ગયો હતો." મિ. ક્રેગીને સાક્ષીએ ખુલાસો આપ્યો. "આસરે સોએક પગથી ચડ્યા પછી પેલી પાર્સિ સ્ત્રીઓને મારી પાછળ આવતાં જોઇ હતી અને પેલા સિપાઇને તો અગાસી ઉપરજ દીઠો હતો. બીજા કોઇ સિપાઇને જોયા નહતા."

"અગાસીપર માણસો બધાં આસપાસ ઉભેલાં હતાં." એક જુરરના પૂછવાથી સાક્ષીએ કહ્યું.

"ઉપર ચડતાં કે નીચે ઉતરતાં બે પાર્સિ સ્ત્રીઓ સિવાય બીજું કોઇ ઉતરતાં કે ચડતાં મળ્યું નહતું." મિ. ક્રેગીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"ટાવરને મથાળે જઇ આપણે બે વેળા તપાસ કરી છે. પ્રથમ એટલા માટે કે 'સાક્ષીઓ જે જે જગાની વિગતો કહે તે ધ્યાનમાં આવી શકે.' બીજી વખતે 'મરનાર સ્ત્રીઓને જે જગાથી પડતી જોવામાં આવી તે જગામાં કેવી અડચણ અને અધવડ સમાયલી છે' તે તપાસવા માટે. હવે આ ત્રીજી વાર એટલામાટે કે 'ચાલતી તપાસમાં કેટલાક સાક્ષીઓએ એમ જણાવ્યું છે કે તેમણે કશી ચિચિયારી સાંભળી નથી, તેમ એકે તો ટાવરને મથાળેથી ઘડિયાળની ઓરડીમાં સાંભળી શકાયાનું કહ્યું છે તેની ખાત્રી કરવા'." કોરોનરે જુરીને કારણો સમજાવ્યાં.

"ખાત્રી કરી તેના પ્રયોગ–અખતરા પણ કર્યા છે, મિ. મેકડર્મોટને પૂછોની ?" એક જુરરે કહ્યું.

"માત્ર ઘડિયાળની ઓરડીમાં જ નહી પણ બીજી કોઈ જગાએ તે સંભળાયછે કે કેમ તેની તપાસ કરવી." કોરોનરે ધીરજથી સમજ પાડી પોતાની ધારણા દર્શાવી.

"ટાવરને મથાળેથી છેક નીચે જાહેર રસ્તાઉપર સાંભળી શકાયછે એવી સાક્ષી હવે પછી આવનાર છે !" **મિ. મેકડર્મોટે કહ્યું.**

"તમે જોઇએ તેટલી તે માટે સાક્ષી લાવોની, અમને તેનું કાંઈ નથી. જુરીએ પોતાની ખાત્રી જાતી અનુભવે કરવાની છે." કોરોનરે **મિ. મેકડર્મોટને** ઉથલો આપ્યો.

કોરોનર અને એક સિવાય સર્વે જુરરોએ તે સંબંધી જાતે અનુભવ મેળવ્યો હતો.

## ( ૩૨ નારાયણ રાઘુની સાક્ષી. )

"હું જાતનો ભંડારી છું. થોડા દિવસપરના એક શનિવારે ચાર જણા સાથે **રાજાબાઇ** ટાવર જોવા અમે આવ્યા હતા, તે વખતે બારણું બંધ હોવાથી અમે ઉભા હતા એટલામાં એક પાર્સિએ આવી સિપાઇને કહેવાથી બારણું ઉઘાડી અમને સર્વેને ઉપર જવા દીધા હતા. ઉપર ચડતાં બેચાર જણ ઉતરતાં મળ્યા પણ તેઓ કોણ હતા (?) તેનું ધ્યાન નથી. ઠેઠ અગાસી ઉપર ગયા પણ ત્યાં કોઇ હતું નહિ; પણ હું ઘંટ જોવાને દાદર આગળ ઉભો હતો તે વેળાએ બે પાર્સિ સ્ત્રીઓ ઉપર આવતાં જણાઇ. તેમના હાથમાં કશું હતું નહિ અને કોઇએ ચસ્મો પ્હેરેલો દેખાયેનહતો. અમારી પાસે તેમની સાથેનો સિપાઇ આવી ઉભો અને તેઓ તો જે બાજુએ પેલો પાર્સિ આગાઉથી જઈ ઉભો હતો તે બાજુ તરફ ગઇ. તેઓના ઉપર આવ્યા પછી પેલા પાર્સિને નીચે

જતાં જોયો પણ તેઓ વચ્ચે કશી વાતો થયલી મેં સાંભળી નહતી. **આત્મારામ બાબાજી**એ મારી પાસે ઉભેલા **દૌલત** સિપાઇને આવી કહ્યું કે 'ઘડિયાળ જોવા ચાલો હું કૂંચી લાવ્યો છું.' તેણે ઓરડાનું બારણું ઉઘાડયાથી અમે અંદર જઈ યંત્ર અને કાંટા જોઇ નીચે ઉતરી આવ્યા. ત્યારે **દૌલત** સિપાઇ, તેના બે પરોણા, અને **આત્મારામ** મળી અમે ચાર જણા હતા. અગાસી ઉપરથી નીચે ઉતરતાં **માણેકજી અસલાજી**ને જોયા પછી તેનું શું થયું તેની ખબર નથી. નીચે આવતાં અમને દાદરપર ચડતાં વચ્ચે કોઇ મળ્યું નહતું. પણ અગાસી ઉપર જે બે પાર્સિ સ્ત્રીઓને જોઈ હતી તેના સરખી લાસ નીચે ભોંયપર પડેલી હેઠે આવ્યા ત્યારે દીઠી." કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"હું મારા બીજા મિત્રો સાથે નીચે આવ્યો તે વેળાએ બુઢ્ઢો મુસલમાન અને તેનો છોકરો અગાસી ઉપર હતા. પેલા; પાર્સિના ઉતરવા પછી અમે કેટલીવારે ઉતર્યા તે ધ્યાનમાં નથી પણ જેટલો વાર હું ટાવરપર હતો તેટલા અવાંતરમાં કોઇની ચિચિયારી સાંભળી નહતી." **મિ. બ્રુઇન**ના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

"હું અગાસી ઉપર ગયો ત્યારે કે ત્યાર પછી ઉપર રહ્યો તેટલા વખતમાં કોઇ પાર્સિ છોકરાંને મેં જોયાં ન હતાં. પાર્સિ જ્યારે હેઠે ઉતરી ગયો ત્યારે હું દાદર તરફ પીઠ કરી ઘડિયાળના ઘંટ જોતો ઉભો હતો. તે મારી પાસે ઉભેલો હતો તેથી દાદરને પીઠ કરવા છતાં તેને ઉતરતાં જોઇ શકાય. તેને મેં ઉતાવળે જતાં જોયો ન હતો. **માણેકજી** મારી બાજુમાં ઉભો હતો અને પેલી બાઇઓ પશ્ચિમ તરફ; ત્યારે તે સીધો દાદર ઉતરી ગયો કે અગાસી ઉપર ફરીને ગયો તે વિષે મારૂં ધ્યાન નથી." **મિ. ક્રેગી**ની ઉટલપાલટમાં સાક્ષીએ કહ્યું.

## (૩૩ બાબાજી સદુની સાક્ષી.)

"હું વિદ્યાર્થી છું અને મારી વય૧૪ વર્ષની છે. સુમારે કેટલાક દિવસપરના એક શનિવારે આસરે ત્રણ વાગે નારાયણ લક્ષ્મણ નામના હિંદુ સાથે રાજાબાઈ ટાવર જોવા આવ્યો ત્યારે તેનું બારણું બંધ જોઇ ત્યાં બેઠેલા માણુસને કહ્યું પણ તેણે જવા દીધા નહી. એક સિપાઇ પોતાની સાથે ત્રણ માણસોને લઈ આવ્યો તે પણ ઉભો રહ્યો, એટલામાં એક પાર્સીએ આવી ખીસ્સામાંથી બે વખત હાથ ઘાલી કહાડી સિપાઇને કાંઈ આપવાથી અમને સર્વેને ઉપર જવા દીધા. અમે ઠેઠ અગાસી ઉપર ગયા પણ રસ્તામાં કોઇ મળ્યું નહિ."

"આ વિષયમાં સાત સાક્ષીએ સાત જૂદા જૂદા ઉત્તરો આપ્યા છે;" કોરોનરે ટીકા કરી.

"ઠેઠ અગાસી ઉપર ગયા ત્યાં બે મુસલમાન અને પાંચ છ સ્ત્રીઓ હતી. એક વાણિયાનો છોકરો વંટ જોતો ઉભો હતો અને એક બુઢ્ઢો મુસલમાન દાદરની પાસે પડેલો હતો. અમારી સાથનો પાર્સિ ડાબી બાજુએ થઈ સામી તરફ જઈ ઉભો. અમે તેની પાછળ જઈ અર્ધો આંટો ફરી પાછા આવ્યા ત્યારે પણ તે ત્યાં જ ઉભો હતો પણ અમે જોઇ શકતા ન હતા. અમે ઘડિયાળ જોતા હતા તેવામાં એક સિપાઇ બે પાર્સિ સ્ત્રીઓને તેડી ઉપર આવ્યો. તે અમારી પાસે આવ્યો અને બાઇઓ પેલો પાર્સિ ઉભો હતો તે તરફ ગઇ. એ પછી નીચેથી એક સિપાઈએ આવી ઉપરના સિપાઇને કાંઈ કહ્યું. પેલો પાર્સિ જો નીચે ગયો હોત તો તે મારા દીઠામાં આવત. અમે ઘડિયાળ જોઈ નીચે ઉતરતા હતા તે વખતે દાદર ઉપર અમને કોઈ મળ્યું ન હતું. જે પાર્સિને અમે અગાસીપર મૂકી આવ્યા હતા તે ટાવરના કોઈ પણ ભાગમાં રહ્યો હશે. નીચે આવ્યા પછી અગાસીપર જોયલી

બેઉ બાઇઓની લાસ ભોંયપર પડેલી મારી નજરે પડી. કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"હું મારી સાથના સાથે જમણી તરફ થોડે જઇ પાછો વળ્યો ત્યારે પાર્સિ ડાબી તરફ વળ્યો હતો. ઘંટ જોતી વેળા હું દાદર તરફ પીઠ કરી ઉભો હતો;" મિ. બ્રુઇનની તપાસમાં સાક્ષીએ કહ્યું.

"કોઈ માણસ દાદરેથી ઉતરી જાય તે તને જણાય કે?" કોરોનરે પૂછ્યું.

"એ પ્રશ્ન પૂછવાનો નથી." મિ. બ્રુઇને વાંધો લીધો.

"આવા વિદ્યાર્થીને પૂછવો જોઇએ." કોરોનરે તકરાર કરી.

"એવી રીતે હું ઉભો હતો કે ચડતાં ઉતરતાં હરકોઇને હું જોઈ શકું;" સાક્ષીએ ખુલાસો કર્યો.

"નારાયણ રાઘુ મારી સાથે હતો પણ હું ઘંટ જોતો હતો તે વેળા તે ક્યાં હતો તેની મને ખબર નથી. આત્મારામ બાબાજી અગાસીપર આવ્યો ત્યારે હું દરિયો જોતો હતો."

"તું ઘંટ જોતો હતો ત્યારે તારી પછવાડેનું કાંઇ દેખાતું હતું?" મિ. બ્રુઇને પૂછ્યું.

"તે કેમ બને?" કોરોનરે સવાલ ઉઠાવ્યો.

"સાક્ષીને મારા સવાલનો જવાબ આપવા દો;" મિ. બ્રુઇને ગંભરાઇથી કહ્યું.

"સાક્ષીની તપાસ બરાબર રીતસરની થાયછે કે કેમ (?) એ મારે જોવું જોઇએ;" કોરોનરે પોતાની ફરજ જણાવી.

"કોઈ હેઠલ જતાને સાક્ષી જોઈ શકે એમ હતું કે નહિ (?) એ મારે જાણવું છે;" મિ. બ્રુઇને જીકર કરી.

"**માણેકજી અસલાજી** નીચે ગયો હતો જ નહિ, તે ગયો હોત તો સાક્ષી તેને જોયા વગર રહેત નહિ આમ સાક્ષી કહી ચૂકયો છે, તો હવે તમે શું પૂછવા માગો છો?" કોરોનરે ખુલાસો કરી પૂછયું.

"સાક્ષી પોતા પાછળ શું બનતું હતું તે જોઈ શકતો હતો કે નહિ તે મારે પૂછવું છે." **મિ. બ્રુઇને** હઠ પક...

"તે બને જ કેમ?" કોરોનરે સમજ પાડવા તજવીજ કરી; "કોઈ વધારે ચાલાક સાક્ષી તો એમ ઉત્તર દેત કે મારી પીઠે આંખ નથી કે જોઇ શકું!!"

"તું ઘંટ જોતો હતો ત્યારે તારાથી દાદર દેખાતો હતો?" **મિ. બ્રુઇને** આગલો સવાલ પડતો મૂકી બીજી રીતે પૂછવા માંડયું.

"મને દાદર દેખાતો ન હતો;" સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"તું ઘંટ જોતો હતો ત્યારે દાદરેથી કોઈ ઉતરી જાત તો તું દેખતે?" **મિ. બ્રુઇને** ઉલટાવી પૂછયું.

"હા;" સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

"ડોકું ન ફેરવતે તો જ?" કોરોનરે ખાત્રી માટે પૂછયું.

"અલબત;" સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"પણ **માણેકજી અસલાજી** નીચે ઉતરી ગયો નહતો એ વિષે તો તારી ખાત્રી છેના?" કોરોનરે ચાંપીને પૂછયું.

"હા," સાક્ષીએ પોતાની ખરી ખાત્રીથી કહ્યું.

"પણ તું ઘંટ જોતો હતો તે વેળાએ દાદરપરથી ઉતરતાં કોઇને જોઈ શકત?" **મિ. બ્રુઇને** ફરી ઉલટાવ્યું.

"કોઇ પણ દાદરેથી ઉતરતે તો સાક્ષી જોતે એમ તે કહી ચૂકયોછે;" કોરોનરે સવાલવિષે વાંધો કહાડી સમજ પાડી.

"દાદર તરફ પીઠ હોવાથી પોતાની પાછળ જોઇ શકતો નહતો' એમ પણ તે બોલ્યો છે!" **મિ. બ્રુઇને** સામી તકરાર લીધી.

"પોતાની પાછળ બનતું તે કદી જોઇ શકતો નથી એમ પણ તેણે કહ્યું છે;" કોરોનરે બાથ લીધી.

"તું ઘંટ જોતો હતો ત્યારે તારી આજુબાજુએ તારા મિત્રો ઉભા હતા?" **મિ. બ્રુઇને** બીજી રીતે પૂછવા તજવીજ કરી.

"હા બરાબર;" કોરોનરે ટકોર કરી. "એવી રીતે આજુબાજુ ઉભા હતા કે તે પોતાની આસપાસ કશું જોઇ જ શકતો નહતો!"

"મારી તેવી ધારણા નથી." **મિ. બ્રુઇને** ગંભીરાઇથી કહ્યું.

"તમારા બોલવાની મતલબ એવી ઉઠે છે!" કોરોનરે કહ્યું.

"તારી પાસે કોઇ ઉભેલા હતા?" **મિ. બ્રુઇને** સાદો સવાલ કર્યો.

"હા" સાક્ષીએ ઉત્તર વાળ્યો. "મારી સાથના ઉભા હતા."

"અગાસી ઉપર હતો તે વેળાએ કાંઇ ચિચિયારી સાંભળી હતી?" **મિ. બ્રુઇને** પૂછ્યું.

"નહિ;" સાક્ષીએ કહ્યું.

"તે વેળા પવન ઘણો હતો કે નહિ તેની ખબર નથી." સાક્ષીએ કોરોનરના પૂછવાથી એકરાર કર્યો.

"જ્યારે પેલો પાર્સિ એકલો આવ્યો ત્યારે અગાસી ઉપર કોઇ મારવાડી કે કોઇ બાળકો જોયાં નહતાં. પાર્સિ બાઇઓ આવી ત્યારે હું દક્ષિણ તરફ ઉભો રહી દરિયો જોતો હતો."

"સાક્ષી માત્ર દક્ષિણ તરફ ઉભો હતો કહે છે." **મિ. બ્રુઇને** ઉઠી **મિ. ક્રેગીનું** ધ્યાન ખેંચ્યું.

સાક્ષીને હું તપાસું છું માટે **મિ. બ્રુઇને** વચ્ચે આવવું જોઇતું નથી;" **મિ. ક્રેગીએ** ગુસ્સે થઇ કોરોનરને ફરિયાદ કરી.

"પણ સાક્ષીના ઉત્તરનું ભાષાન્તર (તરજુમો) બરાબર થતું નથી!" **મિ. બ્રુઇને** તકરાર કરી.

"એ બાબત પોલિસ કરતાં દુભાષિયાની સમજ ઉપર રાખવાનું હું પસંદ કરૂંછું;" **મિ. ક્રેગીએ** તકરાર તોડી ઉત્તર વાળ્યો.

"આવી રીતે તપાસની વચ્ચે આવવાની શી ધારણા છે?" કોરોનરે ગંભીરાઇથી પણ જરા ગુસ્સા સાથ **મિ૦ બ્રુઇનને** પૂછ્યું.

"ખરેખર! હું પણ કશું સમજી શકતો નથી!" **મિ. ક્રેગીએ** કોરોનરના બોલવાને ટેકો આપ્યો. "સાક્ષીને બીજા સવાલો પૂછવા **મિ. બ્રુઇનને** તક મળશે."

અમે સઘળા 'થોડેક ફરી પાછા ફર્યા હતા' ત્યાં 'આખી અગાસીપર ગોળ ફર્યા હતા' એવો સુધારો સાક્ષીએ પોતાના આગલા બોલવામાં **મિ. ક્રેગીના** પૂછવાથી કરાવ્યો હતો, પણ થોડીક સાક્ષી આપ્યા પછી કોરોનરના પૂછવાથી અસલના બોલો કાયમ રખાયા હતા.

"પાર્સિને દાદરની બરાબર સામેની બાજુએ મૂકીને અમે સર્વે ઘડિયાળ જોવા ગયા હતા. કોઇ હેઠે ગયું હોત તો મને તેના પગલાંનો અવાજ સંભળાતે." **મિ. ક્રેગીની** ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"ઘંટ જોવામાં ગુંથાયા છતાં કોઇ અવાજ સાંભળી શકત; ઘંટ અર્ધો કલાક સૂધી જોયાં કરતો હતો. પેલી પાર્સિ સ્ત્રીઓ પાસે **આત્મારામ** નહિ પણ **દૌલત** સિપાઇ ગયો હતો. હું જ્યારે નીચે આવ્યો ત્યારે બારણું બંધ નહતું, તેમ ત્યાં આગળ સિપાઇ નહતો. **માણેકજી અસલાજી** નીચે ઉતરી ગયો નહતો

એ મારી ખાત્રી છે, કારણ કે તે જતે તો હું જોતે અથવા તેના પગલાંનો સાદ સંભળાતે." જુરીની તપાસમાં સાક્ષીએ વધારે ખુલાસો કર્યો.

"પણ ઘંટ તરફ જોતી વેળાએ દાદર તરફ પીઠ હતી તેથી તું પાછળ જોતો નહતો?" મિ. બ્રુઇને પાછું ઉલટાવ્યું. અને—

"પાછળથી કોઇ ઉતરી જતે તો તેના પગલાંનો સાદ સાંભળતે." મિ. ક્રેગીએ ખુલાસો કરી સવાલ માટે વાંધો કાઢ્યો.

"તેમ આ છોકરો પોતાની પીઠ પાછળ જોઇ શકતોજ નથી!" કોરોનરે પાછી ટકોર કરી મિ. ક્રેગીના બોલવાનો ટેકો આપ્યો.

"તારૂં ધ્યાન તો ઘંટ જોવામાં ગુંથાયું હતું, તેથી તારા જોવામાં અથવા સાંભળવામાં આવ્યા વગર કોઇ હેઠે ઉતરી જાય એ સંભવિત—બનવાજોગ છેની?"

"આ સવાલનો ખુલાસાવાર સાર સમજાવી પૂછો;" કોરોનરે દુભાષિયાને કહ્યું.

"મારો સવાલ જેવો છે તેવો જ પૂછી તેનો જે ઉત્તર મળે તે લખી લેવો;" મિ. બ્રુઇને પાછી બાથ લીધી.

"જેવી જુબાની મિ. બ્રુઇન ઇચ્છે છે તેવી નોંધવા હું અહીં બેઠો નથી!" કોરોનરે ચટકો લગાડ્યા સાથે પોતાની સ્વતંત્રતા દર્શાવી. "પ્રથમ સાક્ષીને પૂછાયલો પ્રશ્ન ઘટતો છે કે નહિ; બીજુ, સાક્ષી તે સમજી શકે છે કે નહિ; અને ત્રીજું, તે ઉત્તર આપે છે તે સમજીને આપવા સરખો છે કે નહિ. આ મારી મુખ્ય ફરજો છે."

મિ. બ્રુઇને પૂછેલો પ્રશ્ન ખુલાસા સાથે અને કટકે કટકે

પૂછતાં છેવટે સાક્ષીએ 'હું કહી શકતો નથી;' 'મને કશી ખબર નથી;' ઉત્તરો આપ્યા હતા.

---

## પ્રકરણ ૨૨ મું.

### પુતળાંનો પ્રયોગ!

"પોલિસ સર્જિયન ડા. સીડન સ્મીથની સાક્ષી ઉપરથી એમ સમજી શકાય કે મરનાર બાઇઓની લાસપર જણાયલી નીશાનીઓ ઉપરથી પડતાં ટાવરના કોઈ ભાગ સાથ અફળાયાથી બની શકે; આ માની લીધી વાતને કોઈ નજરે જોનાર સાક્ષીનો ટકો આજ સૂધી તપાસાયલી સાક્ષીથી મળ્યો નથી ને હોય તો માત્ર એકને પડતી જોયા વિષે છે."

"ખરા અભિપ્રાય ઉપર આવવા જુરીએ સર્વ પ્રકારની તપાસ કરવી જોઇએ; તેટલા માટે ચોકસ વજન અને વિસ્તારની વસ્તુઓ ટાવર ઉપરથી નાખવાના પ્રયોગો કરવા. આથી સાક્ષીઓના કહેવા ઉપર ભરોસો કેટલો અને કેવો રાખવાને તોલ કરવામાં સારી મદદ મળશે."

"જે પ્રયોગો કરવામાં આવે તે બંધબેસ્તા અને સંતોષકારક છે કે નહિ તેનો વિચાર જુરી બાંધવા સ્વતંત્ર છે. પરંતુ આવા પ્રયોગો ખરા ભેદને ખોળી કહાડવામાં સહાયતા થઈ પડશે ખરી. આ પ્રયોગો ઉપરથી કરવાનો અને જુરીએ તે નીચે ઉભા રહી જોવાનો બંદોબસ્ત કરવામાં આવશે." કારોનરે જુરીને સમજ આપી.

"અત્રે બે બંડલો છે તે લઇ ઉપર જઈ જે જગાએથી બેઉ બાઇઓ પડવાનું ધારવામાં આવેછે ત્યાંથી જ્યાં તેઓ પડી

હતી ત્યાં નાખવાં." કોરોનરે પોલિસને સમજુતી સાથે ભલામણ કરી.

"વજન, વિસ્તાર અને આકાર વગેરે મરનાર બાઇઓના સરખા રાખવા જોઇએ." **મિ. બ્રુઈને** પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"પ્રયોગો સર્વ આસરે અને અંદાજે કરવાના છે માટે મરનારોની લાસો જેટલા જ વજન, વિસ્તાર અને આકારની ઘણી અગત્ય નથી;" કોરોનરે **મિ. બ્રુઇનના** વિચારોમાં ખામી દર્શાવી.

"બંબાખાનાના માણસોને ચોકસ કવાયદ આપવા જે ઢીંગલા રાખવામાં આવેલા છે તેનાથી પ્રયોગો કર્યા હોય તો ઠીક;" **મિ. મેકડર્મેટે** પોતાના અભિપ્રાયને અનુસરતી સૂચના કરી.

"હા, એ ઠીક પડશે;" કોરેનરે **મિ. મેકડર્મેટની** સૂચના પસંદ કરી.

એ પછી તા. ૧૫ મી મેને દિવસે સવારે સાત વાગે પોલિસ અમલદારોએ કોરોનરની સૂચનાને અનુસરતા પ્રયોગો પોતાની ખાત્રી માટે કરી જોયા. તે જોવાને માટે મ્યુનિસિપાલ કમિશનર **મિ. એકવર્થ,** એક્ઝિક્યુટિવ ઇંજીનિયર **મિ. વોલટન,** પાણી ખાતાનો **મિ. ટામલીન્સન** અને કેટલાક પોલિસ અમલદારો એકઠા થયા હતા.

પોલિસ અમલદારોએ એ પ્રયોગો પોતાની ખાત્રી માટે કર્યા હોવાથી તેમણે વર્તમાનપત્રના પ્રતિનિધી કે પ્રજાને નોતરવાનું ઘટિત વિચાર્યું નહતું. એથી પ્રજા અને પત્રોમાં પોલિસ વિરૂદ્ધનો ફડફડાટ વધતો ગયો હતો. પણ આવા પ્રયોગો વખતે પ્રજા અને પત્રોના હક કેટલા અને કેવા રૂપના

હોવા જોઇએ એ એક હજી સુધી નહિ નક્કી થયલી તકરારી બાબત છે!

"પ્રયોગો કરવામાટેની સર્વ રીતે લાયક થઈ પડે એવી ઢિંગલીઓ મળવાને અશક્ય હોવાથી જુરી સામે એવા સાક્ષીઓ આવશે કે જેઓ ટાવરના બાંધ કામની લંબાઈ ચોડાઈ અને તેની સાથે ઉપરથી પડનાર અફળાઈ શકે કે નહિ એવા અભિપ્રાય આપશે. તે પછી જુરીને તે નજરે દેખાડવાથી સાક્ષીઓનું તોલન કરવાનું સવળ જણાશે." કોરોનરે જુરીને પોતાનો ઇરાદો કહી સંભળાવ્યો.

---

## પ્રકરણ ૨૩ મું.

### કોરોનરની તપાસ-૯ મો દિવસ.

### ( ૩૪ મિ. જોન. સ્ટાન્ફર્ડની સાક્ષી. )

"હું મુંબઈની પોલિસ ખાતામાં ઈન્સ્પેક્ટરનો ઓધો ધરાઉં છું. તા. ૨૫ મી એપ્રિલે બે પાર્સિ સ્ત્રીઓ **રાજાબાઈ** ટાવર ઉપરથી પડી મરણ પામવાની ખબર ચોકી ઉપર મને ચાર વાગે મળી હતી. તેવોજ દોડતો નીકળી ટાવર આગળ સવાચાર વાગે આવી પ્હોંચતાં જોયું તો ટાવરના ઝરૂખા નીચે અગણીત લોકો ટોળે વળી ઉભા રહ્યા હતા. ત્યાં સુપ્રિંટેંડંટ **મિ. મેકડર્મોટ** હતો તેણે મને ટાવર ઉપર ચડી જઇ બૂમ પસરવા પ્રમાણે કોઈ ટાવરમાં ભરાઈ બેઠું હોય તો તેને પકડવામાટે સર્વે ભાગોને ઉઘાડી તપાસ કરવા ફરમાવ્યું. તે પ્રમાણે ઉપર ચડી, ઉઘાડા ખંડો તપાસી છેક અગાસી ઉપર આવ્યો જ્યાં ૮૩૪ નંબરનો સિપાઈ, **મિ. બોફર્ટ** અને એક યુરોપિયન ગ્રહસ્થનું નામ મને ખબર નથી એટલા સિવાય એક બાબુ છોકરા સાથે, એક

બુઢ્ઢો મુસલમાન છોકરા સાથે અને એક વાણિયો હતા. વધારે બારીક તપાસ કરતાં આગાસી ઉપર અને બીજી કોઈ પણ જગાએ કોઇ મળ્યું નહતું. ટાવરના સર્વે ભાગોની ભીંત, ભોંય, અને અગાસીઓ તપાસી હતી પણ કશી પ્રકારની ખેંચતાણ થયાની નીશાનીઓ જણાઈ નહતી. પાંચે જણને હેઠે આણી, જુબાની લઈ, છોડી મેલ્યા હતા." કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"કપડાંના કે દોરીના ટુકડા મળ્યા નહતા," સાક્ષીએ મિ. બ્રુઇનના પૂછવાથી કહ્યું.

"તમે કયે રસ્તે ઉપર ગયા હતા?" એક જુરરે તપાસ ચલાવી.

"ઝરૂખાની નીચેના બ્હારને બારણેથી," સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"લાયબ્રેરીમાંથી ટાવરપર જવાનું બારણું તપાસ્યું હતું?" એક જુરરે પૂછ્યું.

"નહિ," સાક્ષીએ જવાબ દીધો. "પણ તેનું બારણું ખુલ્લું હોત તો મારૂં ધ્યાન ખેંચાત." સાક્ષીએ વધાર્યું.

"મદદનીશ પોલિસ કમિશનર મિ. જેલ આવ્યો હતો તેની યાદ છે?" મિ. બ્રુઇને સાક્ષીની યાદદાસ્ત તાજી કરવા તજવીજ કરી.

"હા; તેની સાથે ફરીથી હું ઉપર ગયો હતો;" સાક્ષીએ વધારી ઉત્તર વાળ્યો.

"કયે માર્ગે તે વેળા ઉપર ગયા હતા?" મિ. બ્રુઇને વધારે ખુલાસો કરવા પૂછ્યું.

"લાયબ્રેરીની અગાસીને માર્ગે," સાક્ષીએ કહ્યું. "તે જ વેળા તે બારણું પ્હેલી વખત ઉઘાડું જોયું હતું."

"બારણું તે વખતે બંધ હતું કે ઉઘાડું?" મિ. બ્રુઇને વધારે ખાત્રી કરવા ચાહ્યું.

"ઉઘાડું;" સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

"તમે ટાવર ઉપર સર્વે ઓરડામાં ગયા હતા?" મિ. ક્રેગીએ ઉલટ તપાસ ચલાવી.

"ખુલ્લા હતા તેટલામાં;" સાક્ષીએ કહ્યું.

"ત્યારે કયા બંધ હતા?" મિ. ક્રેગીએ બારીકીથી પૂછ્યું.

"ઘડિયાળના સાંચાકામના," સાક્ષીએ ઉત્તર દીધો.

"તે બેઉ ઓરડાની તપાસ કરી હતી જ નહિ?" મિ. ક્રેગીએ સવાલ કર્યો.

"તે વેળા નહિ," સાક્ષીએ ચોખ્ખો જવાબ આપ્યો.

"તે ઓરડાઓમાં પાછળથી તપાસ કરી હતી?" મિ. ક્રેગીએ ઉલટાવી પૂછ્યું.

"હા, અને તે વેળાએ મારી સાથે બીજાઓ પણ હતા," સાક્ષીએ વધારી ઉત્તર આપ્યો.

"તેજ દિવસે?" મિ. ક્રેગીએ ખાત્રી કરવા ઇચ્છયું.

"બીજે દિવસે," સાક્ષીએ ટુંકામાં પતાવ્યું.

"બેઉ ઓરડાના બારણાઓના તાળાં ખખડાવી તપાસી જોઇ કુંચી દીધાની ખાત્રી કરી હતી, વળી કૂંચી નહિ મળી શકયાથી ઉઘાડી જોયા ન હતા, તેમ તે કયારે ઉઘાડવામાં આવ્યાં હતાં તેની ખબર નથી." સાક્ષીએ જુરીની તપાસમાં જણાવ્યું.

"તમને કૂંચી કેમ ન મળી?". મિ. બ્રુઇને શક દૂર કરવા વચ્ચે ઉઠી પૂછ્યું.

"કૂંચી લેવા મિ. લૉડ ઘડિયાળીની દુકાને ગયો તો તે

બંધ હતી અને જે માણસ પાસે રહે છે તે પણ મળ્યો નહિ;" સાક્ષીએ સર્વે કારણો કહ્યાં.

"આત્મારામ હવાલદારને તે વેળા જોયાની યાદ નથી. પ્હેલા માળ ઉપર ગયા ત્યારે લાયબ્રેરીમાંથી જવાનું બારણું બંધ હતું. મિ. મેકડર્મેટે હું ત્યાં આવ્યો કે તરત જ મને ઉપર તપાસ કરવા મોકલવાથી ટાવરના કોઇ રખેવાળને જોયો નહતો." મિ. ક્રેગીની તપાસમાં સાક્ષીએ વધારે ખુલાસો કર્યો.

"અહિંથી મિ. જેલ પાસ ગયા હતા?" કોરોનરે પૂછ્યું.

"નહિ, મિ. જેલ સાથે ટાવર આગળ જવાને રાત્રના સુમારે આઠ વાગે નિકળ્યો હતો;" સાક્ષીએ ખુલાસો કર્યો.

"પાછળથી બીજે દિવસે ઓરડા ઉઘાડી તપાસતાં ખેંચતાણની કશી નીશાની ત્યાં જણાઈ હતી નહિ;" સાક્ષીએ મિ. બ્રુઇનના પૂછવાથી જણાવ્યું.

## (૩૫ રામજી મોરારીની સાક્ષી.)

હું મુંબઈ પોલિસ ખાતામાં હવાલદારના ઓદ્ધા ઉપર છું. મારો નં. ૬૯૫ છે. બનાવ બન્યો તે દિવસે સાંજના પોણાચાર વાગાને આસરે કરન્સી બેંક આગળથી જતો હતો. તે વખતે 'ટાવર ઉપરથી કોઇ પડી ગયું છે' એમ બોલતા લોકોને દોડતા જોઇ હું પણ બીજા નંબર ૮૩૪ ના સિપાઇને સાથે તેડી ત્યાં આગળ જઇ પ્હોંચ્યો. ટાવર નીચે ઝરૂખા આગળ એક બાઈની લાસ પડી હતી અને બાજુમાં એક ગાડી ઉભી હતી. ત્યાં ઉભેલા યાકુબ હવલદારે મને અને પોલિસના હવાલદાર આત્મારામને ટાવર ઉપર જઈ તપાસ કરવાનું કહેવાથી અમે નં. ૮૩૪ ના સિપાઇને સાથે લઇ ગયા. તે વેળા માર્ગમાં કોઈ મળ્યું નહિ; પણ છેક ઉપરની અગાસીમાં એક બાણુ, તેનો

છોકરો, એક બુઢ્ઢો મુસલમાન, મુસલમાન છોકરો, અને એક વાણિયો મળી પાંચ જણાને જોયા હતા. બાબુએ બે ત્રણ મિનિટ પછી નીચે જવાનું જણાવ્યાથી 'નીચે ચોરી થઇ છે માટે સાહેબ (ઇન્સ્પેકટર) આવે ત્યાં સૂધી થોભવા કહ્યું જેથી તે ત્યાંજ ઉભો રહ્યો. પાંચ છ મિનિટે બે યુરોપિયનો આવ્યા બાદ દસેક મિનિટે પોલિસ ઈન્સ્પેકટર મિ. સ્ટાનફર્ડ આવ્યો. તેની સાથે અમે સર્વે મળી તપાસ કરી; પણ ઉપર બીજું કોઈ ન મળવાથી પાંચ જણાને લઈ નીચે આવ્યા, ત્યારે સવાપાંચ વાગ્યા હતા." સાક્ષીએ કોરોનરની તપાસમાં જણાવ્યું.

## (૩૬ શેખ મહમદ શેખ મોહીદીનની સાક્ષી.)

"હું ૫૧૬ નંબરનો પોલિસ સિપાઈ છું અને હાઈકોર્ટના કમ્પાઉંડનાં પ્હેરા ઉપર રહું છું. તા. ૨૫ મી એપ્રિલે સાંજે ત્રણ ને ચાલીસ મિનિટે હાઇકોર્ટના કમ્પાઉંડમાંના કુવા પાસે ઉભો હતો. ત્યાંથી કાંઈ કાળું કપડું ટાવરના પ્હેલા અને બીજા માળની વચ્ચે ઉડી પડતું જોઇ, લોકો મોજ માટે વારંવાર એમ કરેછે તેવું આ પણ કોઇએ કર્યું હશે એમ ધારી, મેં કશી કાળજી કરી નહિ; કારણ કે મને તેનો કશો અવાજ આવ્યો નહિ. પણ દસેક મિનિટ ગઈ નહિ એટલામાં બે વાણિયાના છોકરા દોડતા આવી 'બે બાઇઓ ટાવર ઉપરથી પડી ગઈ છે' કહેવા લાગ્યા. મારી હાથમાંની ચોપડી લઈ, હાઇકોર્ટમાં જઈ, હવાલદારને કહી, તરત જ ટાવર તરફ દોડ્યો. મારી પાછળ હવાલદાર વીસેક પગલાંને છેટે આવતો હતો. એ વખતે મેં ઘડિયાલ જોયું ન હતું. ટાવર નીચે ઝરૂખા આગળ પડેલી બાઇઓમાંની એકના મ્હોંડામાંથી લોહી નિકળતું હતું. ત્યાં ઉભેલા દાદાભાઈ અને બીજા બે પાર્સિઓએ કહ્યું કે બીજી બાઈનું શરીર ગરમ છે અને તે જીવતી હતી. આથી બોંબે કલબ આગળ જઇ તે બાઇને

આસ્પિટાલમાં લઈ જવા વિકટોરિયા લઈ આવી, બે પાર્સિઓએ પેલી બાઇને ઉંચકી સુવાડયા પછી હું હંકાવી ગયો ત્યારે ઘડિયાળમાં જોયું તો ચારમાં દસ મિનિટ ઓછી હતી.” કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

“કપડું પડતું જોયાંની અગાડી કોઇ પાર્સિને હાઇકોર્ટ આગળથી જતાં જોયો ન હતો.” **મિ. ક્રેગીના** પૂછવાથી સાક્ષીએ કહ્યું.

“વિકટોરિયા લાવ્યા અગાઊ લાસ કેવી રીતે પડી હતી?” જુરરે પૂછ્યું.

“પ્રથમ જોઈ ત્યારે તેમના પગ હાઇકોર્ટ તરફ હોઇ ચત્તી પણ એકની જરા કોર મરડેલી હતી. તેમને કોઇએ ખસેડેલી ન હતી;” સાક્ષીએ પોતે જોયલી હકીકત કહી જણાવી.

“કદાચ કોઈ હાઇકોર્ટ આગળથી ગયું હોય અને તારા જોવામાં નહિ એ આવ્યું હોય!” એક જુરરે ગંભીરાઈની શંકા કરી.

“છોકરા આવ્યાની અગાઊ કોઈ પણ ગયું ન હતું.” સાક્ષીએ પોતાની ખાત્રી જણાવી.

## (૩૭ મિ. વોલ્ટનની સાક્ષી.)

“હું મુંબઇ મ્યુનિસિપાલિટિમાં એક્ઝીકયુટિવ ઇંજિનિયરનો ઓહ્દો ધરાઉં છું, અને **ભાયખાળા** કલબમાં રહું છું. આજે સવારે સાત વાગે હું ટાવરની તપાસ કરવા આવ્યો ત્યારે ટાવર ઉપરથી ઢીંગલી નીચે નાંખવાનો પ્રયોગ કરતી વેળાએ ભોંયથી ૭૨ ફૂટ ઉંચેની અગાસી સાથ તે અથડી હતી. ઉપરથી કોણે નાંખી તેની ખબર નથી પણ **મિ. ટોમ્લીનસન** ઉપર હતો. ટાવરની બ્હાર નિકળી આવેલા ભાગો તપાસવા **પ્લમ્બ લાઇન** ઠેઠ અગાસી ઉપરથી નિચે ઉતારવામાં આવી તે વેળા

તપાસ રાખતાં બીજા કેટલાક ભાગો સાથ અફળાયા પછી પ્હેલી અગાસી ઉપર અટકતી જણાઈ હતી. કોઇ વસ્તુ સીધી લીટીમાં હેઠ અગાસી ઉપરથી નાખવામાં આવે તો બેમાંની એક સાથે કે બેઊ સાથે અફળાય.” કોરોનરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

“કોઇ માણુસના કપડાં તેની સાથ અથડાય તો તે ફાટવાનો સંભવ ખરો કે?” મિ. બ્રુઇને અભિપ્રાય માગ્યો.

“આ પ્રશ્ન વૈદને પૂછવા યોગ્ય છે કે ઇંજિનિયરને?” કોરોનરે વાંધો લઇ મિ. બ્રુઇનને સામો પ્રશ્ન કર્યો.

“મિ. વાલ્ટનનો અભિપ્રાય આપણે લઇએ;” મિ. બ્રુઇને નરમાસથી ઉત્તર દીધો.

“હા, ઢીંગલી ટાવરની સાથે અફળાઇ ત્યારે તે જગાનો કકડો ઉડી ગયો હતો, પણ તેનું શું થયું એ મને ખબર નથી, છતાં ભાંગેલો ભાગ નીચેથી નજરે પડે છે. ઉપરથી પડેલી વસ્તુના જોસથી તે ભાંગી શકે, જો ઉપરથી પડતી વસ્તુ ભાંગેલી કરતાં નબળી હોય તો આ પ્રમાણે તે ભાંગે નહિ; બેમાંથી જે નબળી હોય તે ભાંગવાનો સંભવ ખરો. ભાંગેલો ભાગ ટેલીફોનના તાર બાંધવાની જગાની બરાબર સામેનો છે. સાધારણ માણુસને ટાવર ઉપરથી નીચે પડતાં સુમારે પોણાચાર સેકંડ થાય પણ વધારે વજનના માણુસને વધારે વખત લાગે એમ નથી. ભોંયથી અગાસી ૧૮૫ ફૂટનો અડસટો પ્લમ્બ લાઇનથી માપી કહાડ્યો હતો.

“મિ. લોંડે તો ૧૬૭ ફીટની ઉંચાઈ જણાવી હતી!” કોરોનરે અજાયબી દેખાડી ટીકા કર્યા.

“ઢીંગલી શાની બનાવી હતી તેની ખબર નથી, તે મા-

ણુસના શરીર જેવી ખેંચતાણુમાં ટકી શકે એવી ન હતી.” શાક્ષીએ કોરોનરના પૂછવાથી જણાવ્યું.

“તે નીચે કેવી પ્રકારે આવી?” કોરોનરે વિગત વિચારી.

“શરૂઆતમાં ગુલાંટ ખાઈ, પછી આડી થઇ, અગાસી સાથે અથડી, ભોંયપર સપાટ પડી;” સાક્ષીએ ખુલાસો કર્યો.

“તેનો કયો ભાગ અગાસી સાથે અથડયો હતો?” કોરોનરે વધારે ખુલાસો માંગ્યો.

“પાંસળીનો;” સાક્ષીએ કહ્યું.

“ત્યારે તમને બરાબર ખબર નથી, તેનું એક ખભું અથડયું હતું?” કોરોનરે શંકા કરી.

“તેની એક બાજુ અથડી મને લાગે છે;” સાક્ષીએ ઉત્તર વાળ્યો.

“તે ક્યાં પડી હતી?” મિ. બ્રુકને પૂછયું.

“ટાવરથી ચાર ફીટને અંતરે.” સાક્ષીએ જણાવ્યું.

“ઢીંગલી બ્હાર ધરવામાં આવી ત્યારે તેના પગ કશા ઉપર ટેક્વ્યા હતા?”

“મને નીચેથી એમ લાગ્યું કે અગાસીના કોઇ ભાગપર ટેકવી હોય પણ ખરી વાત શી તે કહી શકતો નથી;” સાક્ષીએ ધચુપચુ જવાબ આપ્યો.

“જેવી ઢીંગલી છોડી દેવામાં આવી તેવી તે ઉથલાઇ ગઈ હતી, પ્રયોગ એટલોજ કરવામાં આવ્યો હતો, ઢીંગલીનો અફળાયલો ભાગ ફાટી ગયો હતો;” મિ. ક્રેગીના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

“ત્યાં તો સાંધો મારેલો હતોની?” કોરોનરે શંકા કરી.

“નહિ;” પોલિસ અમલદારો સાથે બોલી ઉઠયા.

"ત્યારે તે શાથી ફાટ્યો?" મિ. ક્રેગીએ ઇંતેજારીથી પૂછ્યું.

"કદાચ ભોંય સાથે અફળાયાથી અથવા ટાવરના ભાગ સાથે લાગ્યાથી, પણ હું કહી શકતો નથી કે શાથી." સાક્ષીએ ખાત્રી વગર કહ્યું.

"ટાવરને મથાળેથી ૧૦૦ રતલનું વજન કેટલા જોરથી નીચે પડે? અને પવનનું જોર કેટલું રહી શકે?" મિ. બ્રુઇને અભિપ્રાય માંગ્યો.

"૧૮,૫૦૦ રતલના જોસ સાથે; ટાવર ઉપરથી જે આકર્ષણની ઝડપથી નીચે પડે તેની ઉપર પવનનું દબાણ દરેક ચોરસ ફીટે ચોવીસ રતલનું હોય." સાક્ષીએ પોતાનો વિચાર જણાવ્યો.

"તેથી આવાં કપડાં (મરનારના દેખાડી) ફાટે કે?" મિ. બ્રુઇને વધુ વિચાર ચાહ્યો.

"આવાં વણેલાં કપડાંનો અનુભવ મને નથી, પણ સડનું કપડું ફાટે." સાક્ષીએ પોતાનું અનુમાન જણાવ્યું.

---

## પ્રકરણ ૨૪ મું.

### કોરોનરની તપાસ–૯ મો દિવસ (ચાલુ.)

### (૩૮ મિ. ટામ્લિન્સની સાક્ષી.)

"મ્યુનિસિપાલ પાણી–બાંધકામનો હું મદદનીશ ઇંજિનિયર છું અને કોટમાં રહું છું. આજે સવારે સાત વાગે મિ. વાલ્ટનની સાથે રાજાબાઇ ટાવર આગળ આવ્યો અને હેઠ મથાળેની અગાસીપર ચડયો, ત્યાં એક ઢીંગલી હતી, જેને અગાસીના વળાની બ્હાર ધરી, ઉભી રાખી, તેના પગ અગાસીના બ્હારના

ભાગ ઉપર ટેકવી અધર રાખવાથી પડતાં પડતાં ભોંયથી ૭૨ ફીટ ઉંચે ટાવરની એક અગાસી સાથ અફળાઈ હતી. નીચે આવી જોતાં આગાસીનો અથડાયલો ભાગ ભાંગી ગયો જણાયો, તે ચૂનાનો હતો કે પથ્થરનો તે હું કહી શકતો નથી. આ પછી લંબાઇ માપક દોરીથી તપાસતાં બે જગાએ નીચેની અગાસીએ અટકવાથી તે એક માણસને મોકલી ખસડાવી હતી. આ બ્હાર નિકળતો ભાગ ટાવરની સપાટીથી કેટલો તેની નોંધ મેં લીધી નથી. ભોંયથી ૧૮૫ ફીટ ટાવરની મથાળેની અગાસી ઉંચી છે. ઢીંગલી ફેંકવા અને માણુસ જીવતા કે મરણ પામેલાના પડવામાં ઘણો મોટો અંતર–ફેર માલમ પડે. જીવતા કે મરણ પામેલા માણુસનું ગુરૂત્વાકર્ષણબિન્દુ બીજી વસ્તુ પેઠે સ્થીર ન રહેવાનું કારણ છે, એટલે કે માણુસના શરીરની પડતી વેળાની સ્થિતિ બદલઈ નીચે પડતાં જૂદા પ્રકારની થાયછે. માણુસનું શરીર પડયા અગાઉ અગાસીની બ્હારની બાજુએ કે નાકાં ઉપર ટીંગાયલું રહ્યું હોય તો મારા અભિપ્રાય પ્રમાણે ઘણું કરી પડતી વેળા ટાવરની નીચલી અગાસી સાથ અફળાય." કોરોનરના પૂછવાથી સાક્ષીએ ખુલાસેવાર જણાવ્યું.

કયો ભાગ અફળાય, નીચે કેમ આવે અથવા કયો ભાગ ભોંય પડે એ કહેવું અશકય છે. ઢીંગલીના ભારની મને ખબર નથી." સાક્ષીએ કોરોનરને આટલો વધારે ખુલાસો કર્યો.

"ઢીંગલીનું તોલ આપણુને મળશે?" કોરોનર મિ. બ્રુઇન તરફ નજર કરી બોલ્યા.

"કોઇને ખબર નથી." મિ. બ્રુઇને ખુલાસો કર્યો.

"પણ વજન તપાસ્યું હતુંની?" કોરોનરે ઈન્તેજારી દર્શાવી.

"નહિ. માણુસના વજનના સુમારની તે બનાવી હતી પણ

કોઈ પોલિસ અમલદારે તેનું તોલ કર્યું નહતું." મિ. બ્રુઅનને વધારે ખુલાસો કરવાની ફરજ પડી.

"ઢીંગલીને ઉંચકી જોઇ નહતી," સાક્ષીએ જુરીના પૂછવાથી ઉત્તર આપ્યો.

**( ૩૯ ડાક્ટર રૂસ્તમજી પેસ્તનજી ભરૂચાની સાક્ષી. )**

"કોલાબામાંની પાંડે સેનિટેરિયમનો હું ડાક્ટર છું. ગઈ તા. ૨૬ મી એપ્રિલને રવિવારે સવારે આસરે ૯ વાગે મરનાર બાઇઓને ઓટલે ગયો તો ત્યાં જુરી ભરાઈ જોઇ ઘરમાં જઈ ડાક્ટર **સીડની સ્મીથ** લાસો ચીરી તપાસતો હતો ત્યાં ઉભો. **પીરોજ બાઈની** પ્રથમ અને તે પછી **બચુબાઇની** લાસો તપાસી, તેમાં **પીરોજબાઇના** જમણા ગાલપર પાથી અર્ધા ઈંચ લંબાઇના વાંકા આકારો નખોર્યાં જેવાં આસરે બારેક પડ્યા જણાતા હતા, પણ ચામડી ફાટી નહતી, છતાં તેનો રંગ રાતો હતો. આખા મ્હોંપર ધૂળ લાગી હતી અને ગર્દનની જમણી બાજુએ ઘણો ઉંડો જખમ આસરે અર્ધા ઇંચ પ્હોળો અને એક ઇંચ લાંબો હતો. તેની બ્હારની બાજુએ એ બીજો જખમ જેને હું નખોર્યું સમજ્યો પણ હાથ લગાડી તપાસતાં તે નખોર્યું નહતું એમ મેં ડાક્ટર **સ્મીથને** કહ્યું. જમણા કાતરાપર આસરે બારેક અર્ધા ઈંચ પ્હોળાઇના રાતા રંગના અને તેની નીચે અર્ધ ગોળાકાર જેવા પંદરેક ઘસરકા જણાતા હતા. ડાબી જાંઘપર કશું નહતું. અંદરનો પડદો પાંચ ઈંચ જેવડો ફાટેલો હતો. જમણા પગનો નળો અને જાંઘની વચ્ચેનો ભાગ હાડકાંમાંથી ભાંગ્યો હતો. બરડો છૂંદાઈ જઇ જાંબૂડા ડાઘા પડ્યા હતા. ચીરીને તપાસતાં જમણી બાજુની બે પાંસળી ભાંગી ગયલી જણાઈ પાસે લોહી ભરાયું હતું. કલેજાના માંહલા ભાગમાં ન્હાનો સરખો જખમ હતો. ડાબા પગના ભાંગેલા ભાગની ઉપર ઘસરકા હતા."

"**બચુબાઇના** ડાબા ગાલપરના ઘણા જખમોમાં ધૂળ ભરાઈ હતી. નીચલું જડબું ભાંગી ગયું હતું અને ઉપલામાંનો એક દાંત ભાંગી ગયો હતો. હડપચી ઉપર નાનો જખમ હતો અને ડાબા હાથનું કોણી સૂધીનું હાડકું ભાંગી ગયું હતું. ડાબા થાનપર માણસના હાથથી ભરાયલા બાચકા જેવી પ્હોળી, ગોળ અને ઉંડી પાંચ નીશાની નખોર્યાં સરખી જણાતી હતી. જમણી થાપાની ઉપર આસરે બે ઇંચ ઉંડો અને અર્ધો ઇંચ લાંબો આરપાર જખમ થયલો હતો. જમણી જાંઘપર આસરે પાંચ છ ઇંચ લાંબા અને એક ઇંચના આઠમા ભાગ જેટલા પ્હોળા, કેટલાક ઉંડા અને કેટલાક છાછરા પંદરેક ઘસરકા પડેલા હતા. કેડનો નીચલો ભાગ પાછળી બાજુએ છુંદાયલો હતો. જાંઘ અને કુલાં ઉપર ધૂળ હતી, છાતીનું હાડકું ચીરી જોતાં ભાંગેલું, ફેફસું અને કલેજું ફાટેલું અને બાજુના ખાડામાં ઘણું લોહી એકઠું થયું હતું તેમ કાન તથા નસકોરામાંથી લોહી વ્હેતું હતું." કોરોનરના પૂછવાથી સાક્ષીએ સવિસ્તર બ્યાન કર્યું.

ડાકટર **સ્મીથ** ઘણી સંભાળથી તપાસ ચલાવતા હતા અને નોંધ પણ લેતા હતા, હું ઉભો રહી જોતો હતો પણ નોંધ લેતો નહતો. અત્રે જૂબાની આપવા આવવા વિષેનો મને ખ્યાલ સરખો નહતો. **પીરોજબાઇના** ગર્દનપરની નીશાની નખોર્યાં સરખી જણાવતાં **ડા.સ્મીથના** મદદનીશે હાથ ફેરવી 'નખોર્યું નથી' જણાવ્યું. તે પછી મેં તથા ડા. **સ્મીથે** હાથ ફેરવી જોઈ કહ્યું કે 'નખોર્યું નથી.'

"તેના કહેવાથી તમે તમારો અભિપ્રાય ફેરવ્યો કે?" **મિ. બ્રુઇને** ઇન્તેજારીથી પૂછ્યું.

"તેનો તમે કે તમારો તેણે ફેરવ્યો?" કોરોનરે વચ્ચે પડી પૂછ્યું.

"એક બીજાનો અભિપ્રાય અમે કોઇએ પણ ફેરવ્યો નહતો?" સાક્ષીએ ન ગભરાતાં ચોકસાઈથી જવાબ આપ્યો.

"બીજાં નખોર્યાં દેખાડતાં ડા. સ્મીથે કહ્યું કે 'તે નખોર્યાં નથી' પણ 'આટલાં બધાં ઉંડાં અને છૂટાં હોવાથી હોઈ શકે નહી' એમ કહ્યાની યાદ નથી. બચુબાઇની છાતીપરના ડાઘા ગોળાકારના એક ઇંચના આઠમા ભાગ જેટલા હતા."

"સાક્ષી એવિષે પ્રથમ બોલ્યો છે અને તમે બેવડા ગોળ કરાવ્યા છે!" કોરોનરે ગંભીરાઇથી મિ. બ્રુઇન તરફ જોઈ ટીકા કર્યા.

"આજ સૂધીના અનુભવમાં એટલાં ઉંડાં નખોર્યાં ત્રણ ચાર વેળા જોયાં છે પણ ચોકસ વેળાની યાદ નથી. જખમી ચામડી ફાટી તેમાંથી લોહી નિકળતું નહતું. સાધારણ સમજ અને અનુભવ ઉપરથી 'નખોર્યાં હતાં એમ કહી શકું છું.' નખ જેવી વસ્તુથી થઈ શકે પણ બીજા કશાથી થઈ શકવાનું હું ધારતો નથી."

"ધારો કે કોઈ વસ્તુ માણસના નખ સરખી ધાતુની બનાવી છાતી સાથ દાબી હોય તો તેથી 'નખોર્યાં' સરખી છાપ પડે કે નહિ?" મિ. બ્રુઇને પ્રશ્ન કર્યો.

"બરાબર 'નખોર્યાં' સરખી પડે નહિ;" સાક્ષી પોતાનો અચૂક અભિપ્રાય જણાવ્યો.

"ત્યારે તે બે વચ્ચે અંતર-ફરક શો?" મિ. બ્રુઇને ગંભીરાઇથી પૂછ્યું.

"સાક્ષી તેનો જવાબ આપતો નથી," કોરોનરે સાક્ષીને બદલે જવાબ આપ્યો.

"તે અંતર જોઈ શકું પણ વર્ણવી શકું નહી," સાક્ષીએ લાચારી દર્શાવી.

"આ નીશાની નખ સરખી છે?" મિ. બ્રુઇને પોતાના હાથપર નીશાની પાડી દેખાડી.

"હા, તેવી લાગેછે," સાક્ષીએ મિ. બ્રુઇનનો હાથ જોઈ કહ્યું. "પણ બચુબાઇની છાતીપર એવી નહતી. તે વધારે ગોળ આકારની હતી."

"ત્યારે મારા હાથપરની નીશાની નખોર્યાં નહતાં એમ જાણી તમે અજબ થશો?" મિ. બ્રુઇને સાક્ષીને ગુંચવી નાખ્યો.

"નહિ," સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

"આ નીશાની જુઓ." મિ. બ્રુઇને પોતાના હાથપર પાછી નીશાની પાડી સાક્ષીને દેખાડી.

"મિ. બ્રુઇનનો હાથ જુબાની તરીકે રજુ થનાર નથી માટે એના સંબંધી પૂછાયલા સર્વે સવાલો વ્યર્થ છે. તેમ એ નીશાની કેવી પ્રકારે પાડવામાં આવી હતી તેવિષે સાક્ષી પડી નથી," મિ. ક્રેગીએ વાંધો ઉઠાવ્યો.

"આમ અનિયમિત રૂઢીએ લેવાયલું કામ મને પસંદ નથી," કોરોનરે ટીકા કર્યા. "અને મિ. બ્રુઇન શી બાબત સાબીત કરવા ઇચ્છેછે તે સમજાતું નથી," કોરોનરે પોતાના મનનો ગુંચવારો દર્શાવ્યો.

"મિ. બ્રુઇન જે પ્રકારની તપાસ ચલાવે છે તે યોગ્ય છે," એક જુરરે મિ. ક્રેગીને કહ્યું.

"મિ. ક્રેગી હવણા મને પોતાનો વાંધો જણાવેછે તેમાં વચ્ચે બોલવાનો તમને હક્ક નથી," કોરોનરે પેલા જુરરને વચ્ચે બોલતો અટકાવી પોતાનો અધીકાર સમજાવ્યો.

"હું ટુંકી નજરનો છું," સાક્ષીએ મિ. બ્રુઇનના પૂછવાથી જણાવ્યું.

"એમની નજર વાસ્તે તમે વધારે પૂછવાના છો?" **મિ. બ્રુઇન** તરફ કોરોનરે જોઈ પૂછયું.

"નહિ," **મિ. બ્રુઇને** ધીરજથી ઉત્તર વાળ્યો.

"ત્યારે મારે પૂછવા પડશે," કોરોનરે કહ્યું. "તમે ચસ્મા ન્હેરો છો?" કોરોનરે સાક્ષી તરફ જોઈ પૂછયું.

"હા અને તેથી મારી નજર ઘણી સારી થઇ છે. વળી વ્હાડકાપ કરતાં ચસ્માને લીધે કશી હરકત પડતી નથી," સાક્ષીએ વધારી જણાવ્યું.

"**ડા. સ્મીથ** સાથે ઓરડામાં 'ચોકસ' કરવા ગયા નહિ હતા?" **મિ. બ્રુઇને** 'ચોકસ' શબ્દપર ભાર મૂકી પૂછયું.

"ત્યારે શું 'અચોકસ'?" કોરોનર ગંભીરાઈથી વચ્ચે બોલ્યો.

"મારા બોલવાનો ભાવાર્થ-મતલબ 'સંભાળભરી તપાસ' વિષે છે," **મિ. બ્રુઇને** ખુલાસો કર્યો.

"કોઈ પણ ડાકટર તપાસ ચલાવે તે 'સંભાળભરી' હોવી જોઇએ," કોરોનરે અભિપ્રાય દર્શાવ્યો. "અને સાક્ષી ઉપર અયોગ્ય હુમલા નહિ થવા દેવાય" આમ બોલી પોતાનો અધીકાર જણાવ્યો," આ ડાકટર સાક્ષીની વર્તણુકપર ટીકા થાય અને થાપ અપાય તો તે ધંધાથી ઉખડી જાય!" કોરોનરે ચિંતા સાથે સાવધપણું સમજાવ્યું.

"સાક્ષીપર કોઈ પણ રીતનો હુમલો કરવાની મારી મતલબ નથી." **મિ. બ્રુઇને** પોતાની ધારણાનો ખુલ્લો એકરાર કર્યો.

"પણ સાક્ષીની નજર વિષેના સવાલ માટે ખુલાસો થવા મને ફરજ પડી હતી;" કોરોનરે ઠરાવ ભરેલી રીતે પોતાનો વાંધો સમજાવ્યો.

"મરનારોની લાસોની તપાસ 'ખાસ' કરવાને ઈરાદે હું ગયો ન હતો," મિ. બ્રુઇનના પૂછવાથી સાક્ષીએ કહ્યું. "હું આ તપાસનું વૃતાંત–હેવાલ નિત્ય વર્તમાનપત્રોમાં વાંચુંછું; તેમાં ત્રણ ડાકટરોએ અત્રે આપેલી સાક્ષી પણ વાંચી છે, પણ તે કાંઇ મારા મનમાં રહી નથી; જેમ તે વાંચ્યાથી મારા વિચારમાં કશો ફેરફાર થયો ન હતો, તેમ મારા મતપર પણ અસર થઈ ન હતી, વળી હું આ તપાસમાટે ખાસ કાળજી રાખતો નથી." સાક્ષીએ મિ૦ ક્રેગીના પૂછવાથી પોતાનો આધીન મત દર્શાવ્યો.

"અચુબાઈની જાંઘપરની નીશાની માણુસના નખ સરખી હતી," સાક્ષીએ વધારે ખુલાસો કર્યો.

"બચુબાઈની છાતીપરની નીશાની તદન ગોળ ન હતી?" એક જુરરને સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"પણ તે નીશાની કેવા સંયોગોથી પડી હોય?" મિ. બ્રુઇને અભિપ્રાય માંગ્યો.

"ઉઘાડી અથવા એકલો સદરો હોય તો," સાક્ષીએ ખુલાસો કર્યો.

"સદરો, પેટી અને બદિયાન પ્હેરેલાં હતે તો પણ?" મિ. બ્રુઇને બધાં કપડાં દેખાડી પૂછ્યું.

"નહિ," સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

"જાંઘપરની નીશાનવાળી ચામડી ફાટી ન હતી, તેમ તે નખ સિવાય બીજા કશાથી ન પડે એવી હતી, માણુસના નખ જેવાં હથિયારથી પડે એ હું કહી શકતો નથી. પીરોજાબાઈની જાંઘ અને કાતરાપર પણ નખોર્યાં હતાં અને તે માણુસના નખ જેવાં ધારદાર અથિયારથી પડી ન શકે. પણ તેમાં અંતર શો

તે હું કહી શકતો નથી." સાક્ષીએ મિ. બ્રુઇનના પૂછવાથી ખુલાસા કર્યા.

"ધારદાર હથીયારથી આવી નીશાની કરી હોય તો અંતર જણાય?" એક જુરરે સવાલ કર્યો.

"હા, તે કાપાઓ જણાઈ આવે," સાક્ષીએ ખાત્રી આપી.

"ત્યારે તે બે વચ્ચે અંતર શો?" જુરરે સાક્ષીનો અભિપ્રાય જાણવા હઠ કરી.

"હથિયારથી ચામડી કપાઈ જાય અને નખથી નહિ." સાક્ષીએ ખુલ્લે ખુલ્લો પોતાનો આધીન મત દર્શાવ્યો.

"નખથી ચામડી કપાય જ નહિ," સાક્ષીએ મિ. બ્રુઇનને ખાત્રીથી કહ્યું.

"મિ. બ્રુઇન 'ચામડી નખે કપાય જ નહિ' એમ બોલાવવા ચાહે છે." કોરોનરે મિ. બ્રુઇનના મતનો મુદ્દો જણાવ્યો.

"પણ તેમ નથી, ઘણા જોરથી નખ મારવામાં આવ્યા હોય તો લોહી નિકળે, નખોર્યાથી લોહી નિકળવા જેવા કાપ પડે તેમાં અને નખ જેવાં અથિયારથી પડે તેમાં, ખરી ચામડી કપાઇ હોય તો હું અંતર પારખી શકું નહિ, પણ આ સર્વ નીશાનીઓમાં કોઈ લોહી કહાડી શકે એવી ખરી ચામડીને કાપનાર હતી નહિ." સાક્ષીએ પોતાના એકરારનો ખુલ્લો મુદ્દો સમજાવ્યો.

"હથિયાથી નીશાની પડી હોય પણ લોહી નહિ નિકળ્યું હોય તેમાં અને લોહી નહિ કહાડે એવા નખ વચ્ચેના અંતર વિષે હું કહી શકતો નથી. નખ સરખાં અથિયારથી જખમ થયો હોય તો ચામડીપર લોહીની છારી બંધાઇ આવે, જો તેટ-

લુંજ જોર વપરાયું હોય તો, પણ આકાર વગેરેમાં તો જૂદાં પડે."
મિ. બ્રુઇનના પૂછવાથી સાક્ષીએ વધારે ખુલાસા કર્યા.

## પ્રકરણ ૨૫ મું.

### કોરોનરની તપાસ—૧૦ મો દિવસ.

### (૪૦ યાકુબ સમસુદ્દીનની સાક્ષી.)

"હું પોલિસ હવાલદાર છું. ગઇ તા. ૨૫ મી એપ્રિલે સાડા-ત્રણ ને દસ મિનિટે હાઇકોર્ટના નીચલા ખંડમાં ૫૧૭ નંબરના સિપાઇએ આવી બે પાર્સિ સ્ત્રીઓ રાજાબાઇ ટાવર ઉપરથી પડવાની ખબર બે છોકરાઓથી મળેલી જણાવવાથી તેને જ-વાનું કહી, પરોસની ચોકીપરના સિપાઈ આદમને લઈ હું પણ ગયો. ત્યાં ટાવરના ઝરૂખા આગળ પડેલા લોહીના બે ધાબાં પાસે પાર્સિ દાદાભાઈ ગાડીવાળો અને તેની બાજુમાં નંબર ૫૧૬ નો સિપાઈ હતો. તપાસ કરતાં જણાયું કે પેલાજ પાર્સિએ લાસ ખસેડી પગથી ઉપર મૂકી હતી અને તેથી તેના લેંગાપર લોહી-ના ડાઘા પડ્યા હતા. એક બાઇના હાથના આંગળાં હાલતાં જોયાં અને પેલા પાર્સિએ તેજ બાઈની નાડી ચાલતી જણા-વ્યાથી પોલિસ સિપાઇ પાસે ગાડી મંગાવી તે શેઠ ગોકળદાસ તેજપાળવાળી ઇસ્પિતાલમાં લઈ જવા જણાવ્યું. હાઇકોર્ટમાંથી આવેલા હવાલદારને મિ. મેકડર્મટને તેડાવા મોકલ્યો અને આદમને લાસ આગળ ઉભો રાખી હું ટાવરના બારણા આગળ ઉભો રહ્યો. રામજી હવાલદાર અને ૮૩૪ નંબરના સિપાઇને યુનિવર્સિટિના હવાલદાર આત્મારામ સાથે ટાવરપર મોકલ્યો. એટલામાં બે યુરોપિયનોએ આવી લાસ જોઈ ટાવરપર જવા ચાહવાથી તેમને જવા દીધા. સેસન કોર્ટમાંથી બાપુ સિપાઇ

**આવ્યો તેને યુનિવર્સિટિની ચારે બાજુએ તપાસ રાખવા કહ્યું. મિ. મેકડર્મટ આવી પ્હોંચ્યા તે વેળા ઘણા લોક એકઠા થયા હતા" કોરોનરના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.**

"ટાવર ઉપરથી ઉતરી કોઈ જતું ન રહે તે સારૂ હું બારણા આગળ ઉભો હતો," **મિ. બ્રુઇનને** જવાબ આપ્યો.

"લાસ અને બારણા બેઉ ઉપર નજર રાખી, ટાવરપરથી ઉતરનારને પકડવા તલપી રહ્યો હતો અને ઉપર શું બનાવ બન્યો તે જાણવા ઇચ્છા રાખતો હતો. હવાલદાર અને સીપાઈ તપાસમાટે મોકલવાનું કારણ એટલું જ કે કાંઇ ખબર–ખુલાસો મળે." કારોનરની તપાસમાં વધારે ખુલાસા કર્યા.

"ટાવરપરના બારણાને અડગરો દઈ, લાયબ્રેરીના નીચેનાને કૂંચી દઇ બંધ કર્યો; **મિ. મેકડર્મટ** આવ્યા અગાઉ લાયબ્રેરીમાંથી કોઈ બ્હાર ગયું ન હતું. ત્યાં આગળ આવી ઘડિયાળમાં જોતાં પોણાચાર વાગેલા જણાયા હતા." મિ. બ્રુઇનને સાક્ષીએ ઉત્તરો આપ્યા.

"**આત્મારામ** હવાલદારને બનેલા બનાવ વિષે પૂછવાથી 'કશી ખબર નથી' કહ્યું હતું." કોરોનરના પૂછવાથી જણાવ્યું.

"મેદાનની પોલિસ સાથે તને કશો સંબંધ નથી?" **મિ. બ્રુઇને** સવાલ કર્યો.

"અગત્ય જણાતું કામ હું કરૂં" સાક્ષીએ ઉત્તર આપ્યો.

"અપરાધ થતી વેળા આખી પોલિસ એક સંપે કામ નહિ કરતી હોય તો એવા ધોરણ વિષે ચર્ચા ઉઠવા જેવા **મિ. બ્રુઇન** સવાલ કરે છે," કોરોનરે ટીકા કર્યો.

"**આત્મારામને** હવાલદાર સાથે તપાસ કરવા જવાનું કહ્યું ત્યારે તે ગભરાયલો કે ઉપર જવા અચકાયો નહતો. યુનિવર્સિ-

ટિના નીચલા ખંડની બારીઓ બંધ હતી કે નહિ તે મેં તપાસી નહતી.” જૂરીના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

“ટાવરની દક્ષિણ બાજુએથી લાયબ્રેરીની અગાસીપર થઇને જવાનો દાદર છે તેનું બારણું ઉઘાડું કે બંધ હતું તે મેં જોયું નહતું, તેમ તેની તપાસ રાખવા કોઇને મોકલ્યો નહતો. **માણુ** હવાલદારે એ બારણા વિષે નહિ પણ ‘સબ બંધ હે’ કહ્યું હતું **મિ.** ક્રેગીના પ્રશ્નોના ઉત્તરો સાક્ષીએ દીધા.

## ( મિ. મેકડર્મેટની વધૂ સાક્ષી. )

“ચારમાં દસ મિનિટ ઓછીએ વિકટોરિયામાં બેસી હું આવી પ્હોંચ્યો ત્યારે યાકુબ હવાલદાર ટાવરપર જવાના બારણા આગળ ઉભો હતો. એક લાસ પગથીપર પડી હતી અને એકને હાસ્પિટાલમાં લઈ જવા વિષેના સમાચાર સાંભળી ટાવરની આસપાસનાં સર્વે બારીબારણાં તપાસતાં તે બંધ જણાયાં. પણ બ્હારથી ઉઘડી શકે તે, તેમજ સર્વે બારીઓને અંદરથી કડી લગાડેલી હતી કે નહિ તે હું કહી શકતો નથી. પણ ટાવરની અંદરથી કોઈ નાસી નહિ જાય તેની તપાસ સારૂ સીપાઇઓને આસપાસ ફરતા રાખી, **મિ. સ્ટાનફોર્ડ** આવ્યો તેને ટાવરપર તપાસ કરવા મોકલ્યો એટલામાં લાસને વિકટોરિયામાં લઈ સિપાઈ પાછો આવ્યો તે વેળા મળેલા ટોળામાંથી મરનાર બાઈઓના સંબંધમાં જાણનાર પાર્સિને દેખાડવાથી પકડ્યો.”

“તેનું નામ શું?” કોરોનરે પૂછ્યું.

“**માણેકજી અસલાજી,**” સાક્ષીએ જણાવ્યું.

“એને હું આગળ ઓળખતો નહતો, ટોળે મળેલા લોકો ઘણો ઘોંઘાટ કરતા હોવાથી એને પકડી સામેના મેદાનમાં લઈ ગયો. ત્યાં ઇન્સ્પેકટર **મિ.** બ્રિસ્કોના દેખતાં મને કહ્યું કે ‘એક

સિપાઈ બગલમાં બાટલી સાથે અને મરનાર બાઇઓ ઠેઠ ઉપ-રની અગાસીપર હાઇકાર્ટની બાજુએ ઉભેલાં હતાં. **માણેકજીના** કપડાં તપાસતાં તેનું બદિયાન ચીરાયલું હતું તેને **મિ. બ્રીસ્કો** સાથ મેદાનની ચોકીપર મોકલી, મદદનીશ પોલિસ કમિશનર અને કોરોનરને તેડવા મોકલ્યું. યુનિવર્સિટિના મદદનીશ રજિ-સ્ટ્રાર **મિ. ભંડારકર** પાસે કૂંચી મંગાવતાં તે સાડાપાંચ વાગે આવી પ્હોંચવાથી લાયબ્રેરીનું બારણું ઉઘાડી પ્હેલા માળ ઉપર જઈ બ્હારની આગાસીપરથી નીચે આવવાના બારણાં તપાસ્યાં તો તે કુંચીથી બંધ કરેલાં હતાં, તેમ જ અગાસીપરથી ટાવરપર જ-વાના બારણાને પણ હતું. ઉત્તર બાજુના મીનારાની અગાસી-પરથી ટાવરપર જવાનો માર્ગ નથી. એ જ દિવસે હું ટાવરપર ગયો હતો નહિ. મદદનીશ પોલિસ કમિશનરના હુકમથી બેઉ લાસોને લાયબ્રેરીના નીચલા ખંડમાં મૂકી હતી. તેમના ઉપર કપડાં કેમ હતાં તેની ખબર નથી પણ **બચુબાઇના** આંગપર કાળી સાડી, રાતો પોલકો, સફેદ પેટી, સાદરો, મોજા, કાળાં બૂટ, અને કાળી ઈજાર હતાં; માથાબાંધણું હતું નહિ અને પોલ-કાના બટન પોયલાં હતા. **પીરોજબાઇએ** પીળાં બૂટ, અને પીરોજારંગની ઈજાર સિવાય બીજા સર્વે કપડાં સરખાં જ પણ માથાબાધણું બાંધ્યું હતું. કોરોનરના હુકમથી લાસો આખી રાત તેમને ઘેર લઈ જઈ રાખવામાં આવી. એ સઘળો વખત પોલિસ સાથેની સાથે જ હતી. બીજે દિવસે જુરી આગળ લાસોપરથી કપડાં ઉતાર્યાં તે વેળા **બચુબાઇએ** પ્હેરેલી પેટીમાં પોયલાં નવ રૂપાના બટન મળી આવ્યાં હતાં.”

“બનાવ બન્યા પછી હું આવ્યો ત્યારે ‘બાઇઓપર હુમલો કરી ખૂન કરવામાં આવ્યાં છે’ એવી બૂમ એકઠા મળેલા પાર્સિઓના ટોળાં જેમાં થોડાક યુરોપિયનો પણ હતા તેમાં પડી રહી હતી.”

"આખી રાત્ર ટાવરની આસપાસ પોલિસનો પ્હેરો રાખ્યો હતો, બીજે દિવસે સવારે સાત વાગે ઈન્સ્પેકટર **સ્ટાનફોર્ડ**, **મિ. લોંડ**, ડાકટર **મેકડાનલ્ડ**, **મિ. ભંડારકર** અને બીજાઓ સાથ અત્રે આવી, પોલિસને પ્હેરો કરતી જોઈ, અમે સર્વે ટાવરપર જઈ, ત્યાંના સર્વે ઓરડાની બારીકીથી તપાસ કરી પણ ખેંચતાણની નીશાની જણાઈ નહિ. વળી બધા ઓરડાઓ બંધ હતા." કોરોનરની તપાસમાં જણાવ્યું.

"સર્વે બારણાં બંધ પણ ટાવરપર જવાનું બારણું ઉઘાડું હતું અને હવાલદાર ત્યાં ઉભેલો હતો. **આત્મારામ** હવાલદારને અહિં નહિ પણ ચોકીપર જોયો હતો. **મિ. લોંડ**ના માણસને જોયો ન હતો. આસપાસ ફરીને જોતાં નીચલા ખંડની સર્વે બારીઓ બંધ હતી એમ મારી ખાત્રી છે. યુનિવર્સિટિનો જે એક કલાર્ક બારીને માર્ગે નાસી ગયો છે તેને તથા તે વિષેની ખબર આપનાર સિપાઈ **ભીવા**ને સાક્ષી માટે બોલાવવામાં આવશે."

"**માણેકજી**ને પકડ્યો ત્યારે તેણે કાળો ડગલો, સફેદ બદિયાન સદરો, સફેદ પાટલૂન, અને સાધારણ સ્લીપર પ્હેરેલાં હતાં. તે પરના ભરત વિષે મને ધ્યાન નથી. પાછલી રાત્રે ત્રણ વાગે પ્હેરેલાં કપડાં સાથે છોડી મૂકયો હતો. તેની પાઘડી અને સ્લીપર સિવાય બીજાં સર્વ કપડાં તેનાં શરીરપર પ્હેલે દિવસે પ્હેરેલાં હતાં તેજ હાલતમાં પોલિસના સ્વાધીનમાં છે.

"જ્યારે પાર્સિ ડાકટરો તપાસતા હતા તે વેળાએ લાસો ઉપરના કપડાં મેં પૂર્તિ સંભાળથી જોયાં હતાં, તેમાં **બચુબાઈ**ની લાસપર કસ્તી હતી કે નહિ તે કહી શકતો નથી પણ **પીરોજબાઈ**ની લાસપર તો હતી." **મિ. ક્રેગી**ને ખુલાસો આપ્યો.

"**માણેકજી અસલાજી**નાં કપડાં તપાસતી વેળા તેનું શ-

રીર તપાસ્યું ન હતું. તેનું બદિયાન ચીરાયલું જોઈ શક જવાથી બેને પાછલી રાત સૂધી ચોકીમાં રાખ્યો હતો, તેને પ્રથમ જોયો ત્યારે તે ગભરાયલો ન હતો."

"દક્ષિણ બાજુના મિનારાપર જવાના દાદરપર નીચેનું બારણું બંધ છતાં માણુસ આવજા કરી શકે એવી જગા છે, તેમ મજલાની અગાસીપરથી ઉપલું બારણું બંધ છતાં આવા ખાંચાવાળા દાદરપરથી કોઇ માણુસ જઈ શકે."

"મરનારોની લાસ જોયા પછી એક પાર્સિને મેં કહ્યું હતું કે 'બાઇઓ ઉપર હુમલો થયો છે; લાસોપરની નીશાનીઓ બરોબર વાંકો વળી જોતાં તેમાંથી લોહી નિકળતું ન હતું છતાં જખમ એટલા ઉંડા હતા કે તે માણુસના નખ સરખા લાગ્યા નહિ." જુરીની તપાસમાં જણાવ્યું.

"પણ તમે શરીરના કયા ભાગપર જોયા તે જુરીને કહેવું જોઇએ," કોરોનરે સમજ પાડી કહ્યું.

"બચુબાઈની જાંઘ અને પીરોજબાઈના કાતરાપર." સાક્ષીએ ઉત્તરવાળ્યો.

"ઈજારને તમે શું ખસેડી હતી?" કોરોનરે શંકા કરી.

"ડાકટરોએ તપાસ માટે ખસેડી હતી." સાક્ષીએ જવાબ દીધો. "વળી લાસો ઉઘાડી હતી."

"નખોર્યાની નીશાની નથી એમ ડાકટરોને મેં કહ્યું ન હતું પણ તેમાંથી લોહી નિકળતું નથી એ વિષે મેં તેમનું ધ્યાન ખેંચ્યું હતું." જુરીને જવાબ આપ્યો.

"**માણેકજી અસલાજી** સાથે ટાવરપરથી મળી આવેલા બીજા પાંચ જણને પણ ચોકીપર મોકલી આપ્યા હતા. આત્મારામ હવાલદાર, મિ. લોંડના સિપાઇ અને યુનિવર્સિટિના

બીજા સિપાઇઓને પણ ચોકીપર બોલાવી મંગાવ્યા હતા. એ સઘળાઓને પાછલી રાત્રના ત્રણ વાગે છોડી બીજે દિવસે સવારે જુરી આગળ હાજર થવાનો હુકમ કર્યો હતો. વળી એમના સંબંધમાં છૂપી પોલિસની મારફત તજવીજ ચલાવી હતી." મિ. બ્રુઇનના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

## (૪૧ ભીવા દૌલતની સાક્ષી.)

"હું યુનિવર્સિટિ લાયબ્રેરીમાં હમાલની નોકરી કરૂંછું અને કોલભાટની ગલીમાં રહું છું. તા. ૨૫ મી એપ્રિલે સવારે આવી કચરો કહાડી, દીવાનખાનાની પૂર્વ પશ્ચિમની બે બે બારીઓ ઉઘાડી, ઉત્તરની પણ ઉઘાડી હતી. મદદનીશ રજિસ્ટ્રાર અને બીજા કલાર્કો ત્રણ વાગ્યાના ગયા હતા. પણ નાના કીલીદાર રહ્યો હતો. આસરે સાડાત્રણે મરનાર સ્ત્રીઓ દીવાનખાનાને માર્ગે ઉપર ગઇ, તેમના હાથમાં શું હતું તે હું દૂર બેઠો હોવાથી જોઈ શકયો ન હતો."

"પણ તેં બાટલી તો જોઇ હતી?" કોરોનરે ખુલાસો પૂછ્યો અને સાક્ષીએ તે જોયા વિષેનો એકરાર કર્યો.

"દૂર હોવાથી બીજા કશા શિવાય માત્ર બાટલી દેખાઈ?" કોરોનરે ટીકા કર્યા કે 'તારે તેમાંથી કાંઈ મેળવવાનું હતું?' "વારૂ તે બાટલીમાં કાંઈ હતું?"

"તે ખાલી હતી," સાક્ષીએ જવાબ આપ્યો.

"તું દૂર હતો ને કેમ જાણ્યું?" કોરોનરે શંકા કરી.

"આડી પકડેલી હતી તેથી," સાક્ષીએ પોતાનો અભિપ્રાય જણાવ્યો.

"ઉભી પકડી હોત તો ભરેલી સમજતે?" કોરોનરે પૂછ્યું. "વારૂ તે કોલોનવોતરની બાટલી હતી?"

"નહી, ચમ્પીનની." સાક્ષીએ ઉત્તર વાળ્યો.

"હં! ત્યારે ચમ્પીનની બાટલીને લીધે તારૂં ધ્યાન બીજી વસ્તુપર ન ગયું કે?" કોરોનરે મશ્કરી કરી. "તે વખતે તું શું કરતો હતો?"

"બીડી પીતો, હતો" સાક્ષીએ કહ્યું. "તેઓ ગયા પછી ૨૫–૩૦ મિનિટ બાદ પશ્ચિમની બારીઓ બંધ કરતો હતો તે વેળાએ ઝરૂખા આગળ એક મોટો ધબાકો થયો સંભળાયો, તેની દરકાર ન કરતાં હું તો બારીઓ જ બંધ કરવા મંડ્યો એટલે તો બીજો ધબકો થયો તેથી ઉત્તર તરફ જઈ બારીમાંથી બ્હાર જોતાં બે જણ પડેલાં દેખાયાં. તેમને મેં મોગલ ધાર્યાં! આ વિષેની ખબર નાના કેશીયરને આપતાં જ તે ધાસ્તી ખાઈ જોવા નહિ જતાં પૂર્વની બારીએથી કુદીને નાસી ગયો."

"પાઘડી વગર?" કોરોનરે પૂછ્યું.

"પાઘડી પ્હેરીને," સાક્ષીએ ઉત્તર આપ્યો. "તીજોરી બંધ કરીને ગયો. તે વેળા તે કાંપતો ન હતો, પણ ગભરાઇ અને ગુંચવાઇ ગયલો જણાયો હતો. મેં તેને ખોટી રહેવા કહ્યું નહતું.

"ધબાકા સંભળાયા અગાઉ પૂર્વની બારીઓ બંધ કરી ન હતી પણ તે પછી બંધ કરી; ઉત્તર તરફ જવાની અગાઉ પશ્ચિમની બંધ કરી હતી, કારણ ઉત્તર તરફની કેટલીક બારી મદદનીશ રજિસ્ટ્રાર જવા અગાઉની બંધ હતી. બાકીની મોગલો પડ્યા જોઇ બંધ કરી ખીલી દીધી;" **મિ. બ્રુઇનને** ખુલાસો કર્યો.

"કેશીયરની માફક તું પણ ગભરાયો હતો કે?" કોરોનરે મશ્કરીમાં પૂછ્યું.

"હા, ને નાસવા લાગ્યો હતો." સાક્ષીએ જવાબ દીધો. "મારા શેઠને ખબર કરવા દોડ્યો હતો."

"બધી બારી બંધ કરી રહ્યા પછી **આત્મારામ** આવ્યો, તેને ઉપરના બારણાં બંધ કર્યાનું પૂછવાથી મારી પાસેથી તેનું કારણ માંગ્યું. મેં બે માણસો પડ્યાનું જણાવી તેને પાછો બારીઓ અને બારણાં બંધ કરવા મોકલ્યો." **મિ. બ્રુઈન**ની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"તે વેળાએ તું એકલો જ હતો?" કોરોનરે પૂછ્યું.

"નહિ, કેશીયરપણ હતો," સાક્ષીએ કહ્યું.

"શું ત્યારે સર્વ બારીઓ બંધ કર્યા પછી **આત્મારામ** સિપાઈ સાથે વાત કરી એ બધો વખત કેશીયર હતો?" કોરોનરે ગુંચવાડો બતાવ્યો.

"નહિ તે નાસી ગયો હતો," સાક્ષીએ ખુલાસો કર્યો. "પણ **આત્મારામ** ઉપર જઈ આવ્યો તેટલો વખત હું બહુ ગભરાટમાં હતો. તે ઉતાવળે નીચે આવી, ઝરૂખા આગળ જઈ ત્યાંનાં બારણાંને કૂંચી દઈ આવ્યો તે કૂંચી લઈ હું મદદનીશ રેજીસ્ટ્રાર **મિ. ભંડારકર**ને ઘેર ગયો.

"શાની કૂંચી લઈ ગયો?" **મિ. બ્રુઇને** પૂછ્યું.

"બ્હારના બારણાની," સાક્ષીએ જણાવ્યું.

"મેં **મિ. ભંડારકર**ને બે જણ તુટી પડ્યા વિષે જણાવ્યું હતું; પણ હું ગયો ત્યારે તેઓ જીવતા હતા કે નહિ તે મેં તેમને જોયાં નહતાં."

"આંખ બંધ કરીને ચાલતો હતો?" કોરોનરે ટકોર કરી.

"ગભરાટને લીધે તેમની તરફ સીધે માર્ગે ન જતાં દક્ષિણ બાજુએ આંટો ખાઈ બ્હાર પડ્યો હતો; તેમ પોલિસને પણ ખબર આપી નહતી. પડેલાં માણસોને મેં ન જોયાં કારણ મને ધાસ્તી લાગી હતી." સાક્ષીએ કહ્યું.

"તારા શેઠોએ તને એ ઈમારતની સંભાળ લેવા રાખ્યો છે છતાં મરણ પામેલા મોગલને જોતાં ગભરાયો તો તરવાર લઈ ચોરો આવે તો તું શું કરે?" કોરોનરે ઘણી ગંભીરાઈથી સાક્ષીની ચાલ વિષે ટીકા કર્યા.

"બારીઓ બંધ કરતાં કેટલી વેળ લાગી?" એક જુરરે પૂછ્યું," અને ગભરાટમાં એકાદ બારી ખીલી દીધા વગરની પણ રહી હોય!"

"ઘણા થોડા વખતમાં બંધ કરી હતી; પણ ખીલી તો બધીને દીધી હતી," સાક્ષીએ ખાત્રીથી જવાબ દીધો.

"હું ને **આત્મારામ** બ્હાર આવ્યા પછી તે ત્યાં ઉભો હતો પણ સાંજે તે જણાયો નહતો. મોટું બારણું બે વાગ્યાથી બંધ હતું પણ કોણે કર્યું હતું તેની ખબર નથી. મેં તો બાજુનું બારણું બંધ કર્યું હતું. **આત્મારામે** નીચેનું કોઈ બારણું બંધ કર્યું નહતું." **મિ. ક્રેગી**ની તપાસમાં સાક્ષીએ આટલો ખુલાસો કર્યો.

"આત્મારામ ટાવરના બારણા આગળથી લાસ જોતો ઉભો હતો; હું ગયો ત્યાં સૂધી કોઈ પોલિસનો સિપાઈ ત્યાં આવી પ્હોંચ્યો નહતો. એ સમયે આસરે પોણાચાર થયા હશે; પણ મેં કાંઈ ઘડિયાળ જોયું નહતું. શેઠને ત્યાંથી એક પોલિસ સિપાઈ સાથે સુમારે સાડાપાંચે પાછો કૂંચી લઈ આવ્યો ત્યારે જોતાં મોગલને બદલે 'બે પાર્સિ સ્ત્રીઓ' જણાઇ હતી." કોરોનરને સાક્ષીએ જણાવ્યું.

"બારીઓ બંધ કરતાં કરતાં એક પછી એક એમ બે ધબાકા સાંભળી બારીમાંથી જોઈ કેશીયરને ખબર આપ્યા પછી તે નાસી ગયો અને ઉપરથી **આત્મારામ** આવ્યા પછી બારણું બંધ કરી બ્હાર ગયા એ સર્વ કરતાં કેટલો સમય વીત્યો હશે?" એક જુરરે પ્રશ્ન કર્યો.

"બે ત્રણ મિનિટ." સાક્ષીએ ઉત્તર આપ્યો. આ ઉત્તર સાંભળી સર્વે હસી પડ્યા.

"બસ એટલો જ સમય?" કોરોનરે મશ્કરી કરી પૂછ્યુ.

"છ સાત મિનિટ થઈ હશે." સાક્ષીએ કહ્યું. "હું બ્હાર નિકળ્યો ત્યાંસુધી પોલિસનો કોઇ સિપાઈ ત્યાં આવ્યો નહતો." સાક્ષીએ વધાર્યું.

"મિ. લૉંડના સિપાઈ ગંગાજી હીરૂજીને જતી વેળા નળ આગળ કે કોઈ બીજી જગાએ દીઠો નહતો; બગીચામાં ઘણાં માણસો હતાં પણ તેમાં કોઈ પાર્સિ હોવાવિષેનું ધ્યાન નથી. આગલી બાજુએ થોડા જ હતા. બેઉ જણ પડ્યા અગાઉ કશી બૂમ સંભળાઈ નહતી, તેમ ટાવરનું નીચલું બારણું બંધ હોવાની મને ખબર નથી." જુરીની તપાસમાં સાક્ષીએ ઉત્તરો આપ્યા.

"પોલિસ તરફના સાક્ષીઓ પૂરા થયા છે, તો હું કાંઈક સાક્ષી રજુ કરવા ચાહું છું." મિ. ક્રેગીએ ઉઠી કોરોનર તરફ જોઈ જણાવ્યું.

"જુરીએ તે સાંભળવાની ફરજ છે." કોરોનરે ઉમેર્યું.

"અર્જુન રામા નામના હાઇકોર્ટના રેજિસ્ટ્રાર જનરલના સિપાઇને સાક્ષી તરીકે બોલાવુંછું." મિ. ક્રગીએ સાક્ષીને રજુ કર્યો.

## પ્રકરણ ૨૬ મું.

### કોરોનરની તપાસ—૧૦ મો દિવસ (ચાલુ.)

### (૪૨ અર્જુન રામાની સાક્ષી.)

"રાજાબાઇ ટાવરપરથી બે સ્ત્રીઓ પડ્યાની યાદ છે?" મિ. ક્રેગીએ સાક્ષી તરફ જોઇ પૂછ્યું.

"સાક્ષીનું નામ ઠામ પૂછી પછી શું શું બોલવાનો છે તે બોલવા દેવો." મિ. બ્રુઇને સાક્ષીને નવે ધોરણે તપાસવામાટે વાંધો ઉઠાવ્યો.

"સાક્ષીની તપાસ મિ. ક્રેગી ચલાવે તો શું ખોટું છે?" કોરોનરે મિ. બ્રુઇન પાસે કારણો માંગ્યાં.

"બીજાઓને જેમ અત્યાર સૂધી તપાસ્યા તેમ જ આને પણ તપાસવો," મિ. બ્રુઇને પોતાના વાંધાનો ખુલાસો કર્યો.

"મિ. ક્રેગીની તપાસથી ન્યાયનો નિયમ તૂટે છે શું?" કોરોનરે એટલા ખુલાસાથી સંતોષ નહિ પામતાં વધારે કારણો જાણવા ઇચ્છા દેખાડી.

"હું તેવું કશું કહેતો નથી," મિ. બ્રુઇને કહ્યું. "મેં તો માત્ર સૂચના કરી."

"મોટી મ્હેરબાની;" કોરોનરે ગંભીરાઈથી ટકોર કરી. "સાક્ષીની તપાસ આગળ ચલાવો મિ. ક્રેગી."

"મારૂં નામ અર્જુન રામો, હું માટુંગે રહું છું અને રજિસ્ત્રાર જનરલની આફિસમાં સિપાઈની નોકરી કરૂં છું. બે પાર્સિ સ્ત્રીઓ ટાવરપરથી એક પછી એક એમ અર્ધિ મિનિટને અંતરે પડતી દીઠી, તે પ્હેલાં કેટલાક કાગળો ઉડતા હાઇકોર્ટના દક્ષિણપૂર્વના ચોક તરફ સંદાસમાં પીશાબ કરવાને પગથી ઉપરથી નીચે આવતાં દીઠા હતા. આ વખતે આસરે સાડાત્રણ વાગ્યા હશે, પ્હેલી પછી બીજી બાઇને પડતાં દીઠી તે સમયે અગાસીની બીજી તરફ ત્રણ માણસોને ઉભેલા જોયા હતા."

"પ્હેલી બાઇને પડતાં જોઈ તરત જ ઉપર નજર કરી હતી?" મિ. ક્રેગીએ પૂછ્યું.

"એમ પૂછાય નહિ," **મિ. બ્રુઇને** પાછો વાંધો ઉઠાવ્યો. "એમ પૂછો કે તમે શું કર્યું હતું?" **મિ. ક્રેગીને** સવાલ કરવાનો નિયમ દર્શાવ્યો.

"મેં કાંઈ કર્યું ન હતું." સાક્ષીએ ઉપલકયો જવાબ આપ્યો.

"સાક્ષીનો આવો ઉત્તર મારાથી લખાય નહિ," કોરોનરે પોતાને અશક્ત જણાવ્યો. "તે સવાલ સમજ્યો જણાતો નથી;" કારણ દર્શાવ્યું.

"તેમાં હું શું કરૂં!" નવાઈ સાથે **મિ. બ્રુઇને** નાચારી જણાવી.

"સાક્ષી પાસેથી મિ. ક્રેગી જે બાબત જાણવા ઇચ્છે છે તેને માટે કયે પ્રકારે પ્રશ્ન કરવો તે તમે સૂચવો, કારણ મૂખ્ય પ્રશ્ન માટે તમે વાંધો લીધો છે." કોરોનર **મિ. બ્રુઇનને** ઘણીજ ગંભીરાઇથી ગળે પડ્યા.

"હું કશું સૂચવી શકતો નથી." **મિ. બ્રુઇને** ફરીથી નાચારી જણાવી.

"તેથી કાંઈ સાક્ષીની જુબાનીનો અંત આવ્યો નથી," કોરોનરે જણાવ્યું. "બીજી રીતે પૂછાશે."

"સાક્ષીને રજુ કરનાર અને તપાસનાર હું છું માટે **મિ. બ્રુઇને** વચ્ચે વચ્ચે હરકત કરવી નહિ, જ્યારે ઉલટપુલટનો પ્રસંગ આવે ત્યારે તેણે બેલાશક પોતાના મુદ્દાઓ રજુ કરવા." **મિ. ક્રેગીએ** ખીજવાઇ જઇ ટીકા કર્યાં. "પ્હેલી બાઈ પડ્યા પછી તમે ટાવર તરફ નજર કરી હતી?"

"એમ પૂછાય નહિ." **મિ. બ્રુઇને** પાછો વાંધો લીધો.

"એમાં વાંધો લેવા જેવું કશું નથી," કોરોનરે ચુકાદો આપ્યો. "તમે ટાવર તરફ નજર કરી હતી?" સાક્ષીને પૂછ્યું.

"હા. મેં ત્રણ માણસોને ઉપર દીઠાં હતાં;" સાક્ષીએ જણાવ્યું.

"મેં આ સાક્ષીની સાક્ષ-જુબાની લખી છે અને ન્યાયના રક્ષણમાટે અત્રે સાક્ષી લઉં છું માટે **મિ. બ્રુઇને** હરકત કરવી નહી;" **મિ. ક્રેગીએ** ઘણા જોસથી ટીકા કર્યા.

"અમે પણ તે જ કારણસર આવ્યા છીયે." **મિ. બ્રુઇને** એકરાર કર્યો.

"હું **મિ. બ્રુઇનના** મતની દરકાર કરતો નથી." **મિ. ક્રેગીએ** તુચ્છાકાર દેખાડયો. "પ્હેલી બાઈ પડ્યા પછી તરતજ તમે ટાવરના મથાળા તરફ જોયું હતું?"

"એમ પૂછવા સામે મારો વાંધો છે." **મિ. બ્રુઇન** બોલ્યો.

"મને કશો વાંધો લાગતો નથી." કોરોનરે અભિપ્રાય અપ્યો.

"ત્યારે એ વિષે નોંધ લ્યો." **મિ. બ્રુઇને** કોરોનરપર નોંધ લેવા દબાણ ચલાવ્યું.

"ઠીક છે, હું લઇશ." કોરોનરે સમજુતી થવા તજવીજ કરી.

"પ્રથમ મારા વાંધાની નોંધ લો પછી સાક્ષીને પૂછાય." **મિ. બ્રુઇને** હઠ પકડી.

"એટલા ઉતાવળા કેમ થયા છો?" કોરોનરે **મિ. બ્રુઇ-નને** ધીરા પાડવા પ્રયત્ન કર્યો. "સાક્ષીને કહેવા દો, પછી તમારા વાંધાની નોંધ કરીશ."

"કદાચ તે ભૂલી જવાય;" **મિ. બ્રુઇને** વાંધો ચાલુ રાખ્યો.

"કોણ ભૂલી જશે?" કોરોનરે ભવાં ચડાવી ચીરડાઈ કહ્યું. તમારે **મિ. બ્રુઇને** ખાત્રીથી માનવું કે કાંઈ પણ 'ટીકા' બીજાઓ કરતાં પોતાઉપર લાગુ પાડવા."

"મારી ધારણા તમને ગુસ્સે કરવાની નથી." મિ. બ્રુઇને નમનતાઈ ભર્યો ઉત્તર આપ્યો.

"મેં પ્રશ્ન લખી, તમારા વાંધાની નોંધ લીધી; હવે શું કરાવવા ઇચ્છો છો?" કોરોનરે મિ. બ્રુઈનના વાંધાની નોંધ લઈ પૂછ્યું.

"વાંધાવાળા પ્રશ્ન વાજબી છે કે કેમ તે વિષે તમારો અભિપ્રાય દર્શાવી તે લખો." મિ. બ્રુઇને વધારે સૂચના કરી.

"લખ્યું છે તે વાજબી છે; હવે કાંઈ કહેવું છે?" કોરોનરે ગુસ્સાથી પૂછ્યું.

"ના." મિ. બ્રુઇને થંડે પેટે ધીરજથી જવાબ આ ો.

"ત્યારે હવે હરકત કરતાં અટકી કામ ચલાવવા દો." કોરોનરે તેટલા જ ગુસ્સાથી કહ્યું.

"બીજી બાજુએ માણસ ઉભેલો દેખાયાથી બીજી બાઇને નાંખી દીધી હોય એમ મને લાગ્યું. નાંખી દીધેલી બાઇને આવતાં જોઈ હતી."

"ટાવરના કયા ભાગ આગળ તમે જોઈ?" મિ. ક્રેગીએ પૂછ્યું.

"એમ નહિ પૂછાય!" મિ. બ્રુઇને વળી પાછો વાંધો લીધો.

"નકામી અડચણ મિ. બ્રુઇન કર્યા કરેછે." મિ. ક્રેગીએ દલગીરી સાથે લાચારી દર્શાવી.

"હું પણ એમ જ ધારૂં છું," કોરોનરે ટેકો આપ્યો. "આવી રીતે ચાલતાં આપણે કયારે તપાસ પૂરી કરીશું?" કોરોનરે અફસોસ કર્યો.

"તેને મેં ઘડિયાળના માથા ઉપર જોઇ હતી," સાક્ષીએ કહ્યું. વળી ઉપરથી પડતાં તે જણાઇ હતી તે વખતે માણસ

ધણો પાસે હતો, તે કયી જાતનો તે હું કહી શકતો નથી તેમ તેણે પાઘડી પ્હેરી હતી કે નહિ તે મેં જોઈ નહતી. તેનું માથું જોઈ શકતો હતો અને મને લાગે છે કે તેને માથે પાઘડી ન હતી. આ જોઈ હું ગભરાઇ ગયો હતો તેથી આફિસમાં જઇ સઘળી વાત અનંતા કારભારીને અને મિરેંડા નામે કલાર્કને કરી હતી પણ પછીથી બીજા કોઇને કરવાની યાદ નથી. બીજી બાઇને પડતી વેળા જે માણસને પાસે જોયો હતો તેને ઓળખી શકું નહિ. બાઈ પડ્યા પછી એકદમ આફિસમાં ચાલી ગયો તેથી પેલા માણસનું શું થયું તેની મને ખબર નથી. બાઈ પડી કે પેલો માણસ એકદમ જતો રહ્યો હતો તેની અર્ધિ છાતીનો ભાગ અને હાથ દેખાયા હતા તે પડતી બાઇને હાથ લગાડી શકે એટલો પાસે હતો." મિ. ક્રેગીની તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

"સાડા છ થઇ ગયા છે માટે સાક્ષીની ઉલટપુલટ તપાસ હવે બંધ કરવી." મિ. બ્રુઇને પોલિસ તરફથી સૂચના કરી.

"થાક લાગ્યો હોય તો ચાલી જાઓ," કોરોનરે ગુસ્સે થઇ મિ. બ્રુઇન તરફ જોઈ કહ્યું. "મારી કોર્ટ સાથે તમને શો સંબંધ છે?"

"આ સાક્ષીને મારે લંબાણથી તપાસવો પડશે;" મિ. બ્રુઇને પોતાની સૂચનામાં મુશ્કેલાઇનો વધારો કર્યો.

"પણ આની તપાસ કાલપર રાખવા અગાઉ આજે પૂરી કરવાની ઘણી અગત્ય છે;" કોરોનરે તકરારનો રદિયો આપતાં પોતાના અભિપ્રાયની મજબૂતી દર્શાવી.

જુરીના ઘણાક ગૃહસ્થોએ પણ કોરોનરનું કહેવું સ્વીકાર્યું.

"સાક્ષીની તપાસનું કામ ચલાવશો મિ. બ્રુઇન?" કોરોનરે તાકીદ કરી.

"મારી આફિસ ભોંયતળીએ હોવાથી પગથીપરથી ભોંયપર તરત ઉતરી દસબાર પગલાં ચાલ્યો હઇશ;" સાક્ષીએ મિ. બ્રુઇનના પૂછવાથી ખુલાસો કર્યો.

"સાક્ષીને તેડી જઇ તે જગા જોવી ઠીક છે." મિ. ક્રેગીએ સૂચના કરી.

"બાઇને પડતાં દીઠી ત્યારે હું આ જગાએ ઉભો હતો;" સાક્ષીએ હાઇકોર્ટના કમ્પાઉંડમાં ઉત્તર તરફને છેડે ટાવરની બરાબર સામેની જગા દેખાડી. "વળી ટાવરના આ ભાગ આગળ પડતી વેળા દીઠી હતી." પોલિસ તરફના 'ગવળી' સાક્ષીએ બતાવેલી જ જગા દેખાડી.

"હું સંડાસમાં જવા આફિસમાંથી નિકળ્યો હતો" સાક્ષીએ મિ. બ્રુઇનને જણાવ્યું.

"ત્યારે તમે આટલા લાંબે શામાટે ચાલી આવ્યા." મિ. બ્રુઇને સાક્ષી પાસેથી કારણ જાણવા ઇછ્યું.

"ઉંચેથી કાંઇ કાગળો ઉડતાં જણાયાં હતાં તેથી;" સાક્ષીએ સાદું પણ ખુલ્લું કારણ દર્શાવ્યું.

"આવા પ્રશ્નોથી કેવા અનુમાનનો ઇરાદો હોય તે સમજાતું નથી;" કોરોનરે ટકોરમાં પોતાની સમજશક્તિમાં અશક્તિ બતાવી!

"સાક્ષી ક્યાં ઉભો હતો તે આ પરથી નક્કી થશે." મિ. બ્રુઇને પોતે પૂછેલા સવાલના ઈરાદાનો અર્થ સમજાવ્યો.

"તેણે ઉભા રહ્યાની જગા જાુરીને જાતો જાત દેખાડી છે માટે તે સંબંધી ગમે તેવા પ્રશ્નો પૂછાશે તોપણ તેમાં કશો ભેદ પડનાર નથી." કોરોનરે મિ. બ્રુઈનના કાન ખોલી સાથે સાથે બંધાયલા અભિપ્રાયમાં અંતર નહિ પડવાનો ઇસારો જણાવ્યો.

"કાગળ જોતી વેળા બાગ તરફ અને પછી ટાવર તરફ નજર ગઈ હતી, ત્યારે કશી ચિચિયારી સંભળાઇ નહતી. પ્હેલી બાઇ પડયા પછી નજર તો ઉપર જ રાખી હતી તે વેળા પેલા ત્રણ માણસો પૂર્વ તરફ પાસે પાસે ઉભા હતા, પણ કયી જાતના હતા તે ઓળખી શકાયા નહતા. તેમના માથાપર શું હતું તે હું કહી શકતો નથી કદાચ ટોપી હશે!"

"તમે 'ટોપી'ની કંઈ વાત કરતા હતા તે શું?" મિ. બ્રુઇને વ્હેમ ખાધો. "સાક્ષી એમ બોલ્યો કે તેમને માથે 'ટોપી' હશે," મિ. ક્રેગીએ વચ્ચે બોલી ખુલાસો કર્યો.

"વારૂ તું એમ શામાટે બોલ્યો હતો?" મિ. ક્રેગીએ કરેલા ખુલાસા ઉપર કશું લક્ષ ન આપતાં મિ. બ્રુઇને સાક્ષીને સીધો સવાલ કર્યો.

"તમારાપર માત્ર મેહેર કરવા!" કોરોનરે મિ. બ્રુઇનની ઠઠ્ઠા કરી સાંભળનારાઓને હસાવ્યા.

"મને મેહેરબાની નથી જોઇતી; પણ એ ખરી વાત કહેશે કે નહિ?" મિ. બ્રુઇને ખીજવાઇ જઇ પૂછેલા પ્રશ્નના ઉત્તર માટે તગાજો કર્યો.

"એને તેવો સવાલ કરોની!" કોરોનરે ધીરજથી સમજ પાડી.

"ટોપી હતી કે નહિ?" મિ. બ્રુઇને હવે સાક્ષીને સાદો અને ખુલ્લો સવાલ કર્યો.

"ટોપી હશે પણ ઘણું દૂર હોયાથી જોઈ શકાયું ન હતું, મારાથી ન્હાની વસ્તુ એટલે ઉંચે જોઇ શકાતી નથી;" સાક્ષીએ ખુલાસો કર્યો.

"તમારી નજર ખામીવાળી છે?" મિ. બ્રુઇને પૂછ્યું.

"તે સાક્ષી કેમ જાણે?" કોરોનરે અજાયબી દેખાડી; એ કાંઇ આંખનો ડાકટર છે?" ઉપરથી ટકોર કરી. "તમારી નજર બીજાઓ જેવીજ સારી છેની?" કોરોનરે સવાલ પૂછી, બરાબર સમજ પડે એવો સવાલ કેવી પ્રકારે પૂછાય તેની સમજ પાડી.

"હા, હું ચસ્મો પ્હેરતો નથી અને તેમ કરવાની જરૂર જોતો નથી;" સાક્ષીએ ખુલાસો કર્યો.

"ત્યારે ટોપી વિષે ખાત્રી શી?" મિ. બ્રુઇને ગુંચવણ દેખાડી.

"પાઘડી જેવી મ્હોટી વસ્તુ તેમના માથાપર નહતી;" સાક્ષીએ પોતાના બોલવાના ટેકામાં કારણ દર્શાવ્યું.

"તેમને અર્ધિ મિનિટ સૂધી જોયા હશે પણ અર્ધિ મિનિટ કોને કેહેવી તે સમજાવી શકું નહિ." સાક્ષીએ પોતાના મનની ગુચવણ જણાવી. "કાગળ ઉડયા તે વેળા પ્રથમ પેલા માણસોને અને પછી પેલી બાઇને પડતાં અગાસીને માથેની બારી આગળ આવી ત્યારે જોયાની ખાત્રી છે. ત્રણ માણસો પ્રથમ હતા ત્યાંજ ઉભેલા હતા. બીજી બાઇ મથાળેની અગાસીના વળા ઉપર બ્હારની બાજુએથી પડતાં જણાઇ પણ તે ઉભી કે બેઠી હતી તે જોયું ન હતું." સાક્ષીએ મિ. બ્રુઇનને ખુલાસો કર્યો.

"તમે હવણા 'બીજી બાઇને ફેંકી દેવામાં આવી હતી' એમ બોલ્યા?" મિ. ક્રેગીની સૂચનાથી સાક્ષીને કોરોનરે પૂછ્યું અને સાક્ષીએ હા કહી.

"વળાની કયી બાજુ તરફ પ્રથમ જોઇ હતી?" મિ. બ્રુઇને પૂછ્યું.

"વળા પરથી ફેંકાતી જોઈ હતી;" સાક્ષીએ સવાલની મતલબ ન સમજતાં જવાબ દીધો.

"પ્રથમ 'બાઈ ફેંકઇ હતી' એમ લાગ્યું એવું બોલ્યા હતા અને હવણાં 'ફેંકવામાં આવી હતી' એમ કહ્યું ત્યારે એ બેમાં ખરૂં શું?" મિ. બ્રુઇને સાક્ષીના બે પ્રકારના બોલવામાં ગુંચવણ દેખાડી.

"બાઇ પડી તે વેળાએ પાસે ઉભેલા માણસને જોયાથી એમ લાગ્યું કે તેણે નાંખી દીધી હશે," સાક્ષીએ પોતાના બોલવાની મતલબ સમજાવી. "તે શું કરતો હતો તે મેં જોયું નહતું, તેમ એટલી ઉંચાઇએ શું કરે તે આટલે દૂરથી દેખાત નહિ."

"નાંખી દીધેલી જોઇ હતી, એમ શામાટે બોલ્યા?" મિ. બ્રુઇને સાક્ષીના બોલવાનું કારણ જાણવા ઇછ્યું.

"તે માણસ ત્યાં હતો, તેણે નાખી દીધેલી મેં ધારી હતી;" સાક્ષીએ પોતાના બોલવાની ખરી ધારણા સમજાવી.

"જે જગાએથી બાઇ પડી ત્યાં માણસ ઉભો હતો તેપરથી તમે ધાર્યું કે તેણે નાંખી દીધી હશે?" મિ. બ્રુઇને ઉલટાવીને તેનો તે જ સવાલ ફરીથી પૂછ્યો.

"એક તો તે માણસને વળાંની બ્હાર ડોકાવતાં અને બીજું તો બાઈ પડતાં વાર નાસી જતાં જોયો હતો," સાક્ષીએ પોતાના બોલવાનો ખુલ્લો અને સાદો ખુલાસો કર્યો." આ બે બીનાપરથી તેણે જ તે બાઇને નાખી દીધી હતી એમ હું ધારૂં છું," આટલું વધારી પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"આગળ તમે 'માણસ શું કરતો હતો તે જોઈ શકયા નહતા' અને હવણા 'ડોક્યું કરતો હતો' જણાવો છો તો એ

એમાં ખરૂં શું?" મિ. બ્રુઇને સાક્ષીના બોલવામાંથી વધારે ગું-ચવણ દેખાડી તેનો ખુલાસો માંગ્યો.

"સાક્ષીને સવાલો એવી ઢબમાં પૂછાય છે કે દુભાષિયો માજિસ્ટ્રેટ હોય અને સાક્ષીને સાત વર્ષ દેશ નિકાલની સિક્ષા કરતો હોય!" કોરોનરે દુભાષિયાની પૂછવાની રીત વિષે ફફ-ડાટ બતાવ્યો, "પણ કોઈ સાક્ષીને ધમકાવવાની અથવા દમ ભરાવવાની ધારણા આ કોર્ટની નથી," આમ બોલી પ્રશ્ન કરવાની ખરી રીત સમજાવી. "જો સવાલની સમજ ન પડે તો ગભરાઈ જઇ ગમે તેમ જવાબ ન આપતાં સમજ પડી નથી એમ સાફ કહેવું;" સાક્ષીને બોલવામાટે પણ સમજ પાડી.

"હું સવાલ સમજ્યો નથી;" સાક્ષીએ પણ તેમજ કહ્યું.

"સાક્ષી લાંબો વખત થયો જુબાની આપતાં થાકી ગયલો દેખાયછે માટે બેસવા ખુરસી આપવી;" મિ. ક્રેગીએ સૂચના કરી.

"પાણી પીવાની ઇચ્છા હોય તો તે પણ પીવું;" કોરો-નરે ખુરસીપર બેસવાની રજા આપતાં ઉમેર્યું.

"સાથે લાગી ગમે તો બીડી પીવા પણ આપો;" મિ. બ્રુઇને ઉપરથી ટકોર કરી.

"ટોકયું કર્યા પછી તે શું કરતો હતો?" એવો સવાલ મને પૂછ્યો હતો સાક્ષીએ જણાવ્યું અને તેથી મેં કહ્યું કે "હું જોઈ શકયો નહતો." પોતાના બોલવાનો ખરો ખુલાસો કર્યો.

"તેણે ટોકયું કર્યું ત્યારે તેના માથાપર શું હતું?" મિ. ક્રેગીએ પૂછ્યું.

"બહુ ઉંચું હોવાથી જોઈ શકયો નહતો." સાક્ષીએ કહ્યું.

"તેને ડાઢી હતી?" મિ. બ્રુઇને સવાલ કર્યો.

"પાઘડી સરખી મ્હોટી વસ્તુ ન દેખાય તો દાઢી સરખી ન્હાની વસ્તુ દેખાય?" કોરોનરે સાક્ષીથી ખુલાસો ચાહ્યો.

સાક્ષીએ નાપાડી.

"ત્યારે કાગળ કેમ દેખાયા?" મિ. બ્રુઇને અજાયબી દેખાડી.

"પવનમાં ઉડતા સહજ જોઇ શકાય;" સાક્ષીએ કારણ સમજાવ્યું.

"જુદા જુદા કદના કાગળો હતા, મ્હોટામાં મ્હોટું આવડું;" ટેબલ પરનું બ્લાટિંગ બતાવીને સાક્ષીએ કહ્યું.

"દસ-બાર ઈંચ;" કોરોનરે ઉમેર્યું. "આ સાક્ષી 'ખુન' વિષે અગત્યની ખબર આપે છે," પોલિસનું ધ્યાન ખેંચ્યું.

"શા માટે 'ખુન' કહો છો?" મિ. બ્રુઇને કરડાકીથી ટીકા કર્યા.

"તેણે સફેદ કપડાં પ્હેર્યાં હતાં, તે સ્ત્રી નહિ પણ પુરૂષ હતો, પેલો ખસી ગયા પછી બીજા માણસોનું શું થયું તે હું જાણતો નથી; કારણ હું તે પછી ટાવરપર નજર ન કરતાં તરત જ ચાલી ગયો હતો; હું તે સાંજે અહિં આવ્યો નહોતો, જે જગાએ ઉભા રહી જોયું ત્યાં એકલો જ હતો." સાક્ષીએ મિ. બ્રુઇનના પૂછવાથી જણાવ્યું.

"પછી તમે વાડામાં ગયા હતા?" મિ. બ્રુઇને પૂછ્યું.

"એ બીલકુલ યોગ્ય સવાલ છે!" કોરોનરે ટકોર કરી. ગમે તો પૂછો કે "તેથી કાંઈ નુકસાન થયું હતું!" બધાને હસાવ્યા.

"આફિસમાં જઈ એક કલાક સૂધી બાંકપર બેસી પછી કામમાં ગુંથાયો હતો, તેટલા વખતમાં આફિસમાં અથવા

તેજ સાંજે ઘરમાં, કે બીજે દિવસે સાંજે કે સવારે તેમ રાત્રે સુતી વેળા કોઇ સાથે વાત કરી નહતી." સાક્ષીએ ખુલાસો કર્યો.

"હવે એમ પૂછો કે રાતે ઉઠીને કોઇ સાથે વાત કરી હતી?" કોરોનરે ટીકા અને ટકોર કરવાથી સર્વે હસ્યા.

"સોમવારે સવારે વાત કરી હતી?" મિ. બ્રુઇને પૂછ્યું.

"એમ પૂછોની કે સવારે ઉઠ્યો હતો? અને ઉઠતાં વાર કોઈ સાથ વાત કરી હતી?" કોરોનરે પાછી મશ્કરી કરી સર્વેને હસાવ્યા.

"જોયલી બીનાની વાત પ્રથમ ક્યારે જણાવી?" મિ. બ્રુઇને થાકી છેવટ સાદો સવાલ કર્યો.

"હું ધારતો હતો કે તમે પોતાની મેળે ઠેકાણે આવશો!" મિ. બ્રુઇન તરફ જોઇ કોરોનર બોલ્યા.

"પહેલે જ દિવસે;" સાક્ષીએ ઉત્તર આપ્યો.

"પ્રથમનો સવાલ સાક્ષી સમજ્યો નહતો, તેથી આવા સાક્ષીને એવી રીતે પૂછવું જોઇતું નથી;" કોરોનરે મિ. બ્રુઇનની સવાલ પૂછવાની રૂઢી સામે દલગીરી સાથે પોતાનો વાંધો જણાવ્યો.

"અનંતા તથા મિરેંડા સાથે, પણ પ્રથમ વાત કોની સાથે કરી હતી તે યાદ નથી." અનંતાને મેં કહ્યું કે 'મેં જે કાંઈ જોયું છે તે ઘણો કમકમાટ ઉપજાવનારૂં છે.'

"સાક્ષીના બોલવાનું ભાષાંતર બરાબર થયું નથી માટે તે મરાઠીમાં લખી લેવું." મિ. બ્રુઇને કોરોનરને સૂચના કરી.

"ત્યારે બધી જ સાક્ષી મરાઠીમાં લખોની?" કોરોનરે કરડાકીથી કહ્યું. "શું અંગ્રેજીમાં બરાબર તરજુમો થઈ શકતો નથી?"

"અનંતાને કહ્યું કે 'ટાવરપરથી બે જણને પડતાં જોઈ હું ગાભરો બન્યો હતો, તેમને કોઇએ ફેંકી દીધાનું મને લાગ્યું હતું.' અનંતાએ એ સાંભળ્યા પછી શું કર્યું તે હું જાણતો નથી. મિ- રૈંડાને પણ એ જ વાત કરી હતી. આ બે સિવાય કોઈ સાથે વાત કરી નહતી, તેમ મારી જુબાની પણ કોઇએ લીધી નથી. પરમ દહાડે સમન્સ મળ્યો ત્યારે જાણ્યું કે જુબાની આપવાની છે." મિ. બ્રુઇનના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"સંડાસ આગળ સિપાઈ (પોલિસનો) હતો?" મિ. બ્રુ- ઇને પૂછ્યું.

"સંડાસને પકડી બેઠો હતો કે?" કોરોનરે મશ્કરી કરી, "આખી આફિસની તપાસમાટે રાખ્યો છેની?"

"એકને મેં વાડા–સંડાસ અને ઝરૂખાની વચ્ચે ફરતાં જોયો હતો." સાક્ષીએ જણાવ્યું.

"તેના હાથમાં લોટો હતો કે?" કોરોનરે ટકોર કરી પૂછ્યું.

"નહિ, તે કયાં ફરતો ફરે છે તેમ હાઇકોર્ટમાંની પોલિસની કેવા પ્રકારની ગોઠવણ છે તેની મને ખબર નથી; ૨૩ વર્ષ થયાં નોકરી કરૂંછું અને હાઇકોર્ટમાં મારી આફિસ આવ્યાને આઠ દસ વર્ષ થયાં. સંડાસ અને ઝરૂખા વચ્ચે એક સીપાઈ ફરે છે પણ તેનો 'પ્હેરો' કયાં છે તેની તજવીજ કરી નથી. હાઇકોર્ટના મુખ્ય દાદર આગળ પોલિસ ચોકી વિષેની; ત્રીચર કંપની આગળ અને હાઇકોર્ટની દરિયા તરફની બાજુએ સીપાઇઓ રહેવાની અને હવાલદારોની દર મહીને ફેર બદલી થવાની મને ખબર છે. બી- જાઓએ તેમને ખબર આપી હશે એમ ધારી મેં આપી નહિ," સાક્ષીએ ખુલાસો કર્યો.

"તમે સરકારી નોકર હોઈ, કોઇ માણસ ફેંકી દેવાયલું

લાગ્યાં છતાં પોલિસને ખબર નહિ આપવા વિષે તમે શું ખુલાસો કરોછો?" મિ. બ્રુઇને તતડાવીને પૂછ્યું.

"મારી માફક આસપાસ દેખયલાં માણસોએ જોયું હશે અને તેઓ પોલિસને ખબર આપશે એમ મેં ધાર્યું;" સાક્ષીએ પોતાનો બચાવ કર્યો. "આ બનાવ બન્યા પછી પાંચ છ દિવસે હું માંદો પડ્યો હતો અને હજી છું. સમન્સ મળવાથી અત્રે આવું પડ્યું છે."

"મેં મિરેંડાને બાઇઓ પાસે બે ત્રણ માણસો હોયાનું, અને તેઓએ પેલી બાઇને પગમાંથી પકડી ફેંકી દીધાનું કહ્યું નથી. તેઓ પૂર્વ તરફ હતાં. હાઇકોર્ટ તરફ અને પૂર્વ તરફ ઉભેલાં માણસોના કદમાં કશો અંતર જોઈ શકયો નહતો. કાગળો પૂર્વ તરફ ઉડતાં જોયાં હતાં." સરકારી વકિલ મિ. ફેયરની ફરી ઉલટ તપાસમાં સાક્ષીએ એટલું વધારે જણાવ્યું હતું.

---

## પ્રકરણ ૨૭ મું.

### કોરોનરની તપાસ—૧૧ મો દિવસ.

### (૪૩ કુંવરજી બેજનજી શેઠનાની સાક્ષી.)

"હું ન્યુ હાઇસ્કૂલમાં વિદ્યાર્થિ છું અને મારી ખુશીથી સાક્ષી આપવા આવ્યો છું. હું," કેકોબાદ સોરાબજી દીવેચા અને દાદાભાઈ રતનજી આયર્ટન યુનિવર્સિટિની પાસે બાગમાં આસરે ૨૦–૨૨ દિવસ ઉપરને શનિવારે સુમારે બે વાગે બેસી અમારા 'પાઠ' સંબંધી વાતો કરતા હતા. દોઢેક કલાક જવા બાદ બે પાર્સિઓ આવી અમારી પાસે બેઠા અમે સર્વે સાથે વાત કરતા હતા તેવામાં ટાવર તરફ બારણું ઠોકાવા સરખો અવાજ આવ્યા

પછી તરત જ ઝરૂખા નીચેથી હાટી જાતનાં બૈરાં અને છોકરાં અમારી બાજુએથી થઈ ટાવરની પછવાડે નાસી જતાં જોયાં; થોડિક વારમાં તે તરફથી બીજો અવાજ આવતાં શક પડવાથી તે તરફ ગયા તો બે માળીને કમ્પાઉંડમાં ઘાસ કાપતા દીઠા. 'શું થાય છે' પૂછતાં એકે કહ્યું 'બે બાઇઓ ટાવરપરથી પડી મર્ણ પામી છે,' ઝરૂખા આગળ જતાં બે પાર્સિ બાઇએ ભોંયપર દોઢેક વારને અંતરે, એક ચત્તી અને બીજી કોર મરડી પડેલી જણાઇ. અમે જઇ પ્હોંચ્યા ત્યારે પાર્સિ ગાડીવાળા શિવાય બીજું કોઇ નહતું. તેણે કહ્યું 'શું જુઓ છો એ તો મરી ગઇ છે' એમ કહી અમારામાંના એકની મદદથી એકને ઉંચકી લાયબ્રેરીની પગથી પર મૂકી અને બીજીને પણ ઉંચકી. તેઓ જીવતી હતી કે મર્ણ પામેલી તે મેં તપાસી નહતી. થોડિકવાર પછી યુનિવર્સિટિનો એક સિપાઈ (આત્મારામને ઓળખી) આવ્યો પણ ક્યાંથી તે ખબર નથી. તેને ઘભરાયલો જોઈ એકઠા મળેલામાંથી કેટલાક પાર્સિના પૂછવાથી તેણે બે મુસલમાન પોરિયા બાઇઓની પૂઠે ગયાનું જણાવ્યું. આ વખતે હવાલદાર ધ્રુજતો હતો અને તેના હાથમાંની કૂંચીઓ પણ હાલતી હતી. બે ત્રણ મિનિટ પછી તે કયાં જતો રહ્યો તેની ખબર નથી." સાક્ષીએ લખાવ્યું.

"અમે દરિયા તરફનું મ્હોં કરી બેઠા હોવાથી 'બે પાર્સિ બાઇઓને કે બીજા કોઇને ટાવરપર દીઠા નહતાં." સાક્ષીએ ઉમેર્યું.

"આત્મારામ ગયા પછી છ સાડાછ વાગ્યા સૂધી અમે થોભ્યા હતા. તેટલામાં એક લાસને વિકટોરિયામાં ઘાલી લઇ જવામાં આવી હતી, પોલિસ અમલદારો આવ્યા પણ તેમને મેં

જોયલું જણાવ્યું નહતું પણ મારા ઘરમાં મેં તે વિષે વાત કરી હતી.” સાક્ષીએ મિ.બ્રુઇનના પૂછવાથી ખુલાસો કર્યો.

“જે બૈરાં છોકરાંને નાસી જતાં જોયાં તેઓ બીધેલાં લાગતાં હતાં. અમે બેઠા હતા તે વખતમાં કશી ચિચિયારી સંભળાઇ નહતી.” જુરીની તપાસમાં જણાવ્યું.

## ( ૪૪. ડાક્ટર અરદેસર હોરમસજીની સાક્ષી. )

“મરનાર બાઇઓમાંની એકની કોરોનર સર્જ્યને તપાસ કરી ત્યારે હું હાજર હતો, તે સંબંધી મારી ખુશીથી સાક્ષી આપવા આવ્યો છું. મરનાર બાઇઓના ફ્રિયરરોડપર આવેલા ઘરપર ઓટલે બેસવા ગયો ત્યાં ખબર મળી કે નવ વાગે જુરી ભરાવાની છે તેથી ત્યાં લગી હું થોભ્યો હતો. જ્યારે ડાક્ટર સીડની સ્મીથે મરનારોની લાસ તપાસવા માંડી ત્યારે હું અને ડાક્ટર ભરૂચા તેની સાથ ઓરડામાં ગયા હતા. પીરોજ બાઈની તપાસ વખતે તેના જમણા કાતરાપર પડેલી નીશાનો ઘણી સંભાળથી તપાસતાં ઉંડા ઘસરકા ઉપરના ભાગ સૂધી પડેલા, ત્રણ ચાર ઇંચ જેવડા લાંબા, આસરે પંદર વીશ, તેમાં કેટલાક સીધા અને કેટલાક સહજ વળેલા, નખથી પડ્યા સરખા’ દેખાયા હતા. ઘસરકાનો આસપાસનો ભાગ સહજ રાતો તેમ રેતી અને ધૂળ સાથે કાંકરા પણ જોવામાં આવ્યા હતા. કેટલાક જખમો ઉંડા અને કેટલાક ઉપલાકિયા, કેટલાકની ઉપરથી ચામડી છોલાયલી પણ લોહી નિકળ્યા વગરના હતા. શરીરના બીજા ભાગપર આના જેટલું ધ્યાન આપ્યું નહતું. પડતાં કે અફળાતાં કશી ઈજા ન થાય એવા આ ભાગપર ઘસરકા કેમ પડ્યા હશે તેમાટે મને ઘણો અચંબો લાગ્યો હતો. જાંઘના ઉપલા સાંધાના હાડકાથી ઉપરની તરફ અને બ્હારના સ્નાયુઓથી નીચલી તર-

ફથી ઘેરાઈ જાણે ખાંચમાં હોય તેવો તે છે. બચુબાઈની ત-પાસ સૂધી હું થોભ્યો નહતો.” સાક્ષીએ લખાવ્યું.

“હું બે વર્ષ થયાં ડાકટરનો ધંધો કરૂં છું અને મારી વય પચીસ વર્ષની છે, ડાકટર **સીડની સ્મીથ** ધીરજથી અને સંભાળથી તપાસ કરી નોંધ લેતો હતો. તેણે સર્વે જખમો જોયા હતા પણ ચોકસ જખમો ઉપર વધારે ધ્યાન આપવા સંબંધી હું કહી શકતો નથી.”

“હું પરીક્ષામાં બીજા વર્ગમાં પાસ થયો હતો, કયો નંબર તે જણાવવામાં આવતું નથી. મને ‘ઈનામ’ કે ‘સ્કોલરશીપ’ મળી નથી પણ ત્રીજા વર્ષની પરીક્ષામાં પ્હેલા વર્ગમાં પાસ થયો હતો.” **મિ. બ્રુઇનના** પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

“તમે અંગત ટીકાપર ઉતર્યા છો **મિ. બ્રુઇન?**” કોરોનરે ટીકા કર્યા. “પણ ચિંતા નહિ ચલાવો.”

“મારી ધારણા સાક્ષીની હુશિયારીની પરીક્ષા કરવાની છે.” **મિ. બ્રુઇને** ખુલાસો કર્યો. હવે વધારે સવાલ મારે પૂછવા પણ નથી.

“ડાકટરની પદ્વિ મળ્યા પછી ઇસ્પિટાલમાં ‘મેડિકલ કલીનીકલ’ વાડ મારા સ્વાધીનમાં હતા. એ મળ્યાથી મ્હોટું માન મળ્યું હું સમજું છું.”

“ટાવરની અગાસીઓ જોઈ છે અને તેની સાથે મરનાર **પીરોજાબાઈ** પડતાં અફળાયાં હોય તોપણ નખોર્યાં જેવા ઘસરકાસરખી નીશાની પડે નહી;” સાક્ષીએ કોરોનરને ખુલાસો કર્યો.

“તમારે કાંઇ પૂછવું છે?” કોરોનરે **મિ. બ્રુઇન** તરફ જોઈ તેમની ઇચ્છા જાણવા ચાહ્યું.

“હા, એક પ્રશ્ન;” **મિ. બ્રુઇને** ઉત્તર આપ્યો અને સા-

ક્ષીને પૂછ્યું. તમે માત્ર 'મેટ્રિક' થઈ ડાકટરની પદ્વિ લીધી કે કાંઈ બીજી પરીક્ષા આપી છે?"

"માત્ર મેટ્રિક;" સાક્ષીએ કહ્યું.

"એક માણુસ ૧૮૫ ફીટની ઉંચાઈથી પડતાં ભોંયથી ૭૨ ફીટ ઉંચી ટાવરની અગાસીપર અફળાય તો તેના કાતરપર તમારા વર્ણવ્યા સરખા જખમ થાય કે કેવા થાય?" કોરોનરે અભિપ્રાય જાણવા ઇચ્છયું.

"એમ થાય તો કાતરાની અજુબાજુનું હાડકું ભાંગી જાય અને માંસનો છૂંદો થઇ જાય." સાક્ષીએ પોતાનો વિચાર દર્શાવ્યો.

"ડાકટરી ધંધાના દરમ્યાન અને તે અગાઉ ઘણીવાર નખોર્યા જોયાં છે. આવી નીશાની કપડાં છતાં કરવામાં આવેલી હું ધારતો નથી."

## (૪૫ મિ. મીરેંડાની સાક્ષી.)

"હું મદદનીશ રજિસ્ટ્રારની આફિસમાં કલાર્ક છું, મારૂં આખું નામ **અન્તુન ફ્રાંસીસ મીરેંડા** છે. **રાજાબાઇ** ટાવરપરથી બે પાર્સિ બાઇઓ પડવાની વાત સોમવારને દિવસે મારા પૂછવાથી અમારી આફિસના સિપાઈ **અરજુન રામાએ** કહ્યું કે બેસી બીડી પીતો હતો ત્યારે ટાવરપરથી કાગળો ઉડી આવવાથી ઉંચે જોતાં 'એક બાઈ નીચે પડતાં' અને તેના પછી 'બીજી ફેંકી દેવાતાં' મારી નજરે પડી હતી, તે વેળાએ અગાસીપર ત્રણ માણુસો દીઠાં તેમાંના એકનું માથું ઉઘાડું હતું. આ બનાવ વિષે મારી આફિસમાં ઘણો ગભરાટ થયો હતો અને વાતચીત પણ ઘણી થતી હતી; **અરજુનને** કાંઈ ખાસ કારણથી નહિ પણ સહજ પૂછયું હતું." **મિ. ક્રેગીની** તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"સોમવારે સવારે આફિસના કંપાઉંડમાં ઝાડની નીચે **અરજુને** મને વાત કરી હતી, તે વેળા અમારી પાસે બીજું કોઈ હાજર ન હતું. પ્હેલી બાઇ 'નીચે આવતી' કહી તે હું 'નીચે પડતી' સમજ્યો હતો. તે પછી બે મિનિટ જવા બાદ બીજીને નાખી દીધી હતી. આ વિષે મેં ઉપરીને વાત કરી નથી. પ્હેલી વાત **મિ. ક્રેગીને મિ. ફીલગેટ** દેખતાં કાઇ કોર્ટમાં કરી હતી. પોલિસ અમલદારો આ વિષે તપાસ કરે છે તેની મને ખબર હતી. ત્રણ જણ પકડાયા છે ને ખુની હવે પકડાશે એમ સાંભળ્યું હતું." **મિ. બ્રુઇનની** ઉલટ તપાસમાં સાક્ષીએ ખુલાસા કર્યા.

"તમને ખાત્રી છે કે પોલિસ ખુનીને પકડશે?" કોરોનરે ટકોર કરી.

"હા." સાક્ષીએ ખાત્રીથી ઉત્તર દીધો.

"પોલિસમાટે તમને ઉંચો મત છે?" કોરોનરે ટકોરમાં પૂછ્યું અને સાક્ષીએ પોતાનો અભિપ્રાય 'હા' થી જણાવ્યો.

"પોલિસે કોઇને કબજામાં લીધા હતા પણ હાલ રાખ્યા નથી એમ મેં સાંભળ્યું છે, છતાં આ બાબતનો ભેદ ખુલ્લો કરવામાં પોલીસ નિષ્ફળ નિવડી છે એમ હું કહી શકતો નથી અને જાણતો પણ નથી. કોરોનર આગળ સાક્ષી આપવા અગાઉ પોલિસને કશી ખબર નહિ આપવા કોઇએ મને સમજાવ્યું નથી."

"તમે જે અહિં કહ્યું તે જ **મિ. ક્રેગીને** કહ્યું હતું?" **મિ. બ્રુઇને** પૂછ્યું.

"તમારા જેટલા સવાલ એ લોકોએ પૂછ્યા નહતા," સાક્ષીએ ઉત્તર દીધો.

આ સાંભળી લોકો હસી પડ્યા અને તાળીઓ પાડી તેથી

'જુઓ ભાઈ અહિં તાળી પાડવી નહિ,' **મિ. બ્રુઇને** લોકોને સમજ આપી.

"પોલિસને ખબર નહિ આપવા સંબંધી હું બીજો ખુલાસો કરી શકતો નથી. **મિ. ફીલગેટે** તેમ કરવા સલાહ આપી નહતી પણ **અરજુનને** મેં તેણે જોયલી બીનાની ખબર પોલિસને આપવા કહ્યું હતું. મારી સાક્ષી જ્યારે લેવામાં આવી ત્યારે **મિ. ક્રેગીની** આફિસમાં **મિ. ફીલગેટ** અને એક પાર્સિ **મિ. સોરાબજી બમનશા કાપડીયા** (ઓળખાવીને) હતા. **નીલકંઠે** જુબાની લખાવ્યાની મને ખબર નથી તેમ તેણે મને કહ્યું નથી, હું જ્યારે જુબાની લખાવતો હતો ત્યારે તે મારી રાહ જોતો બ્હાર ઉભો હતો તેને હું અંદર બોલાવી લાવ્યા બાદ અમને પાછા મોકલાવામાં આવ્યા પછી તે પાછો ગયાની અને **અરજુનની** સાક્ષી લખી લેવાયાની મને ખબર નથી. **મિ. ક્રેગી** કાંઇ લખતો હતો પણ શું તેની મને ખબર નથી, **મિ. ફીલગેટે** મારી સાક્ષી લખી લીધી નથી તેમ મેં એવી કાંઈ લખી લીધેલી સાક્ષીપર સહી કરી નથી. મને બે ચાર સવાલો પૂછવામાં આવતા."

"સવાલો પૂછ્યા પછી શું થયું?" **મિ. બ્રુઇને** પૂછ્યું.

"એવિષે ઉત્તર આપ્યા હશે;" કોરોનરે સાક્ષી બદલ જણાવ્યું.

"સાક્ષીની જુબાની લખાઈ લેવાઇ છે કે કેમ?" **મિ. બ્રુઇને** જાણવા ચાહ્યું.

"આવા પ્રકારની ઉલટ તપાસની મતલબ શી?" **મિ. ક્રેગીએ** અજાયબી દેખાડી કહ્યું "તે હું સમજી શકતો નથી."

"મને પણ સમજ પડતી નથી;" કોરોનરે ટાપસી પૂરી **મિ. ક્રેગીની** અજાયબીમાં ઉમેરો કર્યો.

"જાણે કે આ સાક્ષીને ખોટો ઉભો કરવામાં આવ્યો હોય"

મિ. ક્રેગી પોતાનો ભરાઈ રહેલો ઉભરો કહાડી બોલ્યા, "તેવું સાબીત કરવાનો પ્રયત્ન મિ. બ્રુઇન કરતા દેખાય છે, પણ પોલિસ સુપ્રિટેંડંટ તેમ કરે તે હદ બ્હાર સોખાઈ ગણાય, તે મારી અને મિ. ફીલગેટની સામું કાવતરૂં રચવાનો આરોપ મૂકવા જેટલી હદ્દ સૂધી જાયછે." પોતાને ચડેલો સઘળો ગુસ્સો ખાલી કર્યો. "તેના જેવા પોલિસ અમલદારને અત્રે હાજર થવાની સત્તા નથી." મિ. ક્રેગીએ છેવટે ઉમેર્યું.

"હું થતા પ્રશ્નોના ઉત્તર આપતો તેમ મિ. ક્રેગી લખતો હતો તે હું કહી શકતો નથી, શનિવારને દિવસે પોણાપાંચ વાગે આફિસમાંથી ઘેર ગયો હતો. તા. ૫ મી મે ને દિવસે મિ. ક્રેગીએ મારી સાક્ષી લીધી હતી." મિ. બ્રુઇનના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

"અરજુને તને એમ કહ્યું હતું કે એક બાઈ આગાસીની પાળ પકડ્યા છતાં તેનો પગ પકડી ફેંકી દીધી હતી?" મિ. ફ્રેયરે સાક્ષીને ફરી બોલાવી પૂછ્યું.

"હા, હું તે કહેવાનો હતો," સાક્ષીએ ફેરવી તોળ્યું.

"ત્યારે કેમ કહ્યું નહિ," મિ. ફ્રેયરે દબાવી પૂછ્યું.

"તે દાડે હું બીલકુલ ભાન ભૂલ્યો હતો." સાક્ષીએ પોતાનો બચાવ કરી ઉમેર્યું "અત્રે સાક્ષી આપી ગયા પછી કોઈ સાથે વાત કરી નહતી પણ ઉપલી વાત મિ. ક્રેગીને જણાવી હતી."

---

## પ્રકરણ ૨૮ મું.

### કોરોનરની તપાસ—૧૧ મો દિવસ ચાલુ.

### ( ૪૬ મિ૦ નીલકંઠ રામચંદ્ર પ્રધાનની સાક્ષી.)

"હું મદદનીશ રજિસ્ટ્રારની આફિસમાં કલાર્કની નોકરી ક-

રૂહ્યું, બે પાર્સિ બાઈ ટાવરપરથી પડી, તેને મેં નજરે પડતાં જોઈ નહતી પણ ખબર મને સાંજના સાડાચારને સુમારે આફિસના ઓટલાપર ઉભો હતો ત્યારે પડી, તે વેળાએ ત્યાં આગળથી ઘણા લોકો ગભરાયલા દોડતા જતા હતા. બાઇઓ પડયા પછી પોણે કલાકે આફિસના **અર્જુન** **રામા** સિપાઇને 'શું થયું છે?' પૂછવાથી તેણે કહ્યું કે 'એકને પડતાં અને બીજીને નાંખી દેતાં' દીઠી હતી. તેને વધારે કશું પૂછયું નહતું. વાત થયા પછી અર્ધે કલાકે હું ઘેર ગયો હતો." મિ. ક્રેગીની તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

"**અર્જુન** સાથે વાત થઈ ત્યારે હું દક્ષિણ બાજુના ઓટલાપર ઉભો હતો. મેં તેને પ્રથમ સવાલ કર્યો હતો." સાક્ષીએ **મિ. બ્રુઇનની** ઉલટ તપાસમાં જણાવ્યું.

"તમારા પૂછવાના ઉત્તરમાં તેણે શું જણાવ્યું?" **મિ. બ્રુઇને** સાક્ષીને ગુંચાવવા તજવીજ કરી.

"**અર્જુન** સિપાઇએ 'એક બાઇને પડતી અને બીજીને નાંખી દેતાં' જોયાનું તમને કહેલું બોલ્યા છો," કોરોનરે સાક્ષીને તેના બોલવાની યાદ આપી સાવધ કર્યો.

"સાક્ષી શું બોલી ચૂકયો છે તે તેને વારંવાર કહેવામાં આવ્યાથી ઉલટ તપાસની નેમ ઉંધી વળે છે," કોરોનરની રીત બાબે વાંધો લઈ **મિ. બ્રુઇને** ફરિયાદ કરી.

"તે ગમે તેમ હોય અને તેનું ગમે તે થાય, પણ સાક્ષી શું બોલી ચૂકયો છે તે વિષેની તેને ચેતવણી આપવાની મારી ફરજ છે અને તે જાણવાનો તેનો હક્ક છે. કેમ છે કે નહિ?" કોરોનરે પોતાની ફરજ સમજાવી **મિ. બ્રુઇનને** તેના ખરાપણામાટે સવાલ કર્યો.

"તેવી માગણી થઈ નથી અને થવા છતાં ખ્હાલ રહેલી મારા જાણવામાં નથી," મિ. બ્રુઇન પોતાની તકરારને વળગી રહ્યો.

"દરેક સાક્ષી સાથે ન્યાયની રીતે વર્તવું જોઇએ" કોરોનરે વધારે સમજ સાથે શીખામણ રૂપે સલાહ આપી પોતાના ઉમદા ઉદાર વિચારોનો ખુલાસો કર્યો.

"અત્રે જે જણાવ્યું છે તે જ તેણે કહ્યું હતું," સાક્ષીએ મિ. બ્રુઇનના સવાલનો ઉત્તર વાળ્યો.

"તે વેળા કોઈ હાજર હોયાની મને યાદ નથી. 'એકને પડતાં અને બીજીને નાખી દેતાં દીઠાં' સિવાયનું તેણે કાંઈ વધારે કહ્યું નહતું તેમ મેં પૂછ્યું પણ નહતું. શનિવારે કેટલે વાગે સિપાઇએ મને વાત કરી તે નક્કી પણે કહી શકતો નથી પણ તે દિવસે વાત કર્યા પછી ફરીથી તેની કે કોઈ બીજા સાથે આજ દિન સૂધી કશી વાત થઈ નથી. વાત થયા પછી આફિસમાં ગયો ત્યારે ઘણાખરા બધા કલાર્કો જતા રહ્યા હતા પણ સબ રજિસ્ટ્રર હતા તેમને મેં ત્યારે જ કે સોમવારે જણાવ્યું નહતું તેમ બીજા કોઈ કલાર્કને નહિ, કારણ સર્વે જાણતા હતા પણ આખા ગામના જાણવાની મને ખબર નથી. સિપાઈના કહ્યા પછી કોઇને નહિ પણ પ્રથમ મિ. ક્રેગીને, મિ. ફીલગેટ તથા એક પાર્સિ (મિ. પેસ્તનજી માણેકજી કાંગા ને દેખાડી) સામે સઘળી બીના લખાવી હતી પણ તેપર સહી કરી નહતી."

"તમે આ બીના કોઇને જણાવી નહતી તો મિ. ક્રેગી અને મિ. ફીલગેટ આગળ જવાનો સંભવ કેમ ઘડાયો?" મિ. બ્રુઇને અજાયબ થઈ ખુલાસો ઇચ્છયો.

"મિ. ફીલગેટે ચીઠી લખી મને બોલાવ્યો હતો પણ શાથી તે ખબર નથી," સાક્ષીએ કાને હાથ મૂકી ખુલાસો કર્યો.

"સાક્ષી લખી લેવાયાના નક્કી દિવસની યાદ નથી પણ આસરે ત્રણેક દિવસપર હશે. બીજા કોઈની સાક્ષી લખી લેવા વિષે મને ખબર નથી. મેં મેસર્સ૦ ક્રેગી, કાંગા અને ફીલગેટ સિવાય કોઇને વાત કરી નથી. આ બનાવ બન્યા પછી નિત્ય રવિવાર છોડી આફિસમાં જાઉંછું. મરાઠી અને કદી અંગ્રેજી વર્તમાનપત્ર વાંચું છું, પોલિસ આ બાબતનો ભેદ ખુલ્લો પાડવાના સંબંધમાં નિષ્ફળ નિવડયાની મને ખબર નથી. કેશરેહિંદ કે કોઈ ગુજરાતી પત્ર હું વાંચતો નથી. બે દિવસપરના 'મુંબઇ ગેઝેટ'માં જુરીની તપાસનો હેવાલ વાંચ્યો હતો. હું ત્રીસ રૂપિયા દરમાહનો અંગ્રેજી લખનારો કલાર્ક છું. પોલિસને ખબર આપવાનું મારૂં કામ નથી.

"એક શેહેરીની 'ફરજ' વિષેનો વિચાર તમારો એવો જ છે?" મિ. બ્રુઇને અભિપ્રાય માંગ્યો.

"તે મારૂં કામ જ નહિ." સાક્ષીએ ટુંકમાં પતાવ્યું.

"એ કાંઈ મારા પ્રશ્નનો ઉત્તર નથી," મિ. બ્રુઇને દબાવી કહ્યું.

"સાક્ષીનો ઉત્તર લખી લેવા હું બંધાયલો છું," કોરોનરે પોતાની ફરજ વિષેની સમજ પાડી.

"પણ સાક્ષીએ એવો ઉત્તર આપ્યો જ નથી," મિ. બ્રુઇને તકરાર લીધી.

"ત્યારે પાછું પૂછો;" કોરોનરે તકરારનો અંત આણવા રસ્તો(?) મજ પાડી.

"તે બોલી ચૂકયો છે માટે દુભાષિયાને પૂછયે કે તે શું

બોલ્યો છે !" **મિ. બ્રુકને** સાક્ષી વિષેની તકરાર પડતી નાખી દુભાષિયા બાબત નવી ઉભી કરી.

"પણ સાક્ષી છોડી, દુભાષિયાને પૂછવાની અગત્ય શી ? સાક્ષીને બેલાવા દ્યો;" કોરોનરે હજી નરમાસથી સમજુતીની વાત ચાલુ રાખી.

"તમે જે લખ્યું છે તે સાક્ષીના ઉત્તર દાખલ દુભાષિયાએ જણાવ્યું નથી !" **મિ. બ્રુકને** પોતાના મનની ગુચવણનો ઉઘાડો ખુલાસો કર્યો.

"કદાચ સાંભળતી વેળાએ દુભાષિયાનું ધ્યાન ઠેકાણે નહશે. વળી અહિં સર્વે જણ દુભાષિયા થઈ બેઠા છે તેમાં તમો સૌથી વધારે," કોરોનરનું પાકી આવ્યાથી ગુસ્સામાં ટકોર કરી અને ફરી પૂછવા સૂચના કરી.

"શક ભર્યા ખુન સંબંધી મળેલી ખબર પોલિસને નહિ આપવામાં શેહેરી અને સરકારી નોકરની ફરજ છે એમ તમે સમજો છો ?" **મિ. બ્રુકને** તતડાવી પૂછ્યું.

"પોલિસને ખબર આપવાનું મારૂં કામ નથી તેમ સરકારી નોકર દાખલ મારી આફિસનું કામ કરૂં છું," સાક્ષીએ પોતાના કામ અને ફરજ માટે ખુલાસો કર્યો.

"સાક્ષી મારા પૂછવાનો ઉત્તર હજી આપતો નથી તેથી એનો એ પ્રશ્ન વારંવાર પૂછ્યા કરીશ," **મિ. બ્રુકને** ખીજવાટ દેખાડ્યો.

"ઉં ઉં !! એજ યોગ્ય માર્ગ છે !" કોરોનરે મશ્કરીમાં કહેવાથી લોકો હસી પડ્યા. "તેને વારંવાર પૂછ્યા કરો કે ઉત્તર મળે."

"પણ સાક્ષી પાસે તમે ઉત્તર લો," બ્રુઇને થાકી કોરોનરને હવાલો આપ્યો.

"કેમ ?" કોરોનરે સામુ મિ. બ્રુઇનને પૂછ્યું.

"તેને ઉત્તર આપવાની ફરજ પાડો," મિ. બ્રુઇને સૂચના કરી.

"કેવી રીતે ? તેજ ફરીથી પૂછીને ?" કોરોનરે જાણવા ચાહ્યું.

"કાયદા પ્રમાણે તમે તેમ કરી શકો," મિ. બ્રુઇને પોતાની તકરારને ધારાનું રૂપ આપ્યું.

"તેનો દાખલો આપો," કોરોનરે માગણી કરી.

"કોરોનરે તપાસ ચલાવવાની રૂઢીના ધારાનું પુસ્તક જોયા પછી ફોજદારી કોર્ટોની કામ કરવાની રૂઢીનું ધારા પુસ્તક ન હોવાથી, "તમે દોડતી ગાડીએ જઈ મિ. મેકડર્મેટને બંગલેથી લઇ આવો," મિ. સ્ટેન્ફર્ડ ઈન્સ્પેકટર તરફ ફરી મિ. બ્રુઇને તેને તેમ કરવા જણાવ્યું.

"ધારાની કલમ મિ. બ્રુઇન દેખાડે તે દરમ્યાન સાક્ષીને થોડું પૂછવાનું છે," મિ. ક્રેગીએ પોતાની ઇચ્છા કોરોનરને દર્શાવી તેમની આજ્ઞા માંગી અને કોરોનરે હા કહી.

"આ બાબત તપાસ કરવા મારી પાસે પોલિસ કદી આવી નહતી, તે આવી હોત તો મારા ઉપરીની રજાવગર કહેત નહિ; મારો વડો તેમ કરતાં અટકાવતે એમ ધારવાનું મારી પાસે કશું કારણ નથી."

"સરકારી નોકર હોઇ સાક્ષી આપનારને પૂછાયલા પ્રશ્નોના ઉત્તર આપવા નાપાડે તો તેને આસાન કેદખાનાની અથવા દંડની શિક્ષા થાય." મિ. બ્રુઇને કોરોનરને કાયદાની કલમ વાંચી દેખાડી.

"સાક્ષીએ ઉત્તર આપવા નાપાડી નથી" કોરોનરે ધારાની કલમ વાંચી કહ્યું. "પણ તમારે જાણવું કે હું અહિં શિક્ષા કરવા બેઠેલો અમલદાર નથી," વધારે સમજ પાડવા ઉમેર્યું.

"પૂછાયલા પ્રશ્નોના ઉત્તર આપવા સાક્ષી ધારા પ્રમાણે બંધાયલો છે," મિ. બ્રુઇને પોતાની તકરારની સમજ પાડી.

"હું તેની ક્યારે ના પાડું છું કે તે બંધાયલો નથી," કોરોનરે એકરાર કર્યો.

"પ્રથમ મારો પ્રશ્ન અને પછી સાક્ષીનો ઉત્તર લખી લ્યો," મિ. બ્રુઇને તકરારનો અંત આણવા થાકીને છેવટની સૂચના કરી.

"અને તેની પાસે 'હા' કે 'નહિ' એટલું જ બોલાવો!" મિ. અબ્દુલઅલીએ પાછળથી વધાર્યું.

"નહિ, નહિ, તેમ નહિ બને;" કોરોનર હવે ચીરડાઇ કહેવા લાગ્યો, "કોઈ પણ પ્રશ્નનો 'હા' અથવા 'ના' ઉત્તર આપવાને સાક્ષી બંધાયલો નથી," ધારાની મતલબ અને સાક્ષીને કેટલી ફરજ પાડી શકાય તે વિષે ચૂકાદો આપતાં બોલ્યો; "પોલિસ હાલ શું કરવા બેઠી છે તેની સમજ પડતી નથી આનું નામ શું મદદ?" ફડફડાટ ચાલુ રાખતાં ટીકા કરવા માંડી; "ખાનસાહેબ ચોકસ ફરજ બજાવવા આવે છે તે હું જાણું છું, તેઓ ઘણા વર્ષ થયાં જાણીતા છે, પણ જ્યારે આ ચાલતી તપાસની વચ્ચે તેઓ માથું મારે છે ત્યારે મારી સત્તા કેટલી અને કેવી છે તે બરાબર દેખાડી આપવાથી સઘળા વાંધાનો ચુકાદો એક વખતમાં જ આવી જાય," ઘણી જ ગંભીરાઈથી કોરોનરે પોતાનું બોલવું પૂરૂં કર્યું.

"તમે સાક્ષીને જે પૂછવા ચાહો છો તે તો ખચીત પૂછવા દઈશ," મિ. બ્રુઇનને ખાત્રી આપવાની કોરોનરે તજવીજ કરી.

"એક સરકારી નોકરની ફરજ ધારવામાં આવતાં ખુનની ખબર જાણ્યા છતાં પોલિસથી છુપાવવાની તમે માનો છો?" મિ. બ્રુઇને તેનો તે જ પ્રશ્ન ફરીથી પૂછ્યો.

"એક તો પોલિસને ખબર પડી હશે એમ મને લાગ્યું; બીજું, મારા પોતાના ધંધાપર ધ્યાન આપવાનું; ત્રીજું, હું અહિંનો જાથુકનો રહીશ નથી; આ સઘળા કારણોથી પોલિસને ખબર આપવા ગયો નહતો," સાક્ષીએ સવિસ્તર ખુલાસો કર્યો.

"મિ. ફીલગેટને ખબર આપી ત્યારે તેણે પોલિસને જાહેર કરવાની સલાહ આપી હતી?" મિ. બ્રુઇને તપાસ ચાલુ રાખી.

"મિ. ફીલગેટને મેં વાત કરી જ ન હતી," સાક્ષીએ ઉત્તર દીધો.

"હવે વધારે પૂછવું છે?" કોરોનરે મિ. બ્રુઈનની ઇચ્છા જાણવા પૂછ્યું.

"હવણા નહિ," મિ. બ્રુઇને ટુંકમાં પતાવ્યું.

"પણ સાધારણ રૂઢીપ્રમાણે એક પક્ષવાળાએ પૂછવા હોય તેટલા પ્રશ્નો પૂછી લઈ બીજાને તેમ કરવા સગવડ કરી આપવી;" કોરોનરે સમજ પાડી.

"સાધારણ કોર્ટમાં ચાલતી રૂઢી ઉપરાંત કશું કરવા તમને કહેતો નથી." મિ. બ્રુઇને પોતાના બોલવાનો ભાવાર્થ સમજાવ્યો. "તેમ અગત્ય વિનાના પ્રશ્નો પૂછી કોર્ટનો વખત વ્યર્થ ગુમાવવાનું હું પસંદ કરતો નથી."

"આ વિચાર જાણી હું ઘણોજ રાજી થયો છું," કોરોનરે પોતાની ખુશી દેખાડી.

## (૪૭ મિ. શ્રીનિવાસ નારાયણની સાક્ષી.)

"તમે શું ધંધો કરો છે?" કોરોનરે પૂછ્યું.

"રજિસ્ટ્રારની આફિસમાં કલાર્ક છું." સાક્ષીએ જણાવ્યું.

"હું સાંભળી શકું તેમ બોલો," સાક્ષીને મિ. બ્રુઇને ધમકાવી ફરમાવ્યું.

"મિ. બ્રુઈન સાહેબ સાંભળે તેમ બોલો," દુભાષિયાએ સાક્ષીને સમજ પાડી કહ્યું.

"નહિ, એ સાહેબ નહિ," **મિ. બ્રુઈન** તરફ હાથ કરી સાક્ષીને દેખાડી કહ્યું; "આ જ લોકો સાહેબ છે અને એ સાહેબો સાંભળી શકે તેની જ સંભાળ રાખવી." જુરીના ગ્રહસ્થોને દેખાડી કોરોનરે ગંભીરાઇથી સાક્ષીએ કોની વધારે દરકાર રાખવી તે વિષે સાફ સમજ આપી.

"તા. ૨૫ મી એપ્રિલે બે પાર્સિ સ્ત્રીઓ **રાજાબાઇ** ટાવરપરથી પડવાનો બનાવ બન્યો તે દિવસે બપોર પછી આફિસ આગળથી ઘણા લોકોને ટાવર તરફ દોડતા જતા જોઈ સિપાઇ **અર્જુન રામાને** પૂછવાથી તે બોલ્યો કે બે બાઇઓને કપડાંમાંથી પકડી ટાવરપરથી નાંખી દેતાં એક ઘડિયાળના કાંટાપર પડી અને બીજી તારને અથડાઇ ભોંયપર પડી." સાક્ષીએ **મિ. ક્રેગીના** પૂછવાથી લખાવ્યું.

"છેલ્લો ઉત્તર અક્કલથી ઉલટો છે, સાક્ષીની મતલબ એમ કહેવાની નહિ હોય," કોરોનરે સાક્ષીના નવાઈ સરખા બોલવામાટે અફસોસ કર્યો.

"સાક્ષીનો આ ઉત્તર લખી લ્યો," મિ. બ્રુઇને કોરોનરને અરજની ઢબમાં સૂચના કરી.

"ઉત્તર દીધા અગાઉ વિચાર કરવા સાક્ષીને હું વખત આપીશ," કોરોનરે પોતાનો અભિપ્રાય આપ્યો, અને "તેટલો વખત તમારે થોભવું પડશે, તેમ નહિ બની શકતું હોય તો ચાલ્યા જાઓ," હવે છેક મીજાજ ખોઇ મિ. બ્રુઇન તરફ જોઈ ટીકા કરી.

"અરે, નહિ રે, સાહેબ;" મિ. બ્રુઇને મશ્કરીની ઢબમાં કહ્યું, "તમે કહેશો તો સારી રાત થોભવા મને કશો વાંધો નથી."

તેનો તે જ ઉત્તર આપી સાક્ષીએ કહ્યું કે "બીજી પણ તેમજ પડી, ત્યારે તાર તૂટયાની મને ખબર નથી, તેમને ઘડિયાળના ઉપરના ભાગ પરથી નાંખી દીધી હતી તે વેળાએ નાખનારનો દગલો પકડયો હતો," એમ મને કહ્યું હતું.

"સાક્ષી કેનેડાનો રહીશ લાગે છે," એક જુરરે કોરોનરને જણાવ્યું.

"ખરેખર, એ કાંઈ મરાઠી બરાબર સમજતો જણાતો નથી," કોરોનરે જુરરના બોલવાને ટેકો આપી, "તમે કોઇ કેનેડી દુભાષિયાથી તપાસ કરાવો" મિ. ક્રેગીને સૂચના કરી.

"પણ મારી સ્વદેશી ભાષા મરાઠી છે," સાક્ષીએ અધીરાઈથી જણાવ્યું.

"ત્યારે કહો કાંટાને માટે અર્જુને શું કહ્યું હતું?" કોરોનરે ફરીથી પૂછયું.

"બાઇઓ કાંટાપર પડયા પછી તારપર પડી અને તેપછી સોંયપર પડી;" સાક્ષીએ ઉત્તર આપી કહ્યું કે "એ મેં માન્યું એ ખરૂં."

"તે કદાચ એમ કહેતે કે 'ભોંયપરથી ટાવરપર જઇ પડી' તો તે માનતે?" કોરોનરે ઉલટું પૂછી અભિપ્રાય માંગ્યો.

"તે કેમ માનું?" સાક્ષીએ જણાવ્યું.

"તો 'કાંટાપર પડયાની' પણ તેટલીજ અક્કલથી ઉલટી વાત છે," કોરોનરે ટીકા કરી પૂછયું "તમે ઇજનેર છો? કાંટાપર કોઈ સ્ત્રીને રાખી શકશો?" સાક્ષીએ નન્નો વાળ્યો.

---

## પ્રકરણ ૨૯ મું.*

### કોરોનરની તપાસ—૧૨ મો દિવસ.

### ( ૪૮ મિ. અનંતા ગોપાળની સાક્ષી. )

"હું રજિસ્ટ્રાર જનરલની આફિસમાં કલાર્ક છું. બે પાર્સિ સ્ત્રીઓને ટાવરપરથી પડતાં મેં નજરે જોઈ નહતી પણ તે દિવસે સુમારે સાડાત્રણ વાગે સંડાસમાંથી નિકળી આફિસમાં જતાં ઘણા લોકોને ટાવર તરફ દોડતાં જોઈ પૂછતાં ખબર મળી હતી. મારી આફિસમાં પણ ગભરાટ થઈ રહ્યો હતો તે વખતે સબ રજિસ્ટ્રારના સિપાઈ અર્જુન રામાએ મારો દગલો પકડી બ્હાર તેડી જઇ 'એકબાઇને પડતાં અને બીજીને નાંખી દેતાં' જોઇ હતી એ કહેવા પછી તેની છાતી ધડકતી સાંભળી મેં તેને ચૂપ રહેવા કહ્યું હતું. સાક્ષીએ મિ. ક્રેગીના પૂછવાથી જણાવ્યું.

---

* આજ દિવસે આ પછીના પ્રકરણમાં નોધાયલી સાક્ષીની માત્ર સાક્ષ લઈ ઉલટ તપાસ મુલ્તવી રાખવામાં આવી હતી જે એક આખો દિવસ ચાલી હતી માટે પ્રકરણ લાંબું થયા સાથે દિવસની સંખ્યામાં ઘટ પડે તેથી આ પ્રકરણમાં એક જ સાક્ષીની વિગત આપી છે.

"અર્જુન રામાએ તમને જે કાંઈ કહ્યું હોય તે શબ્દે શબ્દ બોલો." **મિ. બ્રુઇને** સાક્ષીને કહ્યું.

"એકને ટાવરપરથી પડી જતી અને બીજીને ફેંકી દેતી." સાક્ષીએ શબ્દે શબ્દ કહી જણાવ્યા.

"પણ ગભરાયા વિષે તેણે કહ્યું હતું!" કોરોનરે ટકોર કરી.

"તે હું કહી ચૂકયો છું," સાક્ષીએ તરત ઉત્તર દીધો.

"છતાં **મિ. બ્રુઇન** તે ફરી બોલાવવા ઇચ્છે છે," કોરોનરે ટીકા સાથે વધારે ટકોર કરી.

"આ વાત કરતી વેળા બીજું કોઇ હાજર નહતું. સબ રજિસ્ટ્રાર આફિસમાં હતો પણ તેને એ વાત જણાવી નહતી. **મિ. ક્રેગીને** પ્રથમ તા. ૨૯ કે ૩૦ મીએ તેની આફિસમાં જણાવી ત્યારે **મિ. કાપડિયા** હતા અને તેઓ મને ત્યાં તેડી ગયા હતા. તેમને **અર્જુન રામાએ** મને વાત કર્યાની કેમ ખબર મળી તે હું જાણતો નથી. સબ રજિસ્ટ્રાર કે કોઇ પોલિસ અમલદારને પણ મેં ખબર આપી નહતી; તેમાં એક તો પોલિસને એક માણસના મોંડાથી સાંભળેલી વાત જણાવવાનું કામ હું સલામતીનું સમજ્યો નહિ; બીજું, પોલિસે મને પૂછયું નહતું; ત્રીજું, આફિસનું કામ; ચોથું, હું થાણાનો રહીશ; અને પાંચમું, પોલિસે એક માણસને પકડયાની મને ખબર પડી હતી."

"પોલિસને ખબર આપવા **અર્જુનને** તમે સલાહ આપી હતી," **મિ. બ્રુઇને** પૂછયું.

"જેટલી વાત થયલી અહિં જણાવી છે તેથી વધારે કશી વાત થઈ નહતી," સાક્ષીએ **મિ. બ્રુઇનની** ઉલટ તપાસથી કંટાળી રોકડો ઉત્તર આપ્યો.

"આ બનેલા બનાવનો ભેદ જાણવા પોલિસ પ્રયત્ન કરે છે તે હું જાણુંછું, પણ તેમાં તે નિષ્ફળ નિવડયાની ખબર નથી. પોલિસનો પ્હેરો મારી આફિસ આગળ છે પણ તેને ખબર આપવાનું 'સલામતી ભરેલું સમજ્યો નહિ' એ હું કહી ચૂકયો છું, પણ મિ. ક્રેગીને કહેવામાં પણ 'સલામતી ભરેલું નથી' તે હું કહી શકતો નથી." મિ. બ્રુઇનની ઉલટ તપાસમાં સાક્ષીએ ખુલાસો કર્યો.

"મને કે મારી આફિસમાંના કોઇને પૂછવા મારા જાણવા પ્રમાણે કોઈ પોલિસ અમલદાર આવ્યો નહતો, આવ્યો હોત તો વગર છૂપાવે સઘળી બીના કહેત." મિ. ક્રેગીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"પોલિસ શું સર્વજ્ઞ છે?" મિ. બ્રુઇને કરડાકીથી કહ્યું.

"દિવસનો આધાર સૂર્ય ઉપર છે? એમ પણ પૂછોની?" કોરોનરે ટકોર કરી.

"ઠીક છે, હું તે પૂછતો નથી," મિ. બ્રુઇને પોતાનો કરાવ જણાવ્યો.

"અર્જુને મને કહ્યું તે માન્યું હતું પણ તેના બોલવાને કોઇનો ટેકો ન હોવાના કારણે પોલિસને જણાવવાનું 'સલામતી ભર્યું' મને લાગ્યું નહિ." મિ. બ્રુઇનને ખુલાસો કર્યો.

"બે ત્રણ માણસોએ એક બાઇને ફેંકી દીધી જોયાનું અરર્જુને તમને કહ્યું હતું તે તમે કોરોનરને સાક્ષી આપતાં કેમ નહિ જણાવ્યું હતું?" મિ. ક્રેયરે સાક્ષીને ફરી બોલાવી પૂછયું.

"મેં તે જણાવ્યું હતું" સાક્ષીએ ઉત્તર આપ્યો.

પણ કોરોનર પાસે તે પ્રમાણે લખેલું નહોવાથી "એ વાત

કહેવાનો મારો ઇરાદો હતો," સાક્ષીએ પોતાની ગફલતના બચાવમાં જણાવ્યું.

---

## પ્રકરણ ૩૦ મું.*

### કોરોનરની તપાસ—૧૩ મો દિવસ.

### ( ૪૯ નવાજબાઈની સાક્ષી. )

"મારૂં આખું નામ **નવાજબાઇ શાપુરજી** ઈજનેર, મારી ઉમ્મર ૧૨ વર્ષની છે. સાચું બોલવાનું સમજું છું. હું મારા માબાપ સાથે **કાવશજી પટેલ**ના મ્હોલ્લામાં રહું છું. **રાજાબાઈ** ટાવરપરથી બે પાર્સિ બાનુઓ પડી મર્ણ પામી તે દિવસ તા. ૨૫ મી એપ્રિલ ને શનિવારનો હતો. એ દિવસે આસરે અઢી વાગે માબાપની રજા લઇ હું, મારો નહાનો કાકો **અરદેશર સોરાબજી** ગોદીવાળા, તેની ઉમ્મરની મને ખબર નથી પણ મારાથી મ્હોટો છે તે, મારો નહાનો મામો **કાવસજી આદરજી મિસ્ત્રી** જેની ઉમ્મર પણ મારાથી મ્હોટી છે અને મારી ન્હાની બ્હેન **શીરીનબાઈ શાપુરજી** ઇજનેર; એટલાં જણ અમે ઘેરથી સાથે નિકળી સીદ્ધાં ટાવર આગળ પોણાત્રણ વાગે જઈ પ્હોંચી ત્યાં ઉભેલા એક સિપાઇને એક આનો આપી વગર થોભવે ઝરૂખાને બારણેથી ઉપર ચડયાં. વચ્ચે બે મુસલમાનના છોકરા જેઓ મારાથી મ્હોટા દેખાતા હતા તેઓ અમારી પછવાડે ચડી આવી, મારી ન્હાની બ્હેન ઝપડથી નહિ ચડી શકતી જોઈ, અમને ખસડી તેઓ ચડી ગયા હતા; નીચે ઉતરતાં પાંચ સાત

---

* આ પ્રકરણમાંના સાક્ષીની ઉલટ તપાસ માટે ત્રીજો દિવસ આખો રોકાયો હતો તે વાંચનારની સગવડસારૂ આખી સાક્ષી અહિં દાખલ કરી છે.

માણુસો જૂદી જૂદી જાતનાં, તેમાં પ્રથમ બે સાથે અને બીજાંઓ તેના પછી એમ છેટે છેટે મળ્યાં હતાં. છેક મથાળેની અગાસી ઉપર ગયાં તો ત્યાં બે મારવાડીઓ અને અમને પાછળ મૂકી દઈ ચડેલા મુસલમાનો હતા."

ત્યાં થોડિક વેળા થોભ્યા એટલે ત્રણના ટકોરા વાગ્યા જોઇ અગાસીપર ફર્યાં હતાં ત્યારે પાંચ છ હિંદુ–ઘાંચીનાં બૈરાં ઉપર આવ્યા, પછી બે મારવાડીઓ ઉતરી ગયા બાદ એક પાર્સિ અને બે મુસલમાન અને તેમની પૂઠે બે પાર્સિનાં બૈરાંઓ ઉપર આવ્યાં હતાં. હિંદુ બૈરાં અને અમારી સાથે ચડેલા મુસલમાન છોકરાઓની પછવાડી મુસલમાનો નીચે ઉતરી ગયા. પછી પેલી પાર્સિ બાઇઓએ એકથી વધુ વખત ટાવરની આસપાસ આંટા માર્યા, તેટલો વખત પેલો પાર્સિ પણ તેમ કરતો તેમની પાછળ ફરતો હતો પણ તેઓ વચ્ચે કશી વાતો થતી જોઈ કે સાંભળી નહિ. આ વખતે અમે એક બીજા સાથે વાતો કરતાં, આસપાસનો દેખાવ જોતાં, એકજ જગાએ ઉભાં હતાં. પેલાં પાર્સિ બૈરાંઓ નીચે ઉતરી ગયાં ત્યારે અમે ચાર છોકરાં અને પેલા પાર્સિ સિવાય ત્યાં બીજું કોઇ નહતું. બાઇઓની પૂઠે પાર્સિ ગયા પછી સવાત્રણના ટકોરા થયા તે સાંભળ્યા પછી પેલી બાઇઓને અકળાયલી, ગભરાયલી કપડાં છૂટી ગયલાં ને ઝડપથી ઉપર ચડી આવતાં જોઈ; તેમાંની એક પાતળી અને ગોરી સરખીએ કહ્યું 'પાર્સિનાં છોકરાં છે અહિંયાં આવો.' તેઓ અમારી પાસે આવી ઉભાં એટલે તરત જ પૂઠે પેલો જ પાર્સિ ઉપર ચડી આવ્યો કે પેલી બાઇઓ અમારી આગળથી ચાલી ગઈ અને તેની પછવાડે પેલો પાર્સિ પણ ઉતરી ગયો. સાડાત્રણનો ઘંટ અમે સાંભળતાં હતાં તેટલામાં પેલો પાર્સિ ડગલાના બટન છૂટાં અને પાઘડી હાથમાં લઈ અમારી પાસે

થઈ ઝડપથી ચાલી ગયો, પછી અમારૂં ઘર જોવા લાગ્યા પણ તે ન જડવાથી નીચે ઉતર્યાં. પેલા પાર્સિને અમારી પાસેથી પસાર થઈ જવા પછી ટાવરપર પેલી બાઇઓને જોઈ નહતી. તેઓને ઉપર આવતાં જોઈ ત્યારે તેઓ ખુશીમાં હતી. અમે ટાવરપર હતાં ત્યારે કોઇની બૂમ સાંભળી નહતી, પણ પવન જોરમાં હોવાથી તેના ઘૂઘવાટા સંભળાતા હતા. નીચે ઉતરતાં ફીરંગી અને બીજી જાતનાં માણસોને દીઠાં હતાં, તેઓ પણ નીચે ઉતરતાં હતાં; હેઠે આવ્યાં તો બારણું ઉઘાડું હતું અને સિપાઈ કે બીજું કોઇ ત્યાં ઉભું જણાયું નહિ. આગળ ચાલતાં ઉપર જોયલી બાઇઓને ભોંયપર મર્ણ પામી પડેલી જોઇ હતી. કમ્પાઉંડની બ્હાર જતાં હતાં એટલે ઉઘાડે પગે અને માથે ટોપી સાથે એક પાર્સિએ આવી પૂછ્યું કે 'પેલી બાઇઓ તમારા ઘરની છે?' અમે ના કહી, ઘેર જતાં રહ્યાં.

"ઘેર જઈ સૂઈ ઉઠ્યા પછી તરસ લાગવાથી, માયજીએ પાણી પાતાં પૂછવાથી તેમને જણાવ્યુ કે '**રાજાબાઇ** ટાવર પરથી બે પાર્સિ બાઇઓને પડી જતાં જોઇ હતી.' તે સિવાય બીજું ટાવરપર જોયલું કહ્યું નહતું. ઘણે દિવસે મારા મામાના પૂછવાથી મેં તેમને એ વિષે કહ્યા પછી એક ફેંટાવાળા પાર્સિએ આવી મારા બાપને કાંઇ કહેવાથી મને અને મારા કાકાને તેની જ સાથે **મિ. ક્રેગી**ની આફિસમાં મોકલ્યાં જ્યાં અમારી જુબાની લખી લેવાઈ હતી."

"પાતળી અને ગોરી જેવીના હાથમાં ચોપાનિયું હતું અને કાળી સાડી તથા પીળાં બુટ પ્હેર્યાં હતાં અને બીજીએ ચસ્મો, કાળાં બૂટ અને કાળી સાડી પ્હેરી હતી. પેલા પાર્સિએ કાળો દગલો, પાર્સિઓ જેવી કાળી પાઘડી અને ભરેલાં સ્લીપર પ્હેર્યાં હતાં. બાઇઓને કે પેલા પાર્સિને આગળ કોઇ વાર જોયાં નહતાં તેમ પેલા પાર્સિને

આ બનાવ બન્યા પછી પણ જોયો નહતો. તેને ઓળખી જ શકું એમ ખાત્રી નથી. મિ. ક્રેગીની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

મિ. ક્રેગીએ પેલા પાર્સિને સાક્ષી પાસે ઓળખાવવા માટે હાજર કરવા કોરોનરને અરજ કરી પણ પોલિસ સુપ્રિંટેંડંટ મિ. બ્રુઇને એમ ઓળખાવવાની રૂઢી સામે વાંધો લીધો. મિ૦ ક્રેગીએ 'બીજાઓ સાથે ભેળી ઓળખાવવાની' બીજી સૂચના કરી, 'તેણે પ્રથમ દિવસે કપડાં પ્હેર્યાં હતાં તે પોલિસના સ્વાધીનમાં છે તે જ પ્હેરાવવાં' ઉમેર્યું. આ ઉપર કોરોનરે એવા ટીકા કર્યા કે 'પ્રથમ દિવસનાં કપડાં બદલાવી, નવાં પ્હેરાવ્યાથી તેના દેખાવમાં કોઈ અજાયબ જેવો અંતર પડેલો જણાયો છે' માટે એ બાબતમાં જુરીનો અભિપ્રાય શો છે?

જુરીના પ્રમુખે જુરી તરફથી મિ૦ ક્રેગીને મળતો અભિપ્રાય આપવાથી મિ. બ્રુઇને તેમાં વાંધો કહાડી 'જૂદાં જ કપડાં પ્હેરાવી આણવા' સૂચના કરી, તેથી કોરોનરે કરડાકી–ટકોર કરી કે 'તમારી ધારણા તો તેને બીલકુલ નવો જ દેખાવ આપવાની છે,' પણ આ ન્હાના બાળક આગળ તો જુરીનો વિચાર સ્વીકારી પ્રથમના કપડાં પ્હેરાવી લાવવા જોઇએ; એવો ચૂકાદો આપવાથી તેમ કરી તેને ૩૦–૪૦ પાર્સિઓમાં ભેળી નાખ્યો પણ સાક્ષી છોકરીએ સઘળા વચ્ચે ફરી સર્વેનાં મ્હોં, કપડાં, બૂટ વિગરે તપાસી **માણેકજી અસલાજીને** ઓળખી પકડી આપવાથી એકઠા મળેલા લોકોએ બાળ–સાક્ષીને હર્ષનાદ[1] અને ધન્યવાદની[2] ધ્વનીથી[3] વધાવી લીધી.

"ટાવર ઉપર પેલી બાઇઓની પાછળ ફરતો, તેમની પૂઠે નીચેથી ઉપર આવતો અને ડગલાના છૂટાં બટન સાથે હાથમાં

---

૧. ખુશીના પોકાર. ૨. સાબાશી. ૩. પોકાર–ગર્જના.

પાઘડી લઇને અમારી આગળથી નાસી ગયલો માણસ લોકોના ટોળાંમાંથી ઓળખી દેખાડ્યો તે જ હતો," મિ૦ ક્રેગીની તપાસમાં સાક્ષીએ વધારે ખુલાસો કર્યો.

"હું હાલ એની ઉલટ તપાસ કરતો નથી." મિ. બ્રુઇને મુલતવી રાખવા અરજ ગુજારી.

"શા માટે?" કોરોનરે એમ કરવા દેવા આગમજ કારણ જાણવા માગ્યું.

"સર્વે છોકરાંની સાથે જ ઉલટ તપાસ કરવાનું કારણ, એક તો એ કે તેમને વિષે પોલિસને કશી ખબર નથી અને બીજું તો તેમની પાસે પોલિસને જવા દેવામાં આવી નહતી;" મિ. બ્રુઇને પોતાનાં કારણો દર્શાવ્યાં.

"શું તેમના આગળ જવા દેવામાં નહિ આવ્યાં હતાં?" કોરોનરે અજાયબી દેખાડી.

"હા, મિ૦ ક્રેગીએ તેમ કર્યું હતું," મિ૦ મેકડર્મેટે ફરિયાદ કરી.

મિ૦ મેકડર્મેટનું કહેવું સત્ય નથી," મિ૦ ક્રેગીએ પોતાના બચાવ માટે બાથ લીધી.

"પણ સર્વે સાચી વાત કોરોનરને જણાવવી જોઇએ," મિ૦ મેકડર્મેટ પોતાની તકરારને વળગી રહ્યા.

"કોરોનર જાણવા ઇચ્છતો નથી, તે તો તેના આગળ રજુ થયલા ઉલટ તપાસ મુલતવી રાખવાના સવાલનો ચૂકાદો કરવા ચાહે છે." કોરોનરે પોતાને તકરારમાંથી અળગ કરી, પોતાની ખરી ફરજ શી છે તેની સમજ પાડી.

મિ. બ્રુઇને પોતાની અરજ ફરીથી કરતાં કોરોનરે જણાવ્યું,

'એ માગણી અયોગ્ય નથી.' મિ. બ્રુઇને આવા ચૂકાદાથી કોરોનરનો ઉપકાર માન્યો પણ તેને તે નહિ રૂચવાથી કહ્યું 'ઉપકાર બુપકાર માનવાનું કાંઈ નહિ, ફરજ બજાવતાં જે યોગ્ય હશે તે કરીશ.'

"આ તપાસને લીધે એક જુરરને પોતાનાં લગ્ન મુલતવી રાખવાં પડ્યાં છે!" મિ. બ્રુઇને ટીકા કરી.

"જુરીની અગવડ સગવડ જોવાનું કામ મારૂં છે માટે કોઇએ એ સંબંધી કશા ટીકા કરવા નહિ," કોરોનરે છંછેડાઈ મિ. બ્રુઇનના એવા પ્રકારના બોલવા સામે સખ્ત અણગમો દર્શાવ્યો.

"પરભુ જ્ઞાતની નહિ પણ ઘાંચી જાતની સ્ત્રીઓ જોઇ હતી. પ્રથમ પાર્સિ અને પૂઠે મુસલમાન આવ્યા હતા, પાર્સિની સાથે કોઈ હિંદુને જોયો નહતો તેમ તેના નીચે જવા પછી પણ નહિ; માત્ર મુસલમાનોને જ જોયા હતા. તેનું બ્યાન આપવા હું અશક્ત છું; કારણ ચોકસાઈથી જોયા નહતા. તેમને દાઢી મૂછ હતાં કે નહિ તે કહી શકું નહિ. તે બોજા જેવા લાગ્યા હતા, જભ્ભા જેવા સફેદ સાયા પ્હેર્યા હતા અને પાતળા તથા ઉંચા હતા. પાર્સિ બાઇઓ આવી ત્યાંસુધી પેલા મુસલમાનો અને પાર્સિએ અમારાથી સહજ દૂર ઉભા રહી વાતો કરી પણ તે સંભળાઈ નહતી. એમના આવ્યા પછી બાઇઓ પાંચ છ મિનિટે એકલી જ ઉપર આવી તેમની સાથે કોઇ સિપાઇ નહતો, દાદરપર પણ કોઇને દીઠો નહતો તેમ કોઇ સિપાઇને 'ઘડિયાળ જોવા આવો' એમ બોલતાં પણ સાંભળ્યો નહતો. આ સિપાઇ (આત્મારામ બાબાજીને દેખાડી) ને નીચે ઉતર્યા ત્યારે 'ઉપરના લોક નીચે આવો' બોલતો સાંભળ્યા પછી અમારી આગળ થઈ ઉપર જતાં દીઠો હતો."

"બાઇઓ આવી કે મુસલમાનો નીચે ગયા અને પાર્સિએ તેમની પૂઠે ફેરા મારવા માંડ્યા. સુમારે બે ત્રણ આંટા ર્યા હશે. પેલી બાઇઓ તેને દૂર કરવા આંટા મારતી હતી કે કેમ તથા પેલો તેમને હેરાન કરવા પૂઠે ફરતો હતો કે કેમ તે હું કહી શકતી નથી. જેટલી વાર બાઇઓએ આંટા માર્યા તેટલી વાર તે પણ ફરતો હતો, છેવટે બાઇઓ નીચે ગઈ તેમની પાછળ તે પણ ગયો. બાઇઓ પોતાની ખુશીથી ઉતરી ગઈ મને લાગતી હતી. તેઓ વચ્ચે વાતો થતી સાંભળી ન હતી. તેઓ જતી હતી તેવામાં જ સવાત્રણનો ઘંટ વાગ્યો તે સાંભળી સાડાત્રણનો સાંભળવાની રાહ જોતાં ઉભાં હતાં તેટલાં પેલી બાઇઓ પાછી ઉપર આવી તો બચુબાઇએ સાડી ખભાપરથી સરી પડવાથી કમ્મર આગળ હુંચો કરી પકડી રાખી હતી, એવી રીતે કે સાડી કમ્મરે બાંધી હતી કે છૂટી તે કહી શકતી નથી. ઈજાર બધી દેખાતી હતી પણ કમ્મર આગળ હાથ આડો રાખ્યો હતો, તેમ સાડીનો છેડો ઝુલતો નહતો. પીરોજાબાઇએ સાડી લોચો કરી પેટ આગળ ધરી રાખવાથી તેની ઈજાર આખી દેખાતી હતી, તેનો એક પાયજામો ફાટ્યો હતો પણ ડાબો કે જમણો તે હું કહી શકતી નથી."

"તેઓ હાથમાં સાડી પકડી, હાથની કુણી–કોપરીયાં ટેકવી ટેકવી ઝડપથી ઉપર ચડી 'પાર્સિના છોકરાં છે, અહિં આવો' એમ પાતળાં અને ગોરાં બાઈ બોલ્યાં પછી તેઓ અમારી પાસે ઉભાં કે તરત જ પાર્સિ પણ તેમની પૂઠે ઝડપથી આવ્યો; એટલે 'મરેરે, મરેરે' એમ ઢોંગા જેવા બૈરાં બોલ્યાં હતાં, આ વખતે તેઓ બેઉ બીધેલાં જેવાં દેખાયા હતાં. તેઓ પોતાના કપડાં સીધાં કે સરખાં કર્યાં વિના પાછાં ઝડપથી નીચે ઉતરી પડયાં, તેમની પૂઠે પાર્સિ થોડિક ઓછી ઝડપે પાછો ગયો હતો.

આ જે કાંઈ થયું જોયું તે 'બાઇઓ ઉપર આફત ગુજરવા જેવું અને પાર્સિને તેમાં કાંઈ સંબંધ હોય એમ લાગ્યું હતું;' સાક્ષીએ પોતાના અનુભવ પ્રમાણે અભિપ્રાય આપ્યો—

"સાડાત્રણનો ઘંટ વાગતો હતો તે વખતે પાર્સિને દગલાની કોર એક હાથે પકડી, બીજે હાથે પાઘડી ઝાલી, સાંકડી જગામાંથી બ્હાર નિકળી, ઉપર આવી, નીચે દોડતો ઉતરી ગયો જોયો હતો; પણ કયા હાથમાં પાઘડી પકડી હતી તે હું કહી શકતી નથી તેમ પાઘડી પ્હેરતાં જોઈ નહતી. પાર્સિના ઉતરી ગયા પછી પેલી બાઇઓને ફરીથી અગાસી ઉપર જોઈ નહતી, તેમ પાર્સિના જવા પછી તેમનું શું થયું તે જોવા પણ અમે ગયાં નહતાં."

"ઉપર હતાં ત્યારે કોઈની ચિચિયારી સંભળાઈ ન હતી પણ દરિયા તરફથી પવન જોરમાં ફુંકતો હતો. પાર્સિ ગયા પછી ત્રણ ચાર મિનિટ સૂધી અમારૂં ઘર સોધી કહાડવાની તજવીજ કર્યા છતાં નહિ દેખાયાથી નીચે ઉતરવા લાગ્યાં ત્યારે આસપાસના ખંડમાં જોયું નહતું. અમને ધીરે ધીરે નીચે ઉતરતાં સુમારે પાંચ મિનિટ લાગી હશે, તે વખતે થોડાક ટાવરના મથાળાં આગળ અને બે થોડેક નીચે મળ્યાં હતાં. છેક નીચે આવ્યાં ત્યારે એક પાર્સિને ઉઘાડે પગે આવતાં લાસોની થોડેક છેટે દીઠો હતો."

"ઘેર જઇ, સુઈ ઉઠી, દીવા વખતે બનેલી વાત પ્રથમ કરી હતી. આસરે સાત આઠ દિવસ પછી લોકો વાતો કરતાં હતાં કે 'બનાવ બનતી વખતે ટાવરપર પાર્સિનાં છોકરાં હતાં' ત્યારે મેં કહ્યું 'તે તો હમે હતાં.' એ વિષે મારા બાપને ખબર નહતી. અમે ટાવરપર ગયાં તે માય અને મમઇને કહીને ગયાં હતાં. કોઇએ આ સંબંધમાં પૂછ્યું નહતું અને અમે પેલા

પાર્સિને ટાવરપર જોયાની વાત પણુ કોઇને કહી નહતી. બાઇઓના ચહારમ–ચોથે દિવસે મમઇ ગુજરવાથી ઘરમાં કોઈ સાથ વાત થઇ ન હતી. મરનાર બાઇઓ અમારાં સગાં નથી, તેમ તેમનાં કુટુંબસાથ અમારા કુટુંબને ઓળખ નથી.” આ સર્વે ખુલાસા સાક્ષીએ સરકારી વકિલ મિ. ફ્રેયરની ઉલટ તપાસમાં જણાવ્યા.

“પેલો પાર્સિ પ્રથમ ઉપર આવ્યો ત્યારે તેના દગલાનાં બટન પોયલાં હતાં; તે દોડી ઉતરી ગયો ત્યારે બટન છૂટાં હોવાથી તેનું બદિયાન છીંટનું હતું પણુ તે ચીરાયલું લાગ્યું નહતું, તેણે અમને જોયાં હતાં કે નહિ તે હું કહી શકતી નથી,” જુરીના પૂછવાથી સાક્ષીએ જવાબ આપ્યો.

---

## પ્રકરણ ૩૧ મું.

### કોરોનરની તપાસ—૧૪ મો દિવસ.

### ( ૫૦ અરદેશર સોરાબજી ગોદીવાળાની સાક્ષી. )*

“મારી ઉમ્મર ૧૪ વર્ષની છે અને હું સર જમસેદજી જીજીભાઇની શાળામાં અભ્યાસ કરવા જાઉંછું. તારીખ ૨૫ મી એપ્રિલને શનિવારે સુમારે હઠીવાગે, હું, મારા ભાઈની બે બુચીઓ નવાજબાઇ અને શીરીનબાઇ તથા મારી ભાભીનો ભાઇ કાવસજી ટાવર જોવા ગયાં હતાં. અમે ઉપર ચડતાં હતાં ત્યારે પાંચ સાત જણુ હિંદુ સરખાં નીચે ઉતરતાં મળ્યાં હતાં. ઠેઠ

* આ અને એના પછીના સાક્ષીની તપાસ એક દિવસે અને ઉલટ તપાસ બીજે દિવસે કરવામાં આવી હતી પણ વાંચનારને સુગમ પડવા અને દિવસની સંખ્યા બરાબર રાખવા દરેકની તપાસ અને ઉલટ તપાસને એકજ દિવસમાં ભેળી નાખી બે સાક્ષીની છૂટા બે દિવસની ગણુતી રાખીછે.

અગાસીપર ગયા તો ત્યાં બે મારવાડી અને બે મુસલમાનને ઉભા દીઠા. ઉપર પ્હોંચ્યા પછી અમે ઘડિયાળના ટકોરા વાગતા જોતા હતા તેવારે ઘાંચી જાતનાં બૈરાં આવ્યાં હતાં; આમ તેમ ફર્યા બાદ થોડિક વારે એક પાર્સિ અને બે મુસલમાન આવ્યા. તેઓ માહ્નો માહ્ન વાત કરતા હતા તેટલામાં બે પાર્સિ બાઇઓ આવી. તેમની સાડી કાળી હતી, એકના હાથમાં ચોપાનિયા જેવું અને બીજીએ ચસ્મો ચડાવ્યો હતો. પેલા બે મુસલમાનો બે મારવાડીઓ અને ઘાંચીનાં બૈરાં નીચે ગયાં, તે પછી પેલા બે મુસલમાનોને પણ ઉતરી પડતા નજરે દીઠા હતા.

"બાઇઓ ફરવા લાગી તેમની પૂઠે પૂઠે પાર્સિ પણ ફરવા લાગ્યો, પાંચેક મિનિટ બાદ બાઇઓ નીચે ગઈ તેમની પછવાડે તરતજ પાર્સિ પણ ગયો, આ વખતે અમારા સિવાય અગાસીપર કોઈ નહતું. સવાત્રણનો ઘંટ સાંભળ્યા પછી અમે ફરતાં હતાં તેટલામાં પેલી બેઉ બાઇઓ સાડી છૂટી હાથમાં પકડી ઝડપથી ચડી આવી 'અહિં પાર્સિનાં છોકરાં છે, અહિં આવો' એમ તેઓમાંની એકે બીજીને કહી અમારી પાસે આવીને ઉભાં, તે વખતે તેઓ દલગીર પણ પ્રથમ આવ્યાં ત્યારે ખુશ દેખાયાં હતાં."

"પાર્સિને તરત જ પોતાની પૂઠે આવ્યો જોઈ અમારી પાસેથી ખસી ગયાં, તેમની પૂઠે પાર્સિ ગયા પછી તેઓ ફરીથી અગાસીપર દેખાયાં નહિ; તેમના ગયા પછી અમે બારામાંની સ્ટીમરો અને શેહેરના ઘરોનો દેખાવ જોતાં ઉભાં હતાં, તે સમયે પેલો પાર્સિ અમારી પાસે થઈ નાસી નીચે ગયો હતો."

"અગાસી ઉપર કશી ચિચિયારી કે ઝપાઝપી થવાનો સાદ સાંભળ્યો નહતો. પાર્સિના જવા પછી બેત્રણ મિનિટ રહી અમે નીચે ઉતરતાં હતાં ત્યારે પાંચ છ માણુસો ઉપર આવતાં મળ્યાં

હતાં પણ કયી જાતનાં તે કહી શકતો નથી. નીચે ઉતરી ઝરૂખા આગળ આવ્યાં તો અગાસીપર જોયલી બેઉ બાઇઓની લાસો ભોંયપર પડેલી દીઠી."

"આ જોઈ અમે ઘેર જઈ ભાભીને કહ્યું કે 'રાજાબાઇ ટાવર આગળ કોઈ બૈરાં પડી ગયાં છે,' પણ ત્યાં જોયલી વાત કહી નહતી. ટાવરપર અમારા જવાની ખબર ભાભીને હતી. પંદરેક દિવસપર અમને એક આફિસમાં લઈ જવામાં આવ્યાં હતાં ત્યાં સઘળી વાત કહી હતી."

"ટાવરપર જોયલા પાર્સિએ કાળો દગલો, સફેદ પાટલૂન, અને ભરેલાં સ્લીપર પ્હેર્યાં હતાં. તે એક જ પાર્સિને ટાવરપર જોયો હતો, તેને આગળ કે બનાવ બન્યા પછી કોઇ વેળા જોયો નહતો. હવણા દેખાડવામાં આવે તો તેને ઓળખી શકું કે નહિ તે ખાત્રીથી કહી શકતો નથી." સાક્ષીએ મિ. ક્રેગીની તપાસમાં લખાવ્યું.

"પેલા પાર્સિને તેના તે દિવસના પોશાકમાં રજુ કરવો જોઇએ;" મિ. ક્રેગીએ સાક્ષી પાસે ઓળખાવવા માગણી કરી.

પેલાને તે પ્રમાણે તૈયાર કરી, પાર્સિના ટોળામાં ભેળી ઉભો રાખવામાં આવ્યા બાદ મિ. ક્રેગી સાક્ષીનો હાથ પકડી ઓળખાવવા તેડી ગયા એટલે તો તે પોતેજ બ્હાર નિકળી આવી:—

"ગઈ કાલે બાંકપર બેઠો હતો ત્યારે એક પાર્સિએ નવાજબાઇને તેડી પસાર થતાં મને દેખાડી 'આ પેલો માણસ ધ્યાનમાં રાખજે હું' કહ્યું હતું, સાંજના આ સાક્ષીના જેવા અને જેવડા છોકરાને લાવી મને દેખાડી 'ધ્યાન રાખજે હું આ એજ પાર્સિ' કહી ઓળખાવ્યો હતો." માણેકજી અસલાજીએ મોટેથી અને ધભરાટથી કોરોનર આગળ ફરિયાદ કરી:—"તે મને નિત્ય બોલવવા આવનાર ૫૧૬ નંબરના સિપાઇએ જોયું છે."

"**નવાજબાઇ** એક જ વખત જોયાથી ઓળખાવી શકતી હોય તો મારી સાથે ગઇ કાલે ઉભેલા પાર્સિઓને ઓળખાવો, પછી જુઓ કે કેમ ઓળખે છે?" **માણેકજીએ** પોતાની ફરિયાદ ચાલુ રાખી.

આથી પેલા સિપાઇને બોલાવી કોરોનરે તપાસવાનું યોગ્ય ધાર્યું.

"આ સાક્ષીના સંબંધી સવારે તે કાંઈ જોયું હતું?" કોરોનરે સિપાઇને પૂછ્યું.

"હા, આ છોકરાને એક પાર્સિએ લાવી સાક્ષીને દેખાડી કહ્યું 'જમના જો, જમના જો, એજ, એજ.' સીપાઇએ ઉત્તર દીધો; "બે ત્રણ સીપાઈ હતા પણ તેમણે જોયું કે નહિ તેની ખબર નથી. આ બાબતનો રિપોર્ટ જમાદાર તથા સુપ્રિટેંડંટ **મિ૦ મેકડર્મટને** કર્યો હતો."

"ટાવરપર જોયલો પાર્સિ આ જ કે?" **મિ૦ ક્રેગીએ** સાક્ષીને **માણેકજી** તરફ આંગળી દેખાડી પૂછ્યું.

"હા, એજ;" સાક્ષીએ તેનું મ્હોંડું બરાબર જોઈ તપાસી ઉત્તર આપ્યો.

"એનું મોં તો ફગલાઈ ગયું છે!" **માણેકજી** પોતાને ઓળખાવતો જોઈ મ્હોટે મ્હોટે બંખારવા લાગ્યો.

"**મિ૦ ક્રેગીની** આફિસમાં સાક્ષી લખાવી ત્યારે **મિ૦ સોરાબજી બમનશા કાપડીયા** અને **મિ૦ પેસ્તનજી માણેકજી** કાંગા હાજર હતા. **મિ૦ સોરાબજીએ** થોડી પણ **મિ૦ પેસ્તનજીએ** ઘણી પૂછગાછ કરી હતી અને તેઓ જ લખતા હતા. તમારી આફિસમાં આવ્યા અગાઊ **મિ૦ સોરાબજીને** હું ઓળખતો નહતો." સાક્ષીએ **મિ૦ ક્રેગી** અને કોરોનરની તપાસમાં ખુલાસો કર્યો.

"અત્રે આવતા સાક્ષીની લખી લીધેલી જુબાનીઓ મિ૦ ક્રેગીએ આ કોર્ટને આપી દેવી જોઇએ," મિ૦ ક્રેયરે કોરોનરને સૂચના કરી.

"મને કશો વાંધો નથી," મિ૦ ક્રેગીએ આપતાં કહ્યું, "એ મારી સગવડ સારૂ ટીપ્પણ છે પણ કોઈ બીજાના હાથમાં જવા સામે મારો વાંધો છે."

"પોલિસે રજુ કરેલા દસ્તાવેજો સાથે જ એને પણ રાખવામાં આવશે;" કોરોનરે ધીરજ આપી.

"ટાવરપર ગયા પછી હિંદુ સ્ત્રીઓને નહિ પણ ઘાંચી સ્ત્રીઓને દીઠી હતી. પાર્સિ પ્રથમ અને તેની સાથે પણ પૂઠે બે જુવાન માટીડા જેવા પાતળા અને ઉંચા, સફેદ સાયાપર પેટી પ્હેરેલા મુસલમાનો ઉપર આવ્યા હતા. તેમની ઉમ્મર હું કહી શકતો નથી, તેમ તેમને દાઢી હતી કે કેમ તે ધ્યાનમાં નથી. પાર્સિ સાથે કોઈ હિંદુ નહતો, બે મારવાડીયોએ ધોતિયાં અને બદિયાન પ્હેર્યાં હતાં."

"બે પાર્સિ બાઇઓને ઉપર આવતાં જોઇ હતી પણ તેમની સાથે સિપાઇ કે હવાલદાર નહતો, તેમ કોઈ હવાલદારને નીચે આવી ઘડિયાળનો સંચો જોવા લોકોને બોલાવતો સાંભળ્યો નહતો."

"પેલા પાર્સિએ તેની સાથના મુસલમાનો નીચે ગયા પછી પેલી બાઇઓની પૂઠે પૂઠે સુમારે એક વારને છેટે લગભગ પાંચેક મિનિટ સૂધીમાં બે ચાર આંટા માર્યાં હશે. આથી તેઓ નાખુશ હતી કે કેમ તે હું કહી શકતો નથી. બાઇઓ નીચે ગઈ કે પાર્સિ પણ તેની પૂઠે ગયો. બાઇઓ તેને દૂર રાખવા નીચે ગઈ કે કેમ તે હું કહી શકતો નથી. તે લોકો નીચે ઉતરતાં હતાં ત્યારે સવાત્રણના ટકોરા થયા હતા તે પછી અમે ટાવરની આસપાસ ફરવા લાગ્યાં એટલે પેલી બેઉ બાઇઓ ઉપર

આવી, તેમાં પ્રથમ પાતળી સરખી હતી, તેની સાડી ખભાપ-રથી સરી જઈ કમરે વીટાળી બે હાથે પકડેલી હતી, તે કમરની નીચે લટકતી નહતી. દોંગા જેવાં બાઇએ સાડી છાતી આગળ પકડી રાખી હતી. બેઊની ઇજારો દેખાતી હતી તેમાં દોંગા સરખાની ઈજાર જાંઘથી બ્હારના પાયજામાનો ભાગ ફાટેલો હતો, પણ તેનો રંગ તથા કયો પાયજામો તે યાદ નથી. તેઓ એકાદ બે મિનિટ અમારી પાસે આવી ઉભાં રહી, કપડાં સર-ખાં કરતાં હતાં તેટલામાં પેલા પાર્સિને પૂઠે આવતો જોઈ દોંગા સરખાંએ 'મરેરે મરેરે' બોલી અમારી પાસેથી ઝડપથી ખસી ગયાં અને પેલો પાર્સિ પણ તેમની પૂઠે ગયો, પણ તેટલી ઝડપથી નહિ.

"આમાં અમને કશી અજાયબી લાગી નહીં તેમ એ સં-બંધી અમે વાતો પણ કરી નહિ. તેમના ઉતરી જવા પછી સાડાત્રણના ટકોરા વાગતાં સાંભળતાં હતાં તેટલામાં પેલો પાર્સિ ડગલાનાં છૂટાં બટન અને હાથમાં પાઘડી ઝાલી આવી અમારી પાસેથી ઉતાવળે પસાર થઈ ગયો હતો.

"બાઇઓ અને તેમની પૂઠે પાર્સિના જવા પછી ઘડિયાળ જોતાં હતાં ત્યારે ટાવરની બીજી બાજુએથી માણસ બૂમ પાડે તેવા સાદ સંભાળાયાનું મિ૦ ક્રેગીની આફિસમાં લખાવ્યું હતું તે ખરૂ છે. આવું જોયું અને સાંભળ્યું તેથી હું બીધો હતો અને સામી બાજુએ જવાની હિમ્મત ચાલી નહતી, પણ મારી સાથનાને જણાવ્યું નહતું. તે કોઈ આફતમાં આવેલું માણસ ચિચિયારી પાડે તેના જેવી હતી."

"મિ. ક્રેગીને તો તમે જણાવ્યું હતું કે 'બૂમ સાંભળી નહતી અને પવન મજબૂત ફુંકાતો હતો'?" મિ. ક્રેયરે સા-ક્ષીને મુંઝવવા માંડ્યો.

"બૂમની વાત તે વેળા યાદ આવી નહશે," સાક્ષીએ કહ્યું.

"પાર્સિના જવા પછી બેત્રણ મિનિટ સૂધી અમારૂં ઘર જોતાં ઉભાં રહી ધીમે ધીમે ઉતરતાં હતાં ત્યારે ઉપર ચડતાં કેટલાંક માણસો મળ્યાં હતાં, તેમાં વખતે એક બુઢો અને તેનો છોકરો તથા વાણિયો હશે."

"અમે ઘેર સાંજે ગયાં ત્યારે ઘરમાં કોઈ નહતું, ૨-૩ દિવસ પછી મારા ભાભીને ટાવરપર જવાની, તેપરથી બે બાઇઓ પડી અને તે જોઇ મારા ગભરાઇ જવાની વાત પ્રથમ કરી હતી. તેણે કશો સવાલ કર્યો નહતો. પાર્સિ અને મુસલમાનોને ટાવરપર જોયાની અને બાઇઓની પાછળ પાર્સિએ જવાની સઘળી વાત પ્રથમ મારા વડા ભાઇ મિ. શાપુરજી સોરાબજી ઇજનેરને કર્યાથી તેણે વકિલની આફિસમાં જણાવવાનું કહ્યું હતું." મિ. ક્રેગીની બારીક અને લાંબી ઉલટ તપાસમાં સાક્ષીએ ખુલાસા કર્યા.

"મને ઘડિયાલ જોતાં આવડે છે, સવાત્રણના ચાર ટકોરા વાગે છે. ઇજારમાં એક જ ચીરો જોયો હતો. માણસની ચિચિયારીની કે પવનના ફુંફાટાની બરાબર સમજ ન પડવાથી 'પવન ઘણો ફુંકાતો હતો' એમ મિ. ક્રેગીને કહ્યું હતું. આવા ફુંફાટામાં અમે એક બીજાનું બોલેલું સાંભળી શકતા હતા. પેલો પાર્સિ ઉઘાડે માથે કે ટોપી પ્હેરી નીચે ઉતર્યો તેની યાદ નથી પણ પ્રથમ આવ્યો ત્યારે દગલાનાં બટન પોયલાં હતાં અને ઉતરી ગયો ત્યારે છૂટાં હતાં તેથી તેનું સફેદ બદિયાન દેખાયું હતું પણ તે ફાટેલાની યાદ નથી. તે પ્રથમ ગયો ત્યારે અગાસીના પ્હોળા ભાગપર અને બીજી વેળા અમારૂં ઘર જોતાં ઉભાં હતાં તેવેળા તેના ઝડપથી ચાલી જવાના સાદથી તે તરફ ધ્યાન ખેંચાયું હતું. તે વખતે તે ગભરાયલો હતો. તેણે સ્લીપર પર

મોજાં પ્હેર્યાંનું ધ્યાન નથી. અમે નીચે ઉતર્યાં ત્યારે ચોકસ વાગ્યાની યાદ નથી પણ સાડાત્રણ વાગી ગયા હતા. બાઇઓ પ્રથમ આવી ત્યારે એકના હાથમાં ચોપાનિયું અને બીજીએ ચસ્મો પ્હેર્યો હતો પણ પાછી આવી ત્યારે તે નહતાં અને તે વિષે કશું બોલ્યાંએ નહિ. તેમના માથાબાંધણા અને બાલ વિષે કશું કહી શકતો નથી." જુરીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું."

"**નવાજબાઇ** કેમ અને ઉંચી થવા કશાપર ઉભા રહ્યાનું હું કહી શકતો નથી. અમે સર્વે પાસે પાસે ઉભા રહી એક તરફ જ જોયાં કરતાં હતાં." **મિ. ક્રેયર**ની ફરી ઉલટ તપાસમાં સાક્ષીએ કહ્યું.

---

## પ્રકરણ ૩૨ મું.

### કોરોનરની તપાસ—૧૫ મો દિવસ.

### ( ૫૧ કાવસજી આદરજી મીસ્ત્રીની સાક્ષી. )

"મારી વય ૧૪ ની છે, ન્યુહાઇ સ્કૂલમાં અભ્યાસ કરૂં છું અને **કાવસજી પટેલ**ના મ્હોલામાં રહું છું."

"તા. ૨૫ મી એપ્રિલને શનિવારે હું, મારી બ્હેનની છોકરીઓ **નવાજબાઇ** તથા **શીરીનબાઇ** અને મારી બ્હેનનો દિયર **અરદેસર** અમે એટલાં જણ ઘેરથી આસરે છઠી વાગે નિકળી સીદ્ધાં **રાજાબાઇ** ટાવર આગળ તે જોવામાટે ગયાં અને નીચે બારણા આગળ ઉભેલા સિપાઇને એક આનો આપી ઉપર ચડતાં હતાં ત્યારે અમારી પાછળ બે મુસલમાન આવ્યા અને અમને પાછળ રાખી આગળ ગયા, પાંચ છ હિંદુઓ નીચે ઉતરતાં મળ્યા હતા અને ઠેઠ ઉપર ગયાં તો ત્યાં બે મારવાડી

અને મુસલમાન છોકરાઓ હતા. ઉપર ગયા પછી ઘડિયાળના ટકોરા સાંભળવા ઉભા એટલે ત્યાં ઘાંચી જાતનાં બૈરાં આવ્યાં અને પેલા મારવાડી તથા મુસલમાનો નીચે ગયા પછી એક પાર્સિ અને બે મુસલામાન આવ્યા તેટલાંમાં પેલી ઘાંચીની સ્ત્રીઓ ઉતરી ગઈ અને બે પાર્સિ બાઇઓ આવી ત્યારે બે મુસલમાનો નીચે ચાલી ગયા."

"અમે આગબોટ અને બારાંનો દેખાવ જોતાં હતાં ત્યારે પેલી બાઇઓએ ટાવરની આસપાસ એક બે આંટા લીધા તેમ તેમની પૂઠે પૂઠે પેલા પાર્સિએ પણ ફેરા માર્યા પછી બાઇઓ નીચે ગઈ, તેમની પછાડી પાર્સિ પણ ગયો."

"થોડા વખતમાં તો પેલી બાઇઓ રડતા ચ્હેરા, દીલગીર દેખાતાં અને હાથમાં સાડી પકડી ઉપર આવી. તેમાંની એકે 'અહિં પાર્સિનાં છોકરાં છે, અહિં આવો' એમ પોતાની સાથવાળીને કહી, ટાવરની બીજી બાજુએ ગયાં. પેલો પાર્સિ તેમની પૂઠે તરત જ આવી પાછો તેમની પાછળ ગયા બાદ થોડીવારમાં દગલાનાં છૂટાં બટન અને હાથમાં પાઘડી લઇ અમારી પાસેથી જતો રહ્યા પછી પેલી બાઇઓને અમે જોઇ ન હતી."

"થોડી વેળા પછી અમે પણ નીચે ઉતરવા લાગ્યાં ત્યારે ઉપર ચડતાં થોડાંક માણસો મળ્યાં હતાં અને છેક નીચે આવ્યાં તો ત્યાં ઉપર જોયલી બે બાઇઓની લાસ ભોંયપર પડેલી જોઈ ગભરાઈ ઘેર ચાલી ગયાં."

"ઘેર જઈ ઘરની નીચેના **કેયતાન** નામના ફીરંગી કંપાઉંડરને બે બાઇઓ ટાવરપરથી પડ્યા વિષેની વાત પ્રથમ કરી હતી."

"બેઉએ કાળી સાડીઓ પ્હેરી હતી; ગોરી જેવીના હાથમાં

ચોપાનિયું અને દાંગા સરખાએ આંખે ચસ્મો ચડાવ્યો હતો. તેઓ પ્રથમ આવી ત્યારે તેમનાં મ્હોડાં ખુશ હતાં.”

“પેલા પાર્સિએ કાળો દગલો, **સફેદ** પાટલૂન, સ્લીપર અને કાળી પાઘડી પ્હેરી હતી. તેને અગાઉ કે બનાવ બન્યા પછી દીઠો નથી.” **મિ. ક્રેગીએ** સાક્ષીને તપાસી ખુલાસા મેળવ્યા પછી કોરોનરને ‘**માણેકજી અસલાજીને**’ ઓળખાવવા રજુ કરવા સૂચના કરી.

“ઘડી ઘડી તેને એમ ઓળખાવવાની અગત્ય નથી,” **મિ. ક્રેયરે** વાંધો લઈ પોતા તરફની સૂચના કરી.

“મને પણ એમ જ લાગે છે,” **મિ. ક્રેગીએ** ટેકો આપી ઉમેર્યું “પ્હેલી સાક્ષી નહિ ઓળખાવી શકી હોત તો બીજા સાક્ષીઓ પાસે તેમ કરાવ્યું યોગ્ય કહેવાત.”

“**માણેકજી અસલાજીને** વળી પોલિસે કાંઇ બીલકુલ છાનો રાખ્યો નથી,” **મિ. ક્રયરે** પોતા તરફના વાંધાની મજબૂતીમાં વધારે દલીલ દેખાડી.

“ટાવરપર ગયલા પાર્સિ તરીકે **માણેકજી અસલાજીને** હવે અગત્ય રહી નથી,” કોરોનર પણ મળતો થયો.

“કોરોનરનો પણ એવો જ અભિપ્રાય છે તો તેમ કરવાની હું જીકર કરતો નથી,” **મિ. ક્રેગીએ** દોરી ઢીલી મૂકી.

“૧૯ જૂદા જૂદા સાક્ષીઓએ **માણેકજી અસલાજીને** ટાવરપર ગયલો ઓળખાવ્યો છે તેથી બેશક બનાવ બન્યો તે દિવસે તે ટાવરપર હતો.” કોરોનરે પોતાનો ખુલ્લો અભિપ્રાય દર્શાવ્યો.

“પાર્સિ અને મુસલમાનો ટાવરપર આવ્યા તે પ્હેલાં કે

પછી કોઈ હિંદુને ત્યાં દીઠો ન હતો, એટલું જ નહિ પણ કોઈ હિંદુ જાતનાં માણસોએ ત્યાં નહતાં."

"પેલા મુસલમાનો ખોજા જેવા, પાતળા અને ઉંચા માડીડા સરખા, સફેદ સાયા પ્હેરેલા હતા પણ ડાઢી વિષે કહી શકતો નથી."

"બાઇઓ સાથે સિપાઇને અથવા તો કોઈ સિપાઈ કે હવાલદારને ટાવરપરના લોકોને 'નીચે ઘડિયાળનો સાંચો જોવા ચાલો' એમ બોલતાં દીઠો નહતો."

"બાઇઓની પૂઠે પ્રથમ પાર્સિ ગયો ત્યારે સવાત્રણના ટકોરા વાગતા હતા. તેઓ પેલા પાર્સિને દૂર કરવાનો ઈરાદો કે ખુશીથી નીચે ગયા વિષે અથવા તેઓ તેના પૂઠે પડવા માટે વાંધો લેવા જેવો દેખાવ કરવા વિષે હું કહી શકતો નથી."

"તેઓના ગયા પછી અમે ઘડિયાળના ટકોરા સાંભળવા ઉભા હતા ને પેલી બાઇઓ પાછી ઉપર આવી ત્યારે **પીરોજબાઇએ** પોતાના શરીર અને પગપરથી નિકળી ગયલી સાડીને હાથમાં પકડેલી હતી જેથી તેની ઇજાર દેખાતી હતી. તેનો એક પાયજામો જાંઘની અંદરની બાજુથી ચીરાયલો હતો પણ તે કયો તે કહી શકતો નથી. **બચુબાઇની** સાડીની સ્થિતિ પણ તેવી જ હતી. તેની ઇજારનો રંગ કેવો હતો તે ધ્યાનમાં નથી. તેઓ આવી અમારી પાસે એકાદ બે મિનિટ થોભ્યાં હશે પણ સાડી સરખી કરી નહતી. પેલા પાર્સિને પૂઠે તરત જ આવતો જોઇ તેઓ અમારી પાસેથી ઝડપથી ખસી ગઇ અને તેની પૂઠે પેલો પાર્સિ જરા પણ અટકયા વગર ગયો. આ વખતે તેઓ બીધેલી જેવી લાગ્યાનું હું કહી શકતો નથી."

"આવું જોયાં છતાં તેમની પાછળ જઈ જોવાની આતુર્તા મને થઇ નહતી અથવા મને કશું જોવાથી આશ્ચર્ય લાગ્યું નહીં."

"સાડાત્રણનો ઘંટો થતાં જ પાર્સિ નીચે ઉતરી ગયા પછી અમે અમારૂં ઘર જોવામાં ગુંથાયાં. તે ગયો ત્યારે ઘડિયાળનો ગણગણાટ અવાજ નિકળતો હતો કે નહિ તે હું કહી શકતો નથી. એ વિષે મિ. ક્રેગીએ મને પૂછ્યું નહતું. પાર્સિ અને બાઇઓ વચ્ચે વાતો થતી મારા જોવામાં આવી નહતી. બીજી વેળા ઉપર આવી ત્યારે તેઓ ગભરાયલા અને રૂમાલ રડતી આંખ આગળ રાખેલો હતો પણ તેઓ રડતી હતી તે વિષે હું કહી શકતો નથી."

"કોઇની ચિચિયારી ટાવરપર સાંભળી ન હતી, તેમ અમારી સાથનો અરદેશર બીધેલો જણાયો નહતો. આ બનાવ બનતો હતો ત્યારે બુઢ્ઢા મુસલમાનને, તેના છોકરાને, વાણિઆને કે કોઈ બીજા હિંદુને જોયો નહતો." સાક્ષીએ **મિ. ક્રેયરની** ઉલટ તપાસમાં ખુલાસો કર્યો.

"તમને માઠો બનાવ બન્યાનું લાગ્યું હતું?" **મિ. ક્રેયરે** ફરીથી સવાલ પૂછ્યો.

"મને તેની કાંઈ સમજ પડી નહિ," સાક્ષીએ કહ્યું.

"પેલો પાર્સિ ઉતરી ગયા પછી પેલી બાઇઓ સામી બાજુએ છે કે નહીં તે જોવા ગયા નહતા. તેના જવા પછી ઘેર જોવાની તજવીજ કરી નીચે ઉતર્યાં હતાં. ઘેર જવા પછી બે પાર્સિ બાઇઓ પડ્યાનું કેપતાન શીરંગીને કહ્યું હતું, પણ હું ટાવરપર હોયાનું નહીં. ત્યાર પછી તે જ દિવસે પડોસમાં રહેતી બે બાઇઓની પૂઠે આ જગાએ આવ્યો હતો, તેમને કે કોઇ બીજાને વાત કરી નહતી."

"પ્રથમ **કૈયતાનને** કહ્યા પછી **મિ. ક્રેગીની** આફિસમાં લખાવ્યા ઉપરાંત એ વખતમાં બીજા કોઈને વાત કરી નહતી. **કૈયતાનને** 'ટાવરપર ગયાનું' નહિ પણ 'બે બાઇઓ ટાવરપરથી પડવાનું' કહ્યું હતું. આફિસમાં લખાવ્યાની આગલે દિવસે મારા સગા **શાપુરજીને** કહ્યાનું લખતાં ભૂલી ગયો હતો." સાક્ષીએ પોતાની ભૂલ કબૂલ કરી.

"શું વાત કરી હતી?" **મિ. ક્રેયરે** ધીરજથી પૂછ્યું.

"**શાપુરજી** ટાવર સંબંધી વાતો કરતા હતા તે સાંભળી 'હું પણ ટાવરપર ગયો હતો' એમ વચ્ચે બોલી ઉઠ્યો હતો. પણ તેમણે કે કોઈ બીજાએ સવાલ પૂછ્યા નહતા." સાક્ષીએ પોતાની યાદદાસ્ત તાજી કરી કહ્યું.

"ત્યારે **શાપુરજીએ** એ વાત કેમ જાણી?" **મિ. ક્રેયરે** સાક્ષીના ખુલાસા ઉપર શંકા કરી.

"મારાં મા મરણ પામ્યાં ત્યારે ઘણા લોકો આવ્યાં હતાં તેઓ ટાવર વિષે વાત કરતાં બોલ્યાં કે 'ત્યાં કેટલાંક પાર્સિનાં છોકરાં હતાં;' એ સાંભળી 'હું પણ ટાવરપર હતો' એમ કહ્યું." સાક્ષીએ ખુલાસો કર્યો.

"મને ઘડિયાળ જોતાં આવડે છે, હવણા પાંચને બાર મિનિટ થઈ છે. બાઇઓ બીજી વાર આવી ત્યારે તેમની પાસે ચોપાનિયું કે આંખે ચસ્મો નહતો. પાર્સિ હાથમાં પાઘડી પકડી ઉતરી ગયો ત્યારે તેનું માથું બોડું હતું પણ ટોપી નહતી. તેનો ડગલો ઉઘાડો હોવાથી બદિયાન દેખાયું હતું તે છીટનું હતું પણ તે કેવા રંગ અને ફાટેલું હતું કે નહિ તે વિષે ધ્યાન નથી. તેણે સ્લીપર પર મોજાં પ્હેર્યાં હતાં. તે ઉતરતાં જોઈ શકાય એવી જગાએ અમે ઉભાં હતાં. તે ઉતરતી વખતે ગભરાયલો હતો

એમ હું કહી શકતો નથી. ટાવરપરથી અમે કેટલે વાગે ઝરૂખાને દરવાજે રહી નીચે આવ્યા તેની ખબર નથી." સાક્ષીએ જુરીની તપાસમાં જણાવ્યું.

---

## પ્રકરણ ૩૩ મું.*

### કોરોનરની તપાસ—૧૬ મો દિવસ.

### ( ૫૧—કુંવરબાઇની સાક્ષી. )

"**નવાજબાઇ** જે અત્રે સાક્ષી આપી ગઈ તેની અને **શીરીનબાઇ**ની હું મા થાઉં છું. તા. ૨૫ મી એપ્રિલ શનિવારે બે પાર્સિ બાઇઓ **રાજાબાઇ** ટાવરપરથી પડી તે જ દિવસે બેઉ બુચીઓ ત્રણ વાગ્યા પ્હેલાં આસરે હઢી વાગે **રાજાબાઇ** ટાવર જોવાને મારી રજા લઈ મારા ભાઈ **કાવસજી** અને દિયર **અરદેસર** સાથે ગયાં હતાં."

"તેઓ ચારેક વાગે સર્વે સાથે પાછાં આવ્યાં ત્યારે હું નીચે મારાં માય માંદાં હતાં તેમની પાસે હતી ત્યાંથી થોડિક વારે ઉપર જઈ જોયું તો બેઉ બુચીઓ સુતેલી અને **કાવસજી**ને બેઠેલો જોઈ પૂછતાં તેણે જણાવ્યું કે 'અમે ટાવરપર બે પાર્સિબૈરાંને જોયાં હતાં તેમને પડી મર્ણ પામેલાં નીચે આવતાં જોઈ બેઉ બુચીઓ ઘણી જ ધાસ્તી ખાઇ જવાથી પાંખડી પકડી ઘેર લાવ્યો હતો.' તેઓ દીવા વખત સૂધી સૂઈ રહ્યા પછી ઉઠી **નવાજબાઈ**એ પીવા પાણી માંગી પીધા બાદ પૂછવાથી જણાવ્યું કે 'ટાવરપર જોયલાં પાર્સિ બૈરાંઓને નીચે ભોંયપર પડી મર્ણ પામ્યાં જોઇ ધાસ્તી ખાધાથી સૂઇ ગઈ હતી.' આથી વધારે કશી વાત થઈ નહતી."

"મારાં માય આ વેળાએ ઘણાં માદાં હોવાથી તેમની ચાકરી કરવામાં રોકાયલી હતી. આ બનાવ પછી છઠે દિવસે તેઓ ગુજર્યાં હતાં. બુચી શીરીનબાઇની વય છ વર્ષની છે." મિ. ક્રેગીની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

## ( ૫૩ મિ. સોરાબજી બમનશા કાપડયાની સાક્ષી. )

"હું હાઇકોર્ટમાં વકિલનો ધંધો કરૂં છું. નવાજબાઇ, અરદેસર કે બીજા કોઈ પણ બાળકો પાસે માણેકજી અસલાજીને ઓળખાવવા તેની તરફ આંગળી કરી દેખાડ્યો નહતો. તેણે જે અત્રે જણાવ્યું છે તે ખોટું છે," મિ. ક્રેગીના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

"મારે હાથે મેં કશી નીશાની કરી નહતી, તેની તરફ મેં જોયું સુદ્ધાં નહતું અને જોવાની કાળજી સરખી રાખી નહતી; સાક્ષીઓ સાથે એવી ચાલ ચલાવવી મારા ધંધાની વિરૂદ્ધ છે. બાળક સાક્ષીઓને સાક્ષી આપ્યાની અગાઉ કદી હું તેમને અહિં લાવ્યો નહતો તેમ તેમને એને વિષેનું ધ્યાન કે એનું નામ સરખું દીધું નહતું," સાક્ષીએ જુરીની તપાસમાં જણાવ્યું.

## ( ૫૪ આવાંબાઇની સાક્ષી. )

"મરનાર બાઇઓને હું ઓળખું છું, તેઓ મારી સહિયર થાય. તા. ૨૫ મી અપ્રિલ શનિવારને આગલે દિવસે સાંજના સુમારે ચાર સાડાચાર વાગે ચર્ચગેટ તરફ દરિયે મળ્યાં હતા. ત્યાં ફરતાં પીરોજબાઇએ ટાવર કદી જોયો ન હોવાથી બીજે દિવસે પોતાના સાથે આવવા પૂછ્યું હતું; પણ મારે લગ્નમાં જવું હોવાથી 'મારાથી નહિ અવાશે' કહ્યું હતું."

"બચુબાઈ આ સર્વે સાંભળતાં હતાં પણ બોલ્યાં નહતાં

પણ તેમનો વિચાર હતો અને તે વેળાએ તેઓ ખુશ દેખાતાં હતાં." સાક્ષીએ મિ. ક્રેગીની તપાસમાં જણાવ્યું.

## ( ૫૫ અબ્દુલ કાદરની સાક્ષી. )

"મને ખાત્રી ભરેલી ખબર મળ્યાથી મિ. ગિલબર્ટને તેના એક કલાર્કની સાક્ષી લખી મોકલવાની અરજ કરવાથી તેણે તેમ કર્યા પછી તરત જ તેનાથી ઉલટી બીનાની સાક્ષી મારી આગળ રજુ થઈ હતી." મિ. ક્રેયરે દલગીરીથી જણાવ્યું. "પણ આ બનાવના સંબંધમાં કાંઈ વધારે જાણવાનું બને તો સારૂં એમ ધારી તે રજુ કરવાની મારી ફરજ સમજું છું પણ એટલું જણવું કે તે પોલિસ તરફના સાક્ષી નથી." મિ. ક્રેયરે સાક્ષી રજુ કરતાં જ ખુલાસો કરવા યોગ્ય ધાર્યું.

"હું **મેસર્સ પેન, ગિલબર્ટ અને સાયાની** વકિલોની આફિસમાં કોર્ટ કલાર્કનું કામ કરૂં છું."

"હાઇકોર્ટના દુભાષિયાની આફિસની બ્હારની અગાસીપર ત્રીજે માળે ઉભા રહિ, ટાવરના ઘડિયાળ સાથે સરખાવી મારૂં ઘડિયાળ બરાબર સાડાત્રણના ટકોરા વાગતા હતા ત્યારે માંડતો હતો, તે વખતે ટાવરની અગાસીપરથી બે પાર્સિ બાઇઓમાંની એક પડવા જતી અને બીજી તેને પકડવા જતી હતી તેટલામાં તો એકને પડી જતાં જોઈ બીજીને જોવા ન થોભતાં નીચે દોડતો ઉતરી જોયું તો બેઊ બાઇઓ ઝરૂખા આગળ પડી હતી. તેની આજુ બાજુ ઘણા પાર્સિઓ એકઠા થયા હતા. તેઓ બોલતા હતા કે બે મુસલમાનો ઉપર ગયા હતા તેમને જોવાને હું ઉપર જવા લાગ્યો પણ મારી આફિસનો સિપાઈ લખિયો જે મારી પાછળ આવ્યો હતો તેણે મને આટકાવ્યાથી ઉપર ન જતાં હું આફિસમાં પાછો ગયો પણ જતાં જતાં જોયું તો

જે પાર્સિને બાઇઓના પડવા પ્હેલાં તેમની પાછળ ઉભેલો જોયો હતો તેને મ્હોડું લુછતાં દીઠો."

"મારૂં ઘડિયાળ મેળવી, માંડી, ગજવામાં મૂકવા અગાઊ પડતાં જોઈ હતી."

"આ બનાવ પછી ત્રણ ચાર દિવસે દુભાષિયાની આફિસના ઘણા હિંદુ અને પાર્સિ કલાર્કો 'ટાવરપર બનાવ બનતી વેળાએ મુસલમાનો હતા' એમ વાતો કરતા હતા તે સાંભળી મેં કહ્યું કે 'મેં પોતે ચોકસ બનાવ મારી નજરે જોયો છે ... તમે બોલોછો તેથી હું બોલતો નથી. મેં એક પાર્સિ બાઇને પડતાં જોઈ હતી અને એક પાર્સિને પણ ત્યાં જોયો હતો પણ તેણે કાંઈ તે બાઇને ફેંકી દીધી નહતી.' તેઓએ કહ્યું 'નામ કાઢવું હોય તો પોલિસને જઈ ખબર આપ,' પણ મેં તેમ કરવા નાપાડી. આ વાત **માનકર, ફરદુનજી આગા** વિગરે આગળ થઈ હતી. **માનકર** દુભાષિયાની આફિસમાંથી અગાસીપર જતાં બાજુની ટેબલપર બેસે છે."

આ પછી મારી આફિસના કલાર્ક **નસરવાનજી**એ 'મેં શું જોયું છે' પૂછવાથી કહ્યું નહિ ત્યારે તે બોલ્યો કે 'દુભાષિયાની આફિસમાં તેં વાત કરી છે તેથી **મિ. મેકડર્મેટ** અને **મિ. ક્રેગી** તને પકડી જશે."

"ત્રણ ચાર દિવસપર **મિ. ગિલબર્ટ** અને **મિ. મેકડર્મેટને** આ વાત કહી હતી. તે પાર્સિને મેં **મિ. મેકડર્મેટને** ઓળખાવ્યો છે. તેને વારવાર હાઇકોર્ટમાં જોઉં છું પણ નામ જાણતો નથી." સાક્ષીએ **મિ. ક્રેયર**ની તપાસમાં જણાવ્યું.

## (૫૬ સયદલાલની સાક્ષી.)

"બે પાર્સિ બાઇઓ ટાવરપરથી પડી ગઈ તે દિવસે હું

મારા બુઢ્ઢા માસા **મલેકભાઈ** સાથે ટાવર જોવા ગયો હતો. મને ઘડિયાળ જોતાં આવડતું નથી તેથી કેટલે વાગે ઉપર ગયા હતા તે હું કહી શકતો નથી. બુઢ્ઢાને ઉપર જતાં જ દાદર આગળ આડો થઈ હાંફતો જોઈ તેની પાસે બેસી હું રડવા લાગ્યો હતો, તેવામાં છ સાત માણુસો આવ્યાં અને ગયાં હતાં પણ મારૂં મન તો બુઢ્ઢામાં હતું તેથી તેઓ કોણ હતાં તેનું ધ્યાન નથી, પણ બે બાબુઓ આવ્યા પછી હુશિયાર થઇ બુઢ્ઢાએ નીચે જવાની ઇચ્છા જણાવી તેટલામાં તો પોલિસે આવી નીચે ઉતરતાં અટકાવ્યા. બાબુ સિવાય બીજા કોઈ આવ્યાનું ભાન નથી." **મિ. ક્રેયર**ની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"અમે ઉપર ગયા પછી થોડેક વખતે બાબુઓ આવ્યા હતા. કોઈ છોકરાં ઉપર કે ઉતરતાં મળ્યાં નહતાં. **મલેકભાઇ** મારો માસો થાય અને તે **અમદનગર**નો રહિશ છે." **મિ. ક્રેગી**ના પૂછવાથી સાક્ષીએ ખુલાસો કર્યો.

"હું બુઢ્ઢા આગળ બેઠો હતો ત્યારે પાંચ છ માણુસો ગયાં આવ્યાં તેમાં કોઇ સ્ત્રીઓ હોવા તરફ મેં ધ્યાન આપ્યું નહતું. નીચે આવ્યા પછી પણ કોઇ પાર્સિ છોકરાંઓને દીઠાં નહતાં." જુરીના પૂછવાથી સાક્ષીએ કહ્યું.

## (૫૭ નારાયણ બાબાજીની સાક્ષી.)

"હું યુનિવર્સિટીનો કિલિદાર છું અને કુંભાર ટુકડાપર રહુંછું. તા૦ ૨૫ મી એપ્રિલને દિવસે ત્રણ વાગ્યાથી બાઇઓ પડયાનું જાણ્યાસૂધી આફિસમાં હતો. ત્રણ વાગ્યા પછી કોઇને ઉપર જતાં કે નીચે આવતાં દીઠાં નહતાં, તેમ હું અને સિપાઇઓ સિવાય બીજું કોઇ આફિસમાં નહતું. ત્રણથી સાડાત્રણની વચ્ચે બ્હાર શું બનતું તે હું જોઇ શકતો નહતો. **ગંગાજી હિરૂને**

જોયો નહતો પણ ભિવાને બારી બંધ કરવા સાડાત્રણ વાગે કહ્યું હતું. તે વખતે મેં કશું સાંભળ્યું નહતું, ઉત્તર તરફની બારીઓ બંધ કરી આવી કહ્યું કે માણસો પડી ગયાં છે અને ગડબડ ચાલે છે. હું ગભરાઇ ટેબલ–તીજોરી બંધ કરી બારી કુદાવી નાસી ગયો હતો." મિ. ક્રેયરની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"કુદતાં ઉંધે માથે પડયા કે?" મિ. ક્રેયરે ટકોર કરી.

"તેમ કરી નાસી ગયા કે?" કોરોનરે વધારો કર્યો.

"હા, ટ્રામમાં બેસી ઘેર ગયો!" સાક્ષીએ ખુલાસો કર્યો.

"તમે બંનેની લાસ જોઇ નહતી?" જુરરે પૂછયું.

"નહિ; મારી નબળી પ્રકૃતી માટે હું બીધો હતો," સાક્ષીએ બ્હાનું દેખાડયું.

"નાસી જવામાં લાભ શો હતો?" જુરરે વધુ ખુલાસો ચાહ્યો.

"મારી સંભાળ લેનાર અહિં કોઇ નહતું," સાક્ષીએ કારણ બતાવ્યું.

---

## પ્રકરણ ૩૪ મું.

### કોરોનરની તપાસ—૧૭ મો દિવસ.

### ( ૫૮ નારાયણ લક્ષ્મણ માનકરની સાક્ષી. )

"હું હાઇકોર્ટના દુભાષિયા ખાતામાં છું અને દાદીશેટ અગિયારી મ્હોલ્લામાં રહું છું. આફિસમાં મારી બેસવાની જગા રાજાબાઇ ટાવરની બરાબર સામે છે. બે બાઇઓ તેપરથી પડી તે દિવસે ત્રણથી પાંચ સૂધીમાં થોડિક મિનિટ બ્હાર

ગયા સિવાય સઘળો સમય મારી ટેબલપર હતો. **અબદુલ કાદરને** તે દિવસે મારી આગળથી જતાં દીઠો નહતો તેમ તેણે મને કશી વાત કરી નહતી. મારી બારી આગળની અગાસીપર બ્હારના કલાર્કો કવચિત જ જાય છે. બાઇઓ પડી તે વખતે મારી ટેબલ આગળ જ હતો અને તે સંબંધી ખબર મારી આફિસના હવાલદારે આપી હતી;" **મિ. ક્રેયરની** તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"અમારા ખાતાંમાં **મેસર્સ પેન, ગિલબર્ટ** અને **સાયાની**-ની આફિસ તરફથી ભાષાંતર કરવા દસ્તાવેજો આવ્યાની ખબર નથી, તે ખબર આજ આફિસ બંધ હોવાથી **સોમવારે** મેળવી શકાય. હું દસ્તાવેજો નહિ આવ્યાના સોગંદ ખાઈ શકતો નથી. બીજા તેમ જ **અબદુલ કાદર** પણ મારી આફિસમાં ઘણી વખત આવે છે, છતાં તે દિવસે તે આવ્યો નહતો એવા સોગંદ હું લેવા તૈયાર નથી, તેમ વળી તે જ તેની આફિસમાંથી દસ્તાવેજ લાવ્યા વિષે હું કહી શકતો નથી."

"દક્ષિણ તરફની અગાસીપર જવાનો રસ્તો મારી બેઠક પાસેથી છે, હું તે તરફ પીઠ કરી બેસું છું તેથી જનાર પીઠ આગળથી જઈ શકે. મારી આફિસમાં ઘણા લોકોની આવ જાનો આધાર કામકાજ ઉપર છે. હું આવતા જતાની યાદદાસ્ત રાખતો નથી." **મિ. ક્રેગીની** ઉલટ તપાસમાં સાક્ષીએ ખુલાસો કર્યો.

"મારી બેઠક અગાસીથી આશરે હઠી ફૂટ દૂર છે અને તેનું બારણું મારા ડાબા હાથ તરફ છે, કોઇને તે ઉપર જવું હોય તો મારી પાસે થઇને જવું પડે. બાઈ પડી તે વેળાએ મારી ટેબલ આગળ કોઈ નહતું." **મિ. ક્રેયરીની** ફરી તપાસમાં સાક્ષીએ વધાર્યું.

"તમારી પાસેથી જતાં દરેકને તમે જોઈ શકો?" એક જુરરે અજાયબી દેખાડી પૂછ્યું.

"હાથમાંના કામ ઉપર તેનો આધાર છે પણ દરેકને જોઈ શકું નહિ." સાક્ષીએ કારણો દેખાડ્યાં.

"પણ **અબ્દુલ** કાદર તમારી પાસેથી જાય તો તમારે જોવો જોઇએ એમ છેની?" જુરરે શંકા કરી.

"કામમાં હોઉં તો મારી નજર ન પણ પડે," સાક્ષીએ આના કાની દેખાડી.

"કોઈ ધસી આવ્યો હત, તો દેખત?" જુરરે પૂછ્યું.

"કોઇએ મને તે વિષે વાત કરી નથી તેથી હું કહી શકતો નથી" સાક્ષીએ ખુલાસો કર્યો.

**( ૫૯ મિ. પરષોત્તમ હીરાલાલની સાક્ષી.)**

"હું મારવાડી બજારમાં રહું છું અને **મેસર્સ પેન**, ગિલ-બર્ટ અને **સાયાની**ની આફિસમાં વકિલની ઉમેદવારી કરૂં છું."

"બાઇઓ પડ્યાની ખબર આસરે પોણાચાર વાગે મારી ટેબલપર જાણી હતી. **વલીભાઈ** નામનો કલાર્ક લખવાનું મૂકી દઈ એકદમ બારી તરફ ધસી, દાદરપરથી ઉતરી ગયો; 'શું થયું' તે જોવાસારૂ હું પણ અગાસીપર ગયો તો ત્યાં **અબ્દુલ** કાદરને જોઇ પૂછતાં તેણે આગ બાગ લાગ્યાનું જણાવ્યું."

"થોડિક વેળા પછી એક સિપાઇને આફિસ આગળથી વિ-ક્ટોરિયામાં બેસી જતો જોયો પણ તે વખતે લોકો દોડતાં ન-હતાં. હું મારી ટેબલ તરફ જવા લાગ્યો ત્યારે દાદરપર ચડતાં એક સિપાઇએ 'બે બાઇઓ ટાવરપરથી પડી મર્ણ પામી છે' જણાવ્યું, તેથી હું અને **અબ્દુલ** કાદર નીચે ઉતરી ટાવર આ-

ગળ ગયા હતા. આવિષે **મિ. ગિલબર્ટ** અને **મિ. બ્રુઇન** આગળ મારી આફિસમાં જુબાની ગઈ પરમ દિવસે લખાવી હતી." **મિ. ક્રેયર**ની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"પ્રથમ ખબર આ વિષેની કોને કહી હતી?" **મિ. ક્રેગી**એ ઉલટ તપાસ કરવા માંડી.

"વર્તમાન પત્રમાં વાંચ્યા પછી મારા ભાડુત; અને **દામોદર કરસનદાસને**" સાક્ષીએ ઉત્તર દીધો.

"શું વાચ્યું હતું?" **મિ. ક્રેગી**એ પૂછયું.

"મારી આફિસના મુસલમાન કલાર્કની સાક્ષી," સાક્ષીએ કહ્યું.

"પણ **મિ. ગિલબર્ટ** પાસે સાક્ષી આપવા કેવી રીતે ગયા?" **મિ. ક્રેગી**એ કારણ જાણવા ચાહ્યું.

"ચોથા દિવસપર મારી આફિસના કલાર્કો **પેસ્તનજી**, **ખરસદજી**, **એદલજી**, **દીનાજી** અને **નસરવાનજી**ને વાત કરી હતી તેઓમાંના કોઈ એ કહ્યું હશે," સાક્ષીએ પોતે બાંધેલું અનુમાન જણાવ્યું.

"તેમને શું **અબદુલ કાદર** જુઠું બોલ્યાનું કયું હતું?" **મિ. ક્રેગી**એ મનની વાત કઢાવવા તજવીજ કરી.

"નહિ, **અબદુલ** કાદર મારી સાથે હોયાનું કહ્યું;" સાક્ષીએ ખુલાસો આપ્યો.

"ત્યારે તમે **મિ. ગિલબર્ટ** આગળ કેવી રીતે ગયા?" **મિ. ક્રેગી**એ ફરી ઉલટાવી પૂછયું.

"**મિ. બ્રુઇન**ના તેડી જવાથી; પણ તે પ્હેલાં હું તેને મળ્યો નહતો;" સાક્ષીએ ઉમેરી જવાબ દીધો.

"**અબદુલ કાદરે** આપેલી સાક્ષી વર્તમાન પત્રમાં કેવા પ્રકારની વાંચી હતી?" **મિ. ક્રેગી**એ સાક્ષીને મ્હોડેથી જાણવા ઇચ્છયું.

"તેણે પોતાનું ઘડિયાળ માંડતાં બેમાંની એક બાઇને પાર્સિ કે મુસલમાનને ફેંકી દેતાં દીઠી હતી. 'પાર્સિ કે મુંસલમાન' વિષે વાંચ્યાની યાદ નથી;" સાક્ષીએ પોતાની યાદદાસ્ત ઉપરથી કહ્યું. "**મુંબઇસમાચાર**માં વાંચ્યું હતું."

"**મિ. ગિલબર્ટ** આગળ કર્યા સિવાયની એકલા **મિ.બ્રુઇન** સાથ કશી વધારે વાત થઈ નહતી. **અબદુલ કાદરે મિ. ગિલબર્ટ** આગળ સાક્ષી લખાવ્યાનું કેટલાક કલાર્કોએ મને કહ્યું હતું. મારી સાક્ષી આપ્યાની ચાર પાંચ દિવસ અગાઉ મેં વાંચી હતી." **મિ. ક્રેયર**ની વધુ તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"**અબદુલ કાદર** સાથે. અગાસીપરથી પાછાં ફરતાં કયા સિપાઇએ તમને ખબર આપી હતી?" **મિ. ક્રેગીએ** પૂછયું.

"મને ખબર નથી કે તે **લખિયો** હતો કે બીજો કોઈ; **લખિયાને** હું ઓળખું છું." સાક્ષીએ અજાણપણુ દેખાડયું.

## ( ૬૦ લખિયા જાનુની સાક્ષી. )

"**મેસર્સ પેન, ગિલબર્ટ** અને **સાયાની**ની આફિસમાં ૧૮-૧૯ વર્ષ થયાં સિપાઇની નોકરી કરૂં છું. કયે દિવસે પડયાની નહિ પણ બાઇઓ પાડયાની યાદ છે; તે વખતે હું આફિસમાં હતો ત્યારે **પ્રધાન** કલાર્કે આવી કહેવાથી કેટલાક કલાર્કો ટાવર આગળ ગયા, **અબદુલ કાદર** આફિસમાં હતો તેના જવા પછી પૂઠે પાંચેક મિનિટે હું ગયો તો તે ટાવર આગળ હતો. તેણે સાહેબ આગળ સાક્ષી લખાવ્યાની મને ખબર નથી પણ મેં સાત આઠ દિવસપર મારી સાક્ષી લખાવી હતી." **મિ. ક્રેયર**ની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"તમે કોના આગળ સાક્ષી લખાવી હતી?" **મિ. ક્રેગીએ** ઉલટ તપાસની સરૂઆત કરી.

"અમારી આફિસના પાર્સિ કલાર્ક **મિ. નસરવાજીએ** થોડી અને થોડી **મિ. ગિલબર્ટે** લખી હતી." સાક્ષીએ ખુલાસો કર્યો.

"બાઇઓ પડી ત્યારે આફિસમાં કયી જગાએ **અબદુલ કાદર** હતો?" **મિ. ક્રેગીએ** બારીકીથી પૂછ્યું.

"પોતાની ટેબલ આગળ;" સાક્ષીએ કહ્યું. "તેણે મને પૂછ્યું તેમ મેં તેને એ વિષે કહ્યું પણ નહતું."

"**અબદુલ** જે કલાર્ક સાથે ગયો તેનું નામ શું?" **મિ. ક્રેગીએ** સાક્ષીને ગુંચવવા માંડયો.

"હું જાણતો નથી ને મેં તેને કોઈ સાથ જતાં જોયો ન હતો પણ પાંચ છ કલાર્કો સાથે ગયા હતા," સાક્ષીએ પોતાના બોલવાની મતલબ સમજાવી.

"**પ્રધાને** આખી આફિસ સાંભળે એમ બોલ્યાથી **અબદુલ** અને બીજાઓને ખબર પડી હતી. તે વેળાએ **અબદુલ** લખતો હતો. તેની સાથે **નસરવાજી, મોરેશ્વર, ખરસદજી** વિગેરે ગયા હતા; બીજાઓનાં નામ મને આવડતાં નથી. **મિ. ગિલબર્ટના** બોલાવ્યાથી મેં સાક્ષી લખાવી હતી પણ તેને મારા જાણવા વિષેની ખબર કેમ પડી તે હું જાણતો નથી. મેં સાક્ષી આપી ત્યારે **અબદુલે** પણ તેમ કર્યાની મને ખબર પડી નહતી પણ અમને બેઊને સાહેબે સાથે બોલાવ્યા હતા. તે વેળા સાહેબે મને પૂછ્યું ને મેં કહ્યું પણ **અબદુલે** મને જુઠો પાડયો નહિ. તેણે હાઇકોર્ટના ભાષાંતર ખાતામાં હોયા વિષે **મિ. ગિલબર્ટને** કહ્યાની મને ખબર નથી, સાહેબે અમને સાથે બોલાવ્યા ત્યારે તે અંગ્રેજી બોલતો હતો તેથી હું કશું સમજ્યો નહિ, સાહેબ આગળ સાક્ષી આપ્યા અગાઊ **અબદુલ કાદર** આફિસમાં હોયાની કોઈ આગળ વાત કરી નહતી. **પુરૂષોત્તમ હરી** સર્વે ભેગો ગયો હતો પણ

તેનું નામ લખાવતી વખતે મને યાદ ન રહ્યું." **મિ. ક્રેગીની** ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"તા. ૨૫ મી એપ્રિલે બે બાઇઓ ટાવરપરથી પડ્યાની વાત સાંભળી હું દોડી ગયો તો ત્યાં **અબ્દુલ કાદરને** ઉપર જતો જોઇ અટકાવી, 'તું ફસી જશે, ત્યાં કોઈ મુસલમાનો ઉભેલા કહેવાય છે તેથી ઉપર જવું નહિ' સમજાવ્યું હતું. આવી સાક્ષી તેં લખાવી છે?" **મિ. ક્રેગીએ** સાક્ષીને વાંચી સંભળાવી પૂછવાથી તેણે હા પાડી.

"ત્યારે **અબ્દુલ કાદર** આફિસમાં હતો તે કેમ ન જણાવ્યું?" **મિ. ક્રેગીએ** સાક્ષીને ગભરાવી પૂછ્યું.

"મેં જણાવ્યું હતું પણ સાહેબે કેમ લખ્યું નહિ તે હું કહી શકતો નથી!" સાક્ષીએ પોતાને નિર્દોષ જણાવ્યો.

"બાઇઓ પડી તે દિવસે હું ત્રણથી ચાર લગી અને **અબદુલ** પોણાચાર લગી આફિસમાં હતા. તેને બહાર જતાં આવતાં જોયો નહતો, પણ બીજા કલાર્કો સાથે જોવા દોડ્યો હતો. આફિસમાં ગયા આવ્યા માણસોને ખાસ ધ્યાન આપી હું જોતો નથી. બીલ બનાવવર જે કામ સોંપે તે કરૂં છું. **અબ્દુલને** ત્રણથી પોણાચાર સૂધી ટેબલઉપર બીજા કલાર્કોની માફક બેઠેલો મેં જોયો હતો, એ અવાંતરમાં તે બહાર ગયો હોત તો હું જોઇ શકત. ટાવર આગળ હું આવ્યો ત્યારે પોણાચાર થયા હતા. કલાર્કો પાંચ મિનિટ મારી અગાડી આવ્યા હતા. આફિસથી ટાવર આગળ આવતાં બે ત્રણ મિનિટ લાગે." સાક્ષીએ જુરીના પૂછવાથી ખુલાસેવાર જણાવ્યું.

"આ બાબતમાં હું સાક્ષી આપવા ઇચ્છું છું;" ઉપલી સાક્ષી

**પૂરી થતાં એક મિ. જમસેદજી સોરાબજી એંટીએ** કોરોન આગળ આવી જણાવ્યું.

"પ્રથમ સરકારી વકિલની આફિસમાં જઈ તેને ખબર આપો;" કોરોનરે સરકારી વકિલની સલાહથી ઉત્તર આપ્યો.

"તેને ત્યાં હું જવાનો નથી;" તેણે માથું ફેરવી જણાવ્યું. "હું તો અહિં જ સાક્ષી આપવા ઇચ્છું છું."

"ત્યારે તમે જરા બાજુ ઉભા રહો" **મિ. ક્રેયરે** તેને થંડો પાડી 'મારે **મિ. ગિલબર્ટ**ની સાક્ષી પ્રથમ લેવી છે' કહી, સમજાવી લીધો.

## ( ૬૨ મિ. આર ગિલબર્ટ સોલિસિટરની સાક્ષી. )

"મેં **રાજાબાઇ** ટાવરપર બનેલા બનાવના સંબંધમાં મારા કલાર્કોમાં તપાસ કરી હતી તેમાં **અબદુલ** કાદરે સાક્ષી આપી હતી. તેમાં 'સિપાઈ **લખિયો** ટાવર આગળ હતો તેણે મને ઉપર જતાં, ઉપર બે મુસલમાનો છે કહી અટકાવ્યો હતો' કહ્યું તે ઉપરથી સિપાઈ બ્હારથી આવતાં કેટલાક કલાર્કોના દેખતાં તેને પૂછ્યું, આ વખતે મને કામ હોવાને લીધે એક કલાર્કને તેની સાક્ષી લખવા કહ્યાથી તેણે થોડિક લખ્યા બાદ મેં પણ થોડિક ઉતાવળમાં લખી લીધી હતી. બીજે દિવસે તા. ૨૨ મીએ વધારે પૂછતાં '**અબદુલે** ભાષાંતર ખાતાની આફિસમાં હોયાનું જણાવ્યું હતું પણ તે વેળા તો તે આફિસમાં હતો' એમ **લખિયાએ** જણાવ્યું. એક કલાર્ક **લખિયાના** આવા કહેવા વિષે મને ખબર આપવાથી મેં તેને પૂછ્યું હતું." **મિ. ક્રેયર**ની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"બનાવ બન્યાની વખતે **અબદુલ** ટેબલ પર લખતો હોયાનું **લખિયાએ** તમને પ્હેલે દિવસે જણાવ્યું હતું?" મિ. કેગીએ સાક્ષીને પોતાની યાદદાસ્ત પ્રમાણે કહેવાની સલાહ આપી.

"તેણે મને તે જણાવ્યું નહતું તેમ મેં તેને પૂછ્યું પણ નહતું;" સાક્ષીએ ખાત્રી આપી કહ્યું.

"આગલે દિવસે એમ નહિ જણાવવા માટે બીજે દિવસે પૂછ્યું હતું?" **મિ. ક્રેગીએ** પૂછ્યું.

"નહિ, **અબ્દુલે** એમ કહ્યાની ખબર મારી જાણ પ્રમાણે તેને નહતી;" સાક્ષીએ ઉત્તર દીધો.

"ખબર સાંભળતાં જ તે દોડી ગયો અને ત્યાં **અબ્દુલને** દીઠાનું પ્હેલે દિવસે લખાવ્યું છે; એ ઉપરથી તમે શું સમજ્યા હતા? ટાવર આગળ જ પ્રથમ જોયાનું તમે ધાર્યું?" **મિ. ક્રેગીએ** સાક્ષીના મનની વાત કઢાવવા તજવીજ કરી.

"એમ મેં ધાર્યું હશે;" સાક્ષીએ ગણગણતો અને ખાત્રીવગરનો ઉત્તર વાળ્યો.

"**લખિયાના** જાણવા વિષેની વાત તમને કોણે કહી?" **મિ. ક્રેગીએ** પૂઠ પકડી.

"**ખરસેદજી** કે **નસરવાનજીએ** કહ્યાનું હું ધારૂં છું," સાક્ષીએ પાછો ખાત્રીવગરનો ગણગણતો જવાબ દીધો.

"**લખિયાની** સાક્ષી લીધા અગાઉ; તેની અને **અબ્દુલની** જુબાની માટે **મિ. બ્રુઇન** આવ્યો હતો. **અબ્દુલ કાદર** વિષે **લખિયાના** જાણવાનું તેણે (**મિ. બ્રુઇને**) નહિ પણ મેં ખબર આપી હતી. એ બેઉને સામસામા મેળવ્યા પણ હતા. **અબ્દુલનું** બોલવું **લખિયાને** મરાઠી ભાષામાં એક કલાર્કે પાસે સમજાવ્યું હતું પણ બેઉ પોતપોતાના બોલવાને વળગી રહ્યા હતા." સાક્ષીએ **મિ. ક્રેગીની** ઉલટ તપાસમાં જણાવ્યું.

"બેઉમાંની કોની સાક્ષી તમે વજનદાર માનોછો?" **મિ. ક્રેગીએ** અભિપ્રાય માંગ્યો.

"મારો મત આપવા આવ્યો નથી," સાક્ષીએ રોકડું ચુકવ્યું. "પણ મારા **પ્રધાન** કલાર્કે **અબદુલ**ને કોઈ ઘરાક સાથે બૅંકના નાકાઉપર બનાવ બન્યા પછી તરત જ બ્હાર આવતાં જોયો હતો."

"બનાવ બન્યાની સૌથી પ્હેલી ખબર અમારી આફિસમાં **પ્રધાને** જણાવ્યાનું **લખિયો** કહેતો હતો. થોડાક કલાર્કોએ **અબદુલ**ના ભાષાંતર ખાતાની આફિસમાં જવા વિષે પૂછતાં યાદ ન હોવાનું જણાવ્યું હતું. **અબદુલ**ની સાક્ષીપરથી **લખિયાને** પ્રથમ પૂછ્યું હતું. **અબદુલે** ટાવર આગળ **લખિયાને** જોયાનું જણાવ્યાથી તેની સાક્ષી મેં લીધી હતી. તા. ૨૫ મીની સાંજે ઉતાવળમાં સાક્ષી લીધા પછી બીજે દિવસે બપોરે ફરીથી લીધી હતી." સાક્ષીએ ખુલાસાવાર કહ્યું.

"**અબદુલ** ભાષાંતર ખાતાની અફિસમાં ગયાની મને ખબર પડત નહિ કેમકે ત્યાં તે દરરોજ ઘણીવાર જાયછે, તે બીલ કરનાર કલાર્કથી છૂટો નહીં પણ હારમાં સૌથી છેડે ૧૫ ફૂટને અંતરે બેસે છે, તે તેની પાસે ઘણી પણ સઘળી વેળા રહેતો નથી. બ્હાર જતાં તેને બીલ બનાવનારની ટેબલ આગળથી જ જવું પડે છે." જુરીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

## ( ૬૩ પ્રધાન ભીખોબાની સાક્ષી. )

"હું **મેસર્સ પેન, ગિલબર્ટ** અને **સાયાની**ની આફિસમાં કલાર્ક છું. બે બાઇઓ ટાવરપરથી પડ્યાની ખબર સાંભળી તે વખતે હું કોર્ટના સંડાસમાં હતો પણ મેં પોતે કશું જોયું નહતું. ત્યાંથી આફિસમાં જતાં **અબદુલ કાદર**ને **નેશનલ** બેંકના દક્ષિણ ખૂણા તરફ ઘરાક સાથ વાત કરતાં જોયા પછી તે ક્યાં ગયો તે જોયું નહતું. લોકોને ટાવર તરફ એકઠા થતા જોઈ આફિસમાં જઈ

બનાવની વાત સઘળાને કહી તે વખતે પોણાચાર વાગ્યા હતા. રજિસ્ટ્રારના સિપાઈ **અર્જુન રામાને** ઓળખતો નથી પણ સંડાસમાં જતી વેળા તેની આગળ કોઈ સિપાઇને જોયો નહતો." મિ. ક્રેયરની તપાસમાં સાક્ષીએ લખાવ્યુ.

"**અબદુલને નેશનલ** બેંક આગળ જોયા પછી મારી પૂંઠે આફિસમાં આવતો દીઠો નહતો તેમ બનાવ બન્યો ત્યારે તે આફિસમાં નહતો. સંડાસ આગળ કોઈ સિપાઈ નહિ હોયાનું હું ખાત્રીથી કહુંછું, વળી બાઇઓ સંડાસમાં જવા અગાઉ પડી નહતી કારણ મેં તેમને તે વખતે જોઈ નહતી. સંડાસમાં હું પાંચ મિનિટ હતો;" **મિ. ક્રેગીની** ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"**અબદુલને** જોયો ત્યારે બનાવ બન્યાની ખબર આપી નાહતી, તેને મેં આફિસમાંથી જવા અગાઉ ત્યાં જોયો નહતો. પોણા ચારમાં પાંચ છ મિનિટ ઓછીએ હું સંડાસમાં ગયો હતો. સાક્ષીએ જુરીના પૂછવાથી ઉત્તર આપ્યા.

## ( ૬૪. મિ. ફરામરોજ ડોસાભાઈ મોટાભાઈની સાક્ષી.)

"હું **સ્વદેશ** મીલમાં મદદનીસ વિવિંગ માસ્તર છું. અને કુર્લામાં રહુંછું."

"બેમાંની એકને પડતાં અને બીજીને નાંખી દેતાં મેં જોઈ તે વેળા હું **નેશનલ** બેંકના નાકા આગળ યુનિવર્સિટિના રસ્તાપર **હોર્નબી** રોડ તરફથી ચાલી આવતાં મારૂં ઘડિયાળ ટાવર સાથ સરખાવતાં ટાવરનામાં બરાબર સાડાત્રણ અને મારામાં પાંચ મિનિટ ઉપર થઇ હતી. તેટલાં ઉપરથી કાંઈ પડતું લાયબ્રેરીના છાપરાં સુધી આવી પ્હોંચ્યું જોઈ, શું પડયું, તેનો વિચાર કરૂંછું, તેટલામાં આંચકો મારી કોઇને નાંખી દેતાં જોઈ ત્રણ ચાર માણસમાંથી એકને વસ્તુ પડી તે તરફ અને બાકીનાઓને પૂર્વ

ભણી જોયાં. એક ભીંતની બરાબર અને બીજું દોઢેક વારને અંતરે પડ્યું હતું. એ પડતી વસ્તુઓ મને ગાંસડી સરખી લાગી હતી."

"કોઇને નાંખી દેતાં જોયું હતું?" મિ. ક્રેયરે ચોકસી કરવા પૂછ્યું.

"બે હાથે આંચકો મારી નાખી દેતાં," સાક્ષીએ ખાત્રીથી કહ્યું.

"ફેંકાતી ગાંસડી ક્યાં હતી?" મિ. ક્રેયરે પૂછવામાં ઇન્તેજારી દર્શાવી.

"પાળની બરાબર ઉભા જેવી તેનો અને ફેંકનારનો ઉપલો ભાગ જોયો હતો;" સાક્ષીએ ઉમેરી કહ્યું.

"આચકો મારનાર કોણ હતો?" મિ. ક્રેયરે ઓળખ માંગી.

"પુરૂષ, પણ અંતર ઘણો હોવાથી કોણ અને કયી જાત તે કહી શકતો નથી;" સાક્ષીએ ઉત્તર દીધો. "પૂર્વ તરફ ઉભેલાઓનો પણ પેલા ફેંકનાર જેટલો જ ભાગ દેખાતો હતો. એ વાત પ્રથમ તે જ સાંજે મારી કલબમાં મિ. અરદેસર નસરવાનજી પ્લીડર અને બીજાને જણાવી હતી.

"આ બનાવ વિષે પ્રકાશ પાડવા સઘળા આતૂર છે તે જાણુતાં છતાં તમે કેમ મોખરે નહિ આવ્યા? મિ. ક્રેયરે કારણ જાણવા ચાહ્યું.

"મારી પાસે મિ. સ્ટાનફોર્ડ આવ્યો તેવી જ મેં તેને ખબર આપી." સાક્ષીએ પોતાનો બચાવ કર્યો. "તેની અગાઉ પોલિસને ખબર કરી નહતી. તેણેમારી સાક્ષી લખી, મને વાંચી સંભળાવી, જે ખરી છે; તેમાં અને હવણાં જણાવેલી વાત

વચ્ચે કશો અંતર નથી. કલબમાં સિવાય બીજા કોઇને નહિ પણ પોલિસને જ વાત કરી હતી. ગાંસડીઓ પડી ત્યારે ટાવરના ઘડિયાળ પ્રમાણે બરાબર સાડાત્રણ વાગ્યાનું હું ખાત્રીથી કહું છું. આંચકો મારનારના શરીરનો કમ્મરથી ઉપરનો ભાગ દેખાયો હતો."

"બંડળ ફેંકનારનું શું થયું તે જોવા હું થોભ્યો નહતો, કુર્લાથી નિત્ય મુંબઇ આવતો નથી, વર્તમાન પત્રો વાચું છું તેથી જુરી આગળ ચાલતી તપાસની મને ખબર છે;" જુરીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"આગળથી જણાવ્યું હોત તો જલદી પ્રકાશ પડતેની?" એક જુરરે ટકોર કરી.

"પણ કોઈ પૂછવા આવ્યું ન હતું" સાક્ષીએ તેવો જ ઉત્તર વાળ્યો. "અને મિ. સ્ટાનફોર્ડ આવ્યો તેને ખબર આપી; તેને કોણે કહ્યું તે હું જાણતો નથી."

"બનાવ બન્યાની ખાત્રી શાથી થઇ?" એક જુરરે પૂછ્યું.

"વર્તમાન પત્રો વાંચ્યાથી;" સાક્ષીએ ખુલ્લો એકરાર કર્યો.

---

## પ્રકરણ—૩૫ મું.

### કોરોનરની તપાસ—૧૮ મો દિવસ.

### ( ૬૫ મિ. જમસેદજી સોરાબજી એંટીની સાક્ષી.)

"તમારી લખેલી સાક્ષી તૈયાર છે?" કોરોનરે આ સાક્ષીને બોલાવી પ્રથમ પ્રશ્ન કર્યો.

"નહિ, હું લખાવું તે લખી લ્યો," સાક્ષીએ ભપકામાં જણાવ્યું.

"સાક્ષી શા સંબંધી આપનાર છો?" કોરોનરે લખવા અગાઉ ઉપર ટપકે તપાસ કરવા માંડી.

"**રાજાબાઈ** ટાવરપરથી બાઇઓ પડ્યાના બનાવના સંબંધી," સાક્ષીએ ગંભીરાઈથી ખુલાસો કર્યો.

"હું **મેસર્સ કોનરાય** અને **બ્રાઉન** સોલિસિટરોનો મદદનીસ છું અને કોટમાં ઘોઘા મ્હોલામાં રહું છું. તા૦ ૨૫ મી એપ્રિલ શનિવારે મારા સીનોર **મિ. કોનરાય** સાથે **સર ચાર્લ્સ ફાર્બસ**ની કંપની વાદી અને **હરડાં ફુરજ** પ્રતીવાદીના કજીયા સંબંધીની સભામાં કમિશનર **મિ. ફેરન** આગળ ગયો હતો. તપાસ ત્રણ વાગતે ઠરાવી હતી પણ સવાત્રણે મારો સીનોર **મિ. જોન કેંપબલ**ની તપાસ ચલાવવા મને સોંપી પોતે **હોરમારજી**ના માગનારાઓની સભામાં ગયો. **મિ. ફેરન** અને મેં સાડાત્રણ સુધી **મિ. કેંપબલ**ની રાહ જોઇ, બીજા **સોમવારપર** છઠી વાગ્યાનું ઠરાવી, હું કોર્ટ છોડી **નેશનલ** બેંકની તરફના દાદરપરથી નીચે ઉતરી આવ્યા બાદ ટાવર તરફ લોકોને દોડતાં જોઇ, મારા હાથમાંના દસ્તાવેજો **સર ચાર્લ્સ ફાર્બસ**ના સિપાઈના હાથમાં એક વાળેલા કાગળ સિવાય સઘળા આપી, દોડતો ઉત્તર તરફની ચકરીમાં થઈ બાગમાં આવ્યો ત્યારે **બચુબાઇને** રસ્તાપરથી ઉંચકી ઓટલાપર લાવતાં જોઈ, તો તેના શરીરપર સાડી હતી છતાં મ્હોંડું અને ડાબો હાથ ઉઘાડાં હતાં. ચાર પાંચ મિનિટ થોભ્યો તેટલાં **વિકટોરિયા**માં નાંખી **પીરોજબાઇને** આણી **બચુબાઇ** પાસે મૂકી. આ પછી ચારેક મિનિટ ત્યાં થોભી, ઓટલાપરથી ઝરૂખા આગળ આવી તેનાથી ૪૦–૫૦ ફીટ દૂર

ચોકમાં ઉભો તેટલામાં સર્વે બારણાં બંધ છે કે કેમ તે જાણવા ઠોકતાં મને જોઇ:—

"આ છોકરીઓના માબાપને તમે ઓળખો છો?" આવી **મિ. મેકડર્મેટે** પૂછવાથી એકાદ બે નામ સૂચવી ટાવર તરફ ગયો. મને પાંચ છ મિનિટ પછી એક પાર્સિના ખભાપર હાથ મૂકી મારી તરફ લાવ્યાથી તેનું મ્હોહું જોતાં જ, 'એણે જ આ કર્મ કર્યું હશે' એમ એના મ્હોડા અને આંખપરથી દેખાય છે માટે એને છૂટો નહિ મૂકવા મેં **મિ. મેકડર્મેટને** અર્જ કરી. પેલા પાર્સિનું '**માણેકજી અસલાજી**' નામ મેં પાછળથી જાણ્યું. 'તમે એને ઓળખો છો' પૂછવાથી મેં નાપાડી 'એનું બદિયાન ફાટેલું અને પાટલુન ખરડાયલું કેમ છે?' તેવિષે તજવીજ કરવા **મિ. મેક-ડર્મેટને** કહી તેજ પ્રશ્ન મેં ગુજરાતીમાં **માણેકજીને** પૂછવાથી 'ટાવરના બીજા મજલાપર હું હતો ત્યારે ત્યાં બે ખોજાઓની સાથે બાઇઓને મરાતાં જોઈ વચ્ચે પડવાથી ફાટયું' જણાવી 'બારણાપરના સિપાઇને સમજાવી બાઇઓને ટાવરપર જવાની રજા પણ મેં જ અપાવી હતી' વધાર્યું હતું. **રોટન રો** તરફ ચોકની બ્હાર તેને **મિ. મેકડર્મેટ** લઈ ગયા પછી થોડીવારે **દીન-શાહ સોરાબજી બિસ્કીટવાળાને** મારી થરોથર ઉભા જોઇ પો-લિસના હાથમાં પકડાયલા પાર્સિએ કેટલીક વાત કબૂલ કરવા-વિષે કહેવાથી તેમણે 'તે પાર્સિને બે ખોજાઓની સાથે **મેસર્સ મોતીલાલ, માળવી** અને **ચીટનીસની** આફીસ તરફથી બે કલાક અગાઉ આવતાં જોયો' જણાવ્યું હતું." કોરોનરની તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

"બીજા ઘણાની કહી વાત સાક્ષીએ જણાવી છે તે નોંધવી નહીં;" સરકારી વકિલ **મિ. ફ્રેયરે** કોરોનરને સૂચના કરી.

"મારી અગાઉના સાક્ષી **મિ. ગિલબર્ટની** સાક્ષી નોંધવા લાયક સમજાઈ નોંધાઈ છે જેમાં તેણે ઘણી સાંભળી વાત વર્ણવી છે તો મારી સાથે તે પણ રદ કેમ ન થાય?" સાક્ષીએ સરકારી વકિલ સાથે તકરાર ઉઠાવી.

"પણ **મિ. દીનશાહને** બોલાવી, સાક્ષી લઈ, કઈ વાત સાથ મેળવીશું;" કોરોનરે ઉઠેલી તકરારનું સમાધાન કરવા ચૂકાદો આપ્યો.

"ત્યારે **મિ. ગિલબર્ટની** સાક્ષ કેમ નોંધી?" સાક્ષીએ વાંધો લેવો ચાલુ રાખ્યો. "હું સિલસિલાબંધ વાત જણાવું છું તેમાંથી આ વાત કાઢી નાંખતાં ખાંચો પડ્યાથી **મિ. દીનશાહને** પૂછવાની યાદ નહિ રહેશે!" દલીલોથી કોરોનરની ખાત્રી કરવા તજવીજ કરી. પણ **મિ. દીનશાહને** મ્હોડે સાંભળી વાત નોંધવા, કોરોનરે ના પાડી.

"તરતજ એ વિષેની ખબર **મિ. મેકડર્મટને** આપી, પાર્સિએ જણાવેલા ખોજાઓનાં નામ ઠામની ખબર ઘણી સહેલાઈથી **મેસર્સ ચીટનીસ, મોતીલાલ અને માળવીની** આફિસમાંથી મેળવવા સૂચના કરવાથી 'પાર્સિપાસેથી મળી ચૂકી છે' જણાવ્યું હતું." સાક્ષીએ જણાવ્યું.

"આ વાત **મિ. મેકડર્મટે** જણાવી ત્યારે **માણેકજી અસલાજી** ત્યાં આગળ નહતો;" **મિ. ક્રેયરના** પૂછવાથી સાક્ષીએ કહ્યું.

"ત્યારે આ વાત નોંધવી નહિ જોઇએ;" **મિ. ક્રેયરે** કોરોનરને સૂચના કરી. "**માણેકજી અસલાજીની** પૂઠે થઈ વાત નોંધવી યોગ્ય નથી."

"પણ જ્યારે એક સાક્ષીએ બીજાની કહી વાત નોંધવા

વાંધો નહિ લીધો ત્યારે મારા સંબંધમાં કેમ લેવાય?" સાક્ષીએ ગંભીરાઈથી તકરાર કરી.

"સાક્ષી જે કહે તે લખી લ્યો;" **મિ. મેકડર્મેટે** પોતાની ઇચ્છા દર્શાવી.

"એવી સાક્ષ નોંધાય નહિ;" કોરોનરે ચોખ્ખી નાપાડી.

"**મિ. મેકડર્મેટે** ત્રણ ચાર મિનિટ પછી પાછા આવી 'પોલિસ કમિશનરને સર્વે બીનાથી જાણીતો કરવો જોઇશે,' કહ્યું, પૂઠે ઉભા પોલિસ સિપાઇના હાથમાંના ફ્રેંચ કાગળોમાંથી કડકો ચીરી, તેના જ હાથમાંથી પેન્સીલ લઈ મારા હાથમાંના કાગળપર મૂકી લખતાં લખતાં બોલ્યો કે 'આ કાંઇ આપઘાત થયો નથી;' મેં કહ્યું ખચીત જ નહિ. પછી તેણે કમિશનરપર લખ્યું તેનો 'બે બાઇઓનાં ભેદભર્યાં મર્ણ થયાં છે' ભાવાર્થ હતો. યાટ કલબમાં ન હોય તો બંગલે કમિશનરને પ્હોંચાડવા એક હવાલદારને બોલાવી તેણે કહ્યું હતું. 'બેઉ બાઇઓને ટાવરપરથી ફેંકી દેવામાં આવી છે' એમ પણ તેમાં લખ્યું હું ધારૂં છું." સાક્ષીએ કહ્યું.

"બોચીમાંથી **માણેકજી અસલાજીને** ધરી મારી તરફ **મિ. મેકડર્મેટને** આવતો જોયો તે વેળા ત્યાં ૩૦–૪૦ માણસ એકઠું થયું હતું પણ મારી પડોસમાં નહિ. તે વખતે કેટલા વાગ્યા હતા તે નક્કી કહી શકતો નથી પણ પાંચ તો નહિ વાગ્યા હોય. **મિ. મેકડર્મેટ** પાસે કોઇને નહિ પણ **મિ. સ્ટાનફોર્ડને** ટાવરપર જોયો હતો. તે **માણેકજીને** લઈ આવ્યો તે આગાઉ બાઇઓપર બળાત્કાર થયાનું, પણ તેમાં મુસલમાનોના હાથ હોયા વિષેનું સાંભળ્યું નહતું, એમ સોગંદપર હું કહી શકું છું. બાઈઓપર

બળાત્કાર થયાનું જાણવા સાથે તે ગુજારનાર કોણ હતા તેની ખબર મળી નહતી."

"ટોળાંમાંથી **માણેકજીને** પકડતાં મેં **મિ. મેકડર્મટને** દીઠો નહતો, પણ પ્રથમ તેયો ત્યારે તેને બોચીમાંથી પકડયો હતો. **મિ. મેકડર્મટ** તેને પકડી મારી પાસેથી જતો હતો ત્યારે મેં પકડી રાખવા સલાહ આપ્યા પછી તેની આંખ અને મોહાડા ઉપરથી તેનાં બટન પોયા વગરનાં ખુલ્લા ડગલા, ફાટાં બદિયાન, અને ખરાબ થયલાં પાટલૂન વિષે તજવીજ કરવા કહ્યું હતું."

"**માણેકજીને** પાંચેક મિનિટ સુધી સવાલ કર્યા તેમાં તેણે 'પાર્સિ બાઇઓને ઉપર લઈ જવા તેને સમજાવવા' કહ્યું હતું. **મિ. મેકડર્મટ** ધ્યાનથી જોતો આ વખતે ઉભો હતો. તે પછી તે તેને **રોટન રો** તરફ લઈ ગયો."

"બે ત્રણ મિનિટ પછી **મિ. દિનશાહને** મેં ઉભેલો જોયો. તેને મેં કહ્યુ કે **મિ. મેકડર્મટે** એક પાર્સિને પકડયો છે જેણે ચોકસ વાતનો એકરાર કર્યો છે. આથી તેણે મને **મિ. ચીટનીસ** વકિલની આફિસનું નામ મુસલમાનોનાં નામ મેળવવા આપી. એક કલાક અગાઉ તેણે પણ તેમને જોયાનું જણાવ્યું હતું."

"ત્યારે ભેદની કૂચી પાંચ મિનિટમાં તમારી પાસે આવી!" **મિ. ફ્રેયરે** મશ્કરી કરી, પૂછ્યું.

"હું કાંઇ જાતે મુસલમાનો વિષે ખબર કાઢવા ગયો નહતો," સાક્ષીએ એવું મિથ્યા માન લેવા નાપાડી.

"આ **મિ. દીનશાહએ** કહી વાત **મિ. મેકડર્મટને** મેં જણાવી હતી. **માણેકજી** કાંઈ વધારે બોલવા જતો હતો તેટલામાં તો તેને **મિ. મેકડર્મટ** સામે મેદાનમાં લઈ ગયો. તેનાં નામ પુછતે

પણ પોલિસ તપાસ કરે તેની વચ્ચે પડવું મને ઠીક લાગ્યું નહિ."

"કર્નલ વિલસન અને મિ. જેલ અહિં આવ્યો હશે પણ , સાડેછવાગે ચાલી ગયો હતો. મિ. દીનશાહે કહી વાત મિ. મેકડર્મટને કહી ત્યારે તેણે તેને માણેકજીએ કહ્યાનું જણાવ્યું પણ બોલેબોલ કહ્યા નહિ કારણ તે ઉતાવળે જતો હતો."

"બીજે દિવસે મેં રાસ્તગોફ્તાર વાંચ્યું હતું. માણેકજીને પોલિસે છોડી દેવાની ખબર મને કદાચ બીજે દિવસે મળી હોય. કોઇ મુસલમાનોને પકડ્યાનું હું જાણતો નથી. મિ. મેકડર્મટની સાક્ષી ઉપર ટપકે વાંચી હોય કારણ મને નવરાસ મળતી નથી. માણેકજીએ મને કહી વાતથી કેવળ ઉલટી જ તેણે પોતાની સાક્ષીમાં જણાવ્યાની મને ખબર નથી."

"મિ. કોનરાયને આ જ મહિનામાં સ્મોલકૉઝ કોર્ટમાંથી આવતાં થોડિક વાત જણાવ્યાથી તેણે મિ. ક્રેગી પાસે જવા સલાહ આપી હતી."

"તમે તેની તેમ જ મારી પાસે આવતાં શું બીધા?" મિ. ક્રેયરે પૂછ્યું.

"હું કોઈથી બીતો નથી," સાક્ષીએ મગરૂરીથી જણાવ્યું.

"ત્યારે ગઈ કાલે મારી પાસે આવવા ના કેમ પાડી?" મિ. ક્રેયરે કારણ માંગ્યું.

"તમારી આફિસમાં સાક્ષીઓને દમ ભરાવવામાં આવેછે," સાક્ષીએ પોતાને મળેલી ખબરને આધારે ખુલાસો કર્યો.

"મારી આફિસમાં સાક્ષીઓને દમ ભરાવવામાં આવેછે?" મિ. ક્રેયરને માઠું લાગ્યાથી ફરીથી તેનો તે જ સવાલ પાછો પૂછ્યો.

"કોરોનરે 'મારી આફિસ' શબ્દ લખવા નહિ," **મિ. ક્રેગીએ** સૂચના કરી.

"બેશક **મિ. ક્રેગીની** આફિસ નહિ!" **મિ. ક્રેયરે** ટકોરમાં કહ્યું.

"તેમ નહિ, પણ 'મારી આફિસ' લખવાથી સાક્ષીની આફિસ' સમજાય અને વાત તો **મિ. ક્રેયરની** આફિસ વિષે છે." **મિ. ક્રેગીએ** સ્પષ્ટ ખુલાસો કર્યો.

"હું તો 'સરકારી વકિલની આફિસ' લખીશ." કોરોનરે પોતોનો ઇરાદો જણાવી શંકાનું સમાધાન કર્યું.

"મારી આફિસમાં હું પોતેં સાક્ષ લખી લઉંછું **મિ. જમશેદજી;**" **મિ. ક્રેયરે** ગંભીરાઇથી સાક્ષીની ભૂલ ભાંગવા સમજ પાડી.

"**મિ. ક્રેયર** દમ ભરાવે છે એમ મારૂં કહેવું નથી," સાક્ષીએ કોરોનર તરફ જોઈ પોતાના બોલવાની મતલબ સમજાવવા માંડી. "મિ. ક્રેયરની આફિસમાં ચોકસ બાજુ તરફથી દમ ભરાવવામાં આવેછે એમ મારા સાંભળવામાં આવ્યું છે અને તે અહિં કહ્યું છે."

"**માણેકજી અસલાજીએ** કહી વાત તે જ દિવસે **નેશનલ** બેંક આગળથી ઘેર જતાં **મિ. મ્હેરવાજી મંચરજી મોદી** અને તેના બે મિત્રોને; બીજે દિવસે સવારે છ વાગે **રાજાબાઇ** ટાવર આગળ **મેસર્સ** ડેવિડ **સાસુનના** મદદનીસ **મિ. જુડાને;** સોમવારે બપોરે બાર વાગે **મિ.** જસ્ટીસ ટેલંગની કોર્ટમાં **મિ. ફરામજી વિકાજી** બારિસ્ટરને; મંગળવારે **સ્માલકોઝ** કોર્ટમાં ગાડીમાં બેસી સાથે જતાં **મિ. લૂઇ રસલ** બારિસ્ટરને, **મેસર્સ**

**જેમ્સ મેકિનટોસવાળા મિ. કીથને, માર્કસ કંપનીના મિ. વિ-લિયમ પ્રાકટરને,** મારી આફિસના **મિ. રાબર્ટસને** અને બીજા ઘણાઓને કામકાજ સંબંધી મળતાં જણાવી હતી." સાક્ષીએ પોતાને જેની જેની સાથે વાત થયલી તેમાંથી જેનાં નામ યાદ હતાં તેટલાં જણાવી પોતાની સાક્ષ વિષે જો કાંઈ શક કોઇના મનમાં હોય તો તે દૂર કરવા સર્વે તજવીજ કરી.

"**માણેકજી અસલાજી**ની આંખ અને ચ્હેરામાં એવું તે દીઠું કે તેને પકડી રાખવા તમે **મિ. મેકડર્મટને** જણાવ્યું?" એક જુરરે ખુલાસો માંગ્યો.

"તે પાનસોપારી ચાવતો હતો અને તેનો ચ્હેરો વિક્રાળ હતો, હોઠ લાલ કાળા મ્હોંડાને લીધે ભયંકર દેખાતા હતા, અને તેના ડોળા ખુની સરખા બ્હાર નીકળી આવ્યા હતા;" સાક્ષીએ નજરે જોયલું બ્યાન કહી સંભળાવ્યું."

"તેને જોઇ તમે બીધા હતા?" એક બીજા જુરરે ટકોર કરી.

"અંધારામાં મળે તો જરૂર," સાક્ષીએ બંદબેસતો ઉત્તર આપ્યો. તેનું બદિયાન ફાટચું હતું પણ કયી બાજુથી તે કહી શકતો નથી. તેને તે દીવસ પછી ગઈ કાલે હું અહિં આવ્યો ત્યારે જોયો હતો. તેને મેં ગુજરાતીમાં **મિ. મેકડર્મટના** કહેવાથી નહિ પણ 'હું તેને ઓળખું છું' એમ તેના પૂછવાથી સવાલ કર્યા હતા અને જવાબ પણ '**ગુજરાતી**" માં જ દીધા હતા. તેનો તરજુમો **મિ. મેકડર્મટને** કરી સંભળાવ્યો નહતો. આ વાત થઇ ત્યારે ઘણા લોક મારા ધ્યાન પ્રમાણે હતા પણ તેમનાં નામ હું આપી શકતો નથી. તેણે કહી વાત મેં લખી લીધી નહતી. **મિ. મેકડર્મટે** તે વાત સાંભળી હતી પણ મેં તેને અંગ્રેજીમાં કહી નહતી. તે મને તેમજ **મિ. મેકડર્મટને** કહેતો

હતો તે વખતે મને લાગ્યું કે મિ. મેકડર્મટ 'ગુજરાતી' સમજતો હશે. પણ બોલતાં સાંભળ્યો નથી."

"ત્યારે તે ગુજરાતી સમજે છે એ કેમ ધાર્યું?" કોરોનરે પૂછયું.

"તે પોલિસ અમલદાર છે એ હું બચપણથી જોઉં છું અને એવા જુના અમલદારો ગુજરાતી સમજતા હોવા જ જોઇએ;" સાક્ષીએ અનુમાનથી પોતે બાંધેલો અભિપ્રાય જણાવ્યો.

"હું ટાવર આગળ બીજા–ત્રીજા માળની ખુલ્લી બારીઓ જોતો ઉભો હતો. માણેકજીએ આપેલી સાક્ષી હાલ હું કહી શકીશ નહીં. સાક્ષી આપવા મારો વિચાર ગઈ કાલે સાંજે મેં વાત કહેલા ગૃહસ્થોએ મને 'બ્હાર પાડવા' જણાવવાથી થયો હતો." જુરીની તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"મરનાર બાઇઓ સાથે મને કશું સગપણ નથી;" કોરોનરને સાક્ષીએ. જણાવ્યું.

"તમે અહિં શાપરથી આવ્યા?" એક જુરરે જાણવા ચાહ્યું.

"મિત્રોના દબાણથી," સાક્ષીએ કહ્યું. "મારી મરજી પણ હતી કારણ મારી ફરજ છે છતાં નવરાસ નહિ હોવાથી અત્રે ચાલતી તપાસ પૂરી થયાં પૂર્વે આવવાનો હતો." સાક્ષીએ બાંધી રાખેલા વિચારો જણાવ્યા.

"પોલિસને ખબર હતી જ અને તે પ્રમાણે તે તપાસ ચલાવે છે એમ હું માનું છું;" કોરોનરના પૂછવાથી સાક્ષીએ પોતાનું મત ઉચ્ચાર્યું.

"માણેકજીનો ડગલો કાળો, પાઘડી પણ કાળી, અને પગે સ્લીપર પ્હેર્યાં હતાં. પાટલૂનપર પ્રથમ પાણી કે તેલના ડાઘ

પડ્યા પછી ધૂળ ચોંટયા જેવું નઠારૂં દેખાતું હતું.” સાક્ષીએ જુરીની તપાસમાં જણાવી બતાવવામાં આવેલા પાટલૂનમાટે શક દેખાડી કહ્યું કે તે પાટલૂન ઉપર તો ઘૂંટણ આગળ બરાબર એક ડાઘ હતો.

“માણેકજીએ તમને શું કહ્યું હતું?” એક જુરરે ફરીથી સાક્ષી પાસે બોલાવા ચાહ્યું.

“ટાવરના બીજા માળપર હતો ત્યારે બે ખોજા અને ઉર-નાર બાઇઓ વચ્ચે થતી બાઝાબાઝી જોઈ હું માત્ર મૂકાવવા ગયો તેમાં મારૂં બદિયાન ફાટયું. દરવાજાપરના સિપાઇને સમજાવી બાઇઓને ઉપર જવા દીધી હતી.” સાક્ષીએ થયલી વાતનો ભાવાર્થ કાંઇ બોલેબોલ કહેવા પોતાને અશક્ત જણાવ્યો. બદિયાન જોઈ ‘જ્યાંથી ફાટેલું જોયું હતું ત્યાંજ ફાટેલું છે’ જણાવ્યું.

“તે ક્યાંથી ફાટેલું છે?” મિ. ફ્રેયરે ગંભીરાઈથી પૂછ્યું.

“હું પ્હેરૂં તો જમણી બાજુએ આવે;” સાક્ષીએ તપાસી કહ્યું.

“આ ન હોય! કદાચ એ જરીપુરાણાવાળા પાસેથી લાવી દેખાડવામાં આવતું હોય!” કોરોનરે ટીકા કરી પૂછ્યું, “તમે તે ક્યાંથી ફાટેલું જોયુ હતું?”

“હું કહી શકતો નથી.” સાક્ષીએ પોતાનું અશક્તપણું દેખાડ્યું.

## ( મિ. મેકડર્મટની ફરી સાક્ષી. )

“બાઇઓની લાસોને ઉંચકાવી આ દિવાનખાનાની પગથી-પર મૂકાવી હતી, ત્યાં મારી આગળ આવી એક જણે કહ્યું ‘આ ટોળામાં એક માણસ છે જે આના સંબંધમાં કાંઈક ખબર આ-

પશે,' તે માણુસ '**માણેકજી અસલાજી.**' તેને પકડવા પ્હેલાં લોકોમાં બળાત્કાર કરી ખુન કરવામાં આવ્યાં છે વાત ચાલી હતી. કંપાઉંડમાં ૪૦૦–૫૦૦ લોક ભેળુ થયાથી ઘણો ગોંધાટ થતો જોઈ તેને હું **રોટન રો**માં એક ઝાડ નીચે લઈ જઈ સવાલ પૂછ્યા ત્યારે હાઇ કોર્ટમાંથી બોલાવી મંગાવેલો ઈન્સ્પેકટર **મિ. બ્રિસ્કો** ત્યાં હતો. **મિ. જમસેદજી એંટી**ને મેં ત્યાં જોયો હતો પણ તેણે કે મેં **રોટન રો**માં જવા અગાઉ **માણેકજી**ને કશાં પ્રશ્ન પૂછ્યાં નહતાં. ત્યાં ગયા પછી તેના ડગલાનાં બટન પોચલાં હતાં તે કાઢતાં તેનું બદિયાન ફાટેલું જણાયું હતું. છેલ્લા સાક્ષી **મિ. જમશેદજી**એ મને '**મિ. ચીટનીસ**ની આફિસમાંથી મુસલમાનોનાં નામ મેળવવા' કશું કહ્યું નહતું. **માણેકજી**ને ચોકીપર મોકલ્યા પછી **કર્નલ વિલસન**પર ચીઠી લખી હતી પણ છેલ્લા સાક્ષીના હાથપર ટેકવીને નહિ;" સાક્ષીએ **મિ. ક્રેયર**ની પ્રથમ તપાસમાં લખાવ્યું.

"ઝાડ નીચે જવા અગાઉ **માણેકજી અસલાજી** સાથે કશી વાત થઈ નહતી. કમિશનરને ચીઠ્ઠીમાં 'સાહેબ જલદી આવો, બે પાર્સિ બાઇઓ ટાવરપરથી પડી ગઈ છે, બનાવ શક ભર્યો છે' લખ્યું હતું. **માણેકજી**એ મરનાર બાઇઓને ટાવરની અગાસીની ઉત્તર તરફ અને એક સિપાઇને બગલમાં બાટલી સાથે ઉભાં જોયાં હતાં. તે અગાસીપર થોડો વખત થોભી, જલદી ઉતરી પોતાના સોલિસિટરની આફિસમાં જઈ હાઈ કોર્ટમાં થઇ ટાવરપર પાછો આવ્યો હતો. 'બદિયાન છએક અઠવાડિયાપર કુતરાએ છલંગ મારવાથી ફાટયું અને ધોબીને ત્યાં ધોવાઇ આવ્યું' જણાવ્યું હતું. ધોવાડવા અગાઉ સિવાડયું નહતું."

"તેણે કહી વાત મને સંતોષકારક લાગી, અને બદિયાનની

બીનામાં કશી અજાયબી લાગી નહિ કારણ ડગલો ફાટેલો નહતો. ડગલાનાં બટન અંદરનાં કપડાં ફાટ્યાં જોવા છોડ્યા હતાં છતાં મને કશી અજાયબી લાગી નહિ."

"છેલ્લા સાક્ષી મિ. જમસેદજી એંટીને મેં તે સાંજે જોયાનું ધ્યાન નથી અને તેણે જણાવી બીના બની નહતી."

"માણેકજી અસલાજીને પ્રથમ પકડ્યો ત્યારે પ્રથમ સવાલ 'તારૂં નામ શું-ધંધો શું' પૂછ્યો હતો. આસપાસ ઉભેલામાંના કોઇને 'તેઓ તેને ઓળખતા હતા' પૂછ્યાનું ધ્યાન નથી. હું ધારૂં છું કે મેં પૂછ્યું નહતું." મિ. ક્રેગીની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"તેને કોઈ પાર્સિએ પૂંછ્યાનું પણ જણાવ્યું નહતું." જુરીના પૂછવાથી જણાવ્યું. "બદિયાન ફાટ્યાની બીના નક્કી કરવાની તપાસ કરી હતી."

"બદિયાન ફાટ્યાની બીનાના સવાલ કરી વખત ખોવાની અગત્ય નથી;" કોરોનરે જુરીના એવા વલણમાટે ટીકા કર્યા.

"માણેકજીની ઝાડતળે તપાસ સાડાચાર અને પાંચ વચ્ચે દસેક મિનિટમાં પૂરી કરી તેને ચોકીપર મોકલી આપ્યો તે વેળા મારો 'બાઇઓપર બળાત્કાર' થયાનો અભિપ્રાય મજબૂત હતો, પણ તે પછીની તપાસથી તેવો રહ્યો નથી."

"ડાકટરોની તપાસ મેં પૂર્તિ ધારી નહતી અને કોરોનરના ડાકટરે લાસોની તપાસ કર્યા પહેલાં બીજે દિવસે રાત્રીના ત્રણ વાગે સાક્ષીની તપાસપરથી બળાત્કાર નહિ થયાની ખાત્રી થઈ."

"બળાત્કાર કરવાની કોશીશની પૂર્વાંરી માત્ર બળાત્કારના ભોગ થયલા માણસોના શરીરની તપાસથી જ મળી શકની?" કોરોનરે અભિપ્રાય માંગ્યો, અને સાક્ષીએ ઉત્તરમાં 'હા' પાડી.

"આ પ્રશ્ન કેટલીક પ્રકારે ડાકટરી સંબંધી છે માટે ગમે તો વિચાર કરીને ઉત્તર આપો;" કોરોનરે સાક્ષીને સલાહ આપી ઉતાવળો ઉત્તર આપવાથી સાવચેત કર્યો.

"ત્યારે મારો આગલો ઉત્તર છેકી નાંખો;" સાક્ષીએ પોતાની ભૂલ જોઈ અર્જ કરી. મેં આ બાબતમાં તપાસ કરી તેમાં 'બૂમ કે ચિચિયારી' સંભાળાઇ નહતી તે, અને મારા 'જાતી અવલોકનથી' મને લાગ્યું કે મરનારોપર 'બળાત્કાર થયો નહતો.' તેથી મેં વધારે તપાસ કરવી પડતી મૂકી.

"સ્ત્રી જાતપર બળાત્કાર થયો છે કે નહિ તે નક્કી કરવા ઘણી સરસ કળાવાળો તપાસ કરનાર હોવો જોઇએ; એમ જાણવા છતાં પાછલી રાત્રના ત્રણ વાગે મત બાંધી દીધો?" કોરોનરે અજાયબી દેખાડી ગુંચવણ ભર્યો પ્રશ્ન પૂછી અભિપ્રાય માગ્યો.

"બળાત્કાર થયો છે કે નહિ તે વિષે બેઉ ડાકટરો ખાત્રી આપી શકયા, તેમ મેં લાસોને જોઇ તો તેમના શરીરના ભાગોમાંથી લોહી નિકળવાની કે કશી નીશાની ન જણાયાથી આસપાસની બીના ધ્યાનમાં લઈ નક્કી અભિપ્રાયપર આવ્યો હતો." સાક્ષીએ બાંધેલા અભિપ્રાયનો સવિસ્તાર ખુલાસો કર્યો.

"સાક્ષી ડાકટરી જ્ઞાન દેખાડી તકરાર ચલાવશે તો લંબાણથી તપાસ કરવી પડશે;" કોરોનરે થાકી પોતાના મનની વાત જણાવી.

"મેં તો માત્ર જાતી અનુભવપરથી અભિપ્રાય બાંધ્યો હતો." સાક્ષીએ પણ આખરે તકરાર ન લંબાવતાં એકરાર કર્યો.

"તમારી હુશિયારી અને ચંચળાઈ માટે મને શક નથી, પણ પોલિસ તેનો ખોટે માર્ગે ઉપયોગ કરે છે," કોરોનરે વખાણ કરી અફસોસ કર્યો. "આવી વેળા પોતાની જ ચંચળાઈ અને ચલાકીપર આધાર રાખી કામ લેતાં ખરી બીના કેવી પ્ર-

કારે ઉલટાઈ જાયછે; વળી બળાત્કારની કોશિસ થયાની પરિક્ષા કરવાને તેઓની હુશિયારી સંપૂર્ણ ગણાય કે કેમ એ વિચારવાની વાત છે."

"**મિ. જમસેદજી એંટીએ** કહેલી વાત સાચી છે કે કેમ તે **માણેકજી અસલાજીને** બોલાવી પૂછવું;" જુરીના પ્રમુખે સૂચના કરી.

"એક માણસને અપરાધી ઠરાવવા સરખાં પ્રશ્નો પૂછી તેના ઉત્તરો દેવાની તેને ફરજ પડે એ કાયદા વિરૂદ્ધ છે." કોરોનરે સમજ આપી.



## પ્રકરણ—૩૬ મું.

### કોરોનરની તપાસ—૧૯ મો દિવસ.

### ( ૬૪ મિ. દીનશાહ સોરાબજી બીસ્કીટવાળાની સાક્ષી. )

આ દિવસનું કામ શરૂ કરતાં જ **રાસ્તગોફતારના** રિપોર્ટર **મિ. ધનજીશા જીવાજી ધોંડીએ** કોરોનરને આ બનાવના સંબંધમાં સાક્ષી આપવા જણાવ્યાથી તેમણે સરકારી વકિલનો વિચાર લઈ **મિ. ધોંડીને** સરકારી વકિલપાસ જવા જણાવ્યું. સરકારી વકિલે 'શા સંબંધમાં સાક્ષી આપશો' પૂછવાથી તેણે **મિ. મેકડર્મટ, મિ. જમશેદજી એંટી** અને **માણેકજી** વચ્ચે થતી વાત જોઇ પણ ન સાંભળ્યા વિષેનું કહ્યું. આથી સરકારી વકિલે એવી સાક્ષી લેવા ના પાડ્યા પછી કામ આગળ ચાલ્યું.

"**મેડો સ્ટ્રીટ**-મ્હોલ્લામાં અંગ્રેજી મિઠાઈની મારી દુકાન છે અને કોટમાં **બજારગેટમાં** રહું છું. બે પારસિ બાઇ ટાવરપરથી

મહીનાપરને એક શનિવારે પડયાની યાદ છે પણ તારીખ સાંભરતી નથી.” કોરોનરની પ્રથમ તપાસમાં સાક્ષીએ લખાવ્યું.

“બાઇઓ પડ્યા પછી હું ટાવરના કંપાઉન્ડમાં આવ્યો હતો. **મિ. જમસેદજી** એંટ્રીને હું ઓળખું છું.”

“તમે તેની સાક્ષી વાંચી હશે; તમે શું જોયું હતું તે કહો;” **મિ. ક્રેયરે** ચપળાઈથી ઉલટ તપાસ ચલાવી.

“ત્રણ અને ચાર વાગ્યાની વચ્ચે હું આવ્યો ત્યારે **મિ. એંટીને** જોઈ પૂછતાં તેમણે ‘પોલિસે એક માણસને પકડયો છે’ જણાવ્યું, **માણેકજી અસલાજીને મિ. મેકડર્મેટે** પકડયો જોઈ ‘હું એને ઓળખું છું’ કહ્યાથી ‘એને કેમ ઓળખ્યો’ પૂછ્યું. મેં કહ્યું એને બે ત્રણ ખોજાઓ સાથે **મિ. ચીટીનીસની** આફીસમાં જતાં જોઉં છું, માટે તેનાં નામ ત્યાંથી મળી શકશે.”

“આ વેળાએ **મિ. એંટી** મારી પાસે ઉભા હતા. તેમને એ વાત જણાવવા માટે હું ખાત્રી પૂર્વક નથી કેહેતો પણ **મિ. મેકડર્મેટને** કહી હતી અને તે સાચી વાત છે. **માણેકજીને** મારી દુકાન આગળથી જતાં આવતાં જોતો તેથી તેને નજરે ઓળખું છું પણ તેની સાથે વાત કરી નથી.”

“તેને તા. ૨૫ મી એપ્રિલ અગાઉ છેલ્લો કયારે જોયાની યાદ નથી પણ છેલ્લી વખત એક મહિના ઉપર દીઠો હશે. **મિ. ચીટીનીસની** આફિસ ગયા ડિસેંબરમાં મારી પાડોસમાં આવ્યા પછી પંદરેક દિવસ ગયા બાદ ખોજાઓ સાથે ત્યાં આવતો જતો ૧૦–૧૫ વખત જોયો હશે. આફિસનો દાદર મારી દુકાનની પાછલી બારીમાંથી દેખાય છે.”

“તેઓ વારંવાર જતા આવતા નજર પડવા સિવાય એક

રાત્રે આઠ વાગે એને અને એની માને બે ખોજાઓ સાથે ઉભા રહી વાત કરતાં એની માને રડતી જોઈ હું મારી દુકાનમાં ચાલી ગયો હતો, એ વગર તેમને ધ્યાનમાં રાખવાનું બીજું કારણ નથી."

"તેમાંનો એક જાડો અને બીજો જરા પાતળો, બેઉ અધોડ વયના, બેઉને દાઢી, એક મારાથી જરા ઉંચો અને બીજો મારા જેવડો હતો. તેમનાં નામની મને ખબર નથી પણ તેમને જોઉં તો ઓળખું ખરો." **મિ. ફ્રેયર**ની ઉલટ તપાસમાં સાક્ષીએ જણાવ્યું.

"તેઓ કોઈ વખત મારી દુકાનમાં આવ્યા નથી, માણેકજી અને ખોજાઓને કોઇવાર દુકાનના બારણામાંથી અને કોઈવાર પાછળી બારીએથી જતાં આવતાં જોતો હતો. તેમની સાથે વાત કરતી રડતી સ્ત્રીનું મ્હોં **માણેકજી** સાથ મળતું આવવા સાથે તે બુઢ્ઢી હતી તેથી તેની 'બ્હેન' નહિ પણ 'મા' જાણી હતી. તેને બીજી વેળા જોઇ ત્યારે પણ મને એમ જ લાગ્યું હતું."

"એ વિષે છેલ્લા સાક્ષી **મિ. એંટી** કે કોઈ બીજાને ખબર કરી હશે પણ ચોકસ યાદ નથી. તે મારો મિત્ર નથી. કોરોનરનો સમન મળવાથી સાક્ષી આપવા આવ્યો છું, તેમ નહિ ને કોઈ બોલાવતે તો આવતે."

"**મિ. મેકડર્મટ** સાથે **મિ. એંટી**ને વાત કરતાં સાંભળ્યો નહતો પણ **મિ. મેકડર્મટ**ને પાસે ઉભેલા પોલિસ સિપાઇના હાથમાંથી પેનસીલ અને કાગળનો કડકો લઇ **મિ. એંટી**ના હાથપર મૂકી કાંઈ લખતાં જોયો તે વેળા હું પાસે ઉભો હતો પણ **મિ. એંટી**ના હાથમાં શું હતું તેનું ધ્યાન નથી."

"હું કંપાઉંડમાં હતો ત્યારે **માણેકજીને** ખુલાસો કરતાં સાંભળ્યો ન હતો **મિ. મેકડર્મેટ** ચીઠ્ઠી લખતો હતો ત્યારે તે ત્યાં ન હતો, તેથી તે આગળથી જ ગયો હશે એમ હું ધારૂં છું, પણ કયાં ગયો તેની ખબર નથી." જુરીના પૂછવાથી સાક્ષીએ જણાવ્યું.

"**મેસર્સ માર્કસ** કંપનીના **મિ. પ્રેક્ટર** અને **મે..ર્સ કોનરાય** અને **બ્રાઉન** સોલિસિટરવાળા **મિ. રોબર્ટ, મિ. એંટી** અને **મેકડર્મેટ** વચ્ચે થયેલી વાત તેમને **મિ. એંટાએ** કહ્યા વિષેની સાક્ષી આપવા આવ્યા છે તે લે શું?" કોરોનરે જુરીનો અભિપ્રાય જાણવા ચાહ્યું.

"કાંઇ અગત્ય હવે રહી નથી." જુરીએ પોતાનો મત આપ્યો.

આ પછી એક જુવાન પાર્સિ **મિ. ફરામજી હોરમસજીએ** સાક્ષી આપવાની ઇચ્છા દર્શાવ્યાથી સરકારી વકિલ **મિ. ક્રેયરે** તે જાણી લઈ જણાવ્યું કે આ સાક્ષી **મેકડર્મેટ** અને **માણેકજી** સાથ એક પાર્સિને વાતો થઇ સાંભળ્યાનું પણ તે પાર્સિને ઓળખવા અશક્ત જણાવે છે.

"વર્તમાન પત્રોમાં હું **સાંવતવાડી** નાસી ગયાનું છપાયાથી તે ખોટી ખબરને ખોટી પાડવા નુકશાન ખમી અહિં આવ્યો છું અને સાક્ષી આપવા તૈયાર છું" **મેસર્સ ચીટનીસ, મોતીલાલ** અને **માળવી** વકિલોના કલાર્ક **મિ. ભાવડેકરે** કોરોનર સામે આવી અર્જ કરી.

"અહિં હાજર થવાથી તમે નાસી નથી ગયા એ સિદ્ધ થયું, હવે તમારે એવી ખોટી ખબરે બીવાનું કારણ નથી અને

તમારી સાક્ષીની અગત્ય નથી," મિ. ક્રેયરે દીલાસો આપી કોરોનર તરફ તેમના વિચાર માટે જોયું.

"હું પણ એમ જ ધારૂં છું" કોરોનરે ટેકો આપ્યો.

## પ્રકરણ ૩૭ મું.

## કોરોનરનું ભાષણ.

**જુરીના ગૃહસ્થો.**

તમારી સામે ચાલેલી તપાસમાં હવે સાક્ષીઓ લેવાનું કામ પૂરૂં થયું છે, અને તે વિષે છેવટનો ચૂકાદો આપવાનો સમય આવી પ્હોચ્યો છે, પણ તમો તેમ કરો તે પ્હેલાં સાક્ષીઓએ તપાસમાં જણાવેલી વિગતોનો સાર જણાવવાનું હું યોગ્ય સમજું છું.

### લાસો કેવી અને ક્યાંથી મળી?

આ સવાલ પ્રથમ તપાસવાનો છે,તે યુનિવર્સિટિના પુસ્તકખાનાની ઉત્તરે ટાવરના ઝરૂખા નીચેથી મળી આવ્યાનું સમજાય છે.

બે બાનુંઓમાંની એકના તો ઉપરથી પડતાં જ પ્રાણ નીકળી ગયા અને બીજીમાં ઝાંખો જીવરૂપ દીવો ઝંપાતો હતો જેને 'જીવ છે—જીવ છે' એવી આશા જોનારાઓને જોતાં બંધાઈ હતી તે થોડી વેળામાં નીરાશા થઇ પડી; મતલબ કે તે પણ મર્ણ પામી.

### તેઓ કેવા પ્રકારે પડી?

એ બીના સાબિત કરવા, સંપૂર્ણ અને સંતોષકારક સાક્ષી પડી નથી, માટે કેમ અને કેવે પ્રકારે પડી શકે તે અનુમાન અને તર્કથી જ નક્કી કરી શકાય તેથી.

**૧ તેઓ અકસ્માત પડી કે કેમ?**

**૨ આપઘાતને ઇરાદે રાજી ખુશીથી પડી કે કેમ?**

**૩ કોઇ બીજાઓએ નાખી દીધી કે કેમ?**

**૪ થતા બળાત્કારમાંથી છૂટવા પડી કે કેમ?**

આ ચાર બાબતો નક્કી થયે સઘળો ભેદ ખુલ્લો થશે માટે તે ઉપર તમો ધ્યાન આપશો.

## મર્ણનું મૂળ કારણ શું?

આ સંબંધી કોરોનરના સર્જિયન—ડાકટરે જણાવ્યું છે કે ઘણી મ્હોટી ઉંચાઈથી ભોંયપર પડે શરીરે થયલી ઇજાથી મર્ણ થયાં હતાં." આ અભિપ્રાય સાથે જો તમો મળતા થતા હો તો તે પ્રમાણે કહી દેવા તમો સ્વતંત્ર છો. પણ તે પ્હેલાં ઉપર જણાવી ચારમાંની પ્હેલી બાબત.

## તેઓ અકસ્માત પડી કે કેમ?

એવિષે પ્રથમ વિચાર કરો. જો અગાસી પરથી પડી ગઇ ધારીએ તો અકસ્માતનો અભિપ્રાય આપી શકાય નહિ; માત્ર તેઓ પાળપર બેઠી હોય તો જ તે સંભવે. પાળ તમે જોઇ તે પ્હોળી છે તેપરથી સમતોલ ખોવાયાથી પડી જવાનું માની શકાતું નથી. ભીંત ૪૫ ઇંચ ઉંચી હોવાથી તેપરથી ઉથલાઈ પડવાનું પણ તેટલું જ અશક્ય છે. હવે જો 'અકસ્માત' અભિપ્રાય નક્કી માનવા જેવી સંપૂર્ણ સાક્ષી નથી એમ હોય તો 'બનવા યોગ્ય અને નહિ બનવા યોગ્ય' કારણો મનમાંથી કાઢી નાંખવાં. પછી

## આપઘાતને ઇરાદે રાજીખુશીથી પડી કે કેમ?

એ બાબત ઉપર લક્ષ દોડાવતાં પ્રથમ મરનારે જીવવાની આશાનો ત્યાગ કરી પોતાના પ્રાણનો નાશ કરવા ટાવરપરથી પડતું નાખ્યું કે નહિ? તે તપાસવા માટે તેમના સંસારી સંયોગો કેવા હતા (?) તે જોવું જોઇએ. સાક્ષીપરથી તેના સંબંધી એમ કહેવાયું છે કે તેઓ આબરૂદાર કુટુંબનાં હોઇ, કુટુંબનાં બીજા માણસોની માફક એક સરખું સુખ ભોગવતાં, તેમની સાથે પણ એક સરખી વર્તણૂક કુટુંબના બીજા માણસો જેવી રાખવામાં આવતી હતી. એઉપર એક સરખો જ અંકુશ-કાબુ રખાતો હતો. સંસાર-સુખ[1] બીલકુલ ન ભોગવ્યાથી તેઓ માત્ર નામની જ સ્ત્રીઓની સ્થિતિએ પ્હોંચી હતી. પોતાના પતીઓ અભ્યાસ પૂરો કરે ત્યાંસૂધી સંસારસુખ નહિ લેવાને તેઓએ નિશ્ચય કર્યો હતો. એક મજબૂત બાંધાની વીશ વર્ષની અને બીજી સોળ વર્ષની પતળી બાળા હતી. એ જ આ બે વચ્ચે અંતર હતો. મ્હોટી ૩ા વર્ષ પર હિસ્ટિરિયાના રોગે પીડાયલી પણ બીજી શરીરે સુખી હતી. તેમની સર્વે અગત્યો પૂરી પાડવામાં આવતી હતી; તેમ બ્હાર ફરવા જવાને સંપૂર્ણ સ્વતંત્રતા આપવામાં આવી હતી.

આ સર્વે બીનાઓ ઉપરથી 'જીવ જાળવવા કે નાશ કરવાની આશા રાખતાં તેમને ધારવાં? આપરથી જીવનો નાશ કરવાનાં કશાં કારણો જણાતાં નથી. હવે મરનારોને ટાવર પરથી પડતાં

## નજરે જોનારાઓ શું કહેછે?

તે તપાસીએ. આ બાબતમાં છ સાક્ષીમાં બે બાગમાં

1 શરીર-સબંધ અથવા લગ્ન-હક્ક.

રમતા નિશાળિયાઓ; ત્રીજો ઢોર ચરાવતો ગવળી; ચોથો રજિસ્ટ્રારની આફિસનો સિપાઈ; પાંચમો **અબ્દુલ કાદર** અને છઠ્ઠો **ફ્રામરોજ ડોસાભાઇ** છે. એમાંથી કોઇ પણ મરનારના શરીરો ઈમારત સાથે અફળાતાં જોયાનું કહેતા નથી. એ પછી

## પડવાની નક્કી વેળા કયી ?

તે જોઇએ. 'ત્રણ સાડાત્રણ' ની વચ્ચેની વેળ. એ મરનારો ટાવર આગળ ગયનો વખત કેટલાક સાક્ષીઓએ જણાવ્યો છે પણ કોઈએ પોતાના ઘડિયાળને આધારે જણાવ્યો નથી, પરંતુ એકે મરનારોને 'ત્રણ' પછી થોડિક મિનિટે હાઇકોર્ટ આગળથી જતાં જોયાનું અને 'પોણાચારે' પડવાની ખબર પડયાનું; તેમ **બાબુ સરતચંદ્રે** 'ત્રણ ને બત્રિશ મિનિટે' પુસ્તકખાના આગળ આવવાનું અને ઘડિયાળના ઓરડામાં આવ્યો ત્યારે 'પોણુચાર' વાગ્યાનું, તેમજ તે વેળાએ બાઇઓને અગાસીપર નહિ જોયાનું, 'ચાર' વાગે પોલિસ ઉપર ચઢી જવાનું જણાવ્યું છે તો એ ઉપરથી 'સાડાત્રણ અને પોણાચાર' ની વચ્ચે પડયાની 'નક્કી વેળા' ગણી શકાય. હવે તેઓ એક પછી એક પડવામાં

## વેળાનો અંતર કેટલો ?

તે નક્કી કરવાની અગત્ય છે. એ અંતર ઘણો જ ટુંકો હતો, તેથી તે નક્કી કરવાને અનુમાન અને તર્કનો ઉપયોગ કરવાથી તે નક્કી થઈ શકશે.

## માણેકજીની વર્તણુક કેવી હતી ?

તે તપાસિયે. એનું નામ ઘણીકવાર સાક્ષીઓને મ્હોડે સાંભળ્યું છે, વળી મરનારોની પૂઠે પૂઠે ચાલી અસભ્યતાના શબ્દો

બોલવાથી તેઓએ એની તરફ ફરી જોયું હતું. તેમની પૂઠે ઠેઠ ટાવરપર જઈ કેટલીક મિનિટ રહ્યો હતો, તે **આત્મારામ** હવાલદાર. **ભગવાનદાસ** દલાલ, એકાઉંટંટ જનરલની આફિસનો સિપાઇ **દોલત,** અને **હીરૂ લક્ષ્મણ**ની સાક્ષીપરથી સમજાય છે, વળી ખુદ એની પોતાની જ સાક્ષીથી પણ ટેકો મળે છે. એ ટાવરપરથી નીચે ક્યારે ઉતર્યો તે તપાસ્યા અગાઉ

## માણેકજી ટાવરપર હતો ?

**દોલત** સિપાઇના પરોણા સાથે ઉપર જતાં **હીરાજી** ગંગુએ જોયો પણ નીચે આવેલો દીઠો નહતો એમ તે કહેછે. તે બાબુને મોકલવા બારણું ઉઘાડી એમનું એમ મૂકી પાણી પીવા ગયો હતો અને બાઇઓના પડવાના અગાઉ ત્યાં આગળ આવ્યો નહતો, આથી બાઇઓ પડી ત્યારે બારણું ઉઘાડું જ પડી રહ્યું હતું. વળી જે વખતે તે ટાવરપર હતો તે વખતનાં બાર તેર માણસોમાંથી એક જ સાક્ષી નીચે ઉતરતાં જોયાની જણાવે છે, પણ એ સાક્ષીની પ્હેલાં તો દોલત સિપાઇ ઉપર ગયો હતો. આ બાબતમાં.

## માણેકજી અસલાજી પોતે શું કહેછે ?

"હું નીચે ઉતર્યો ત્યારે બારણું બંધ હતું, વળી એક માણસને તે ઉઘાડવા સારૂ ઠોકતાં જોયો તે મરાઠા જેવો હતો પણ તેણે પાઘડી–ડગલો પ્હેર્યા હતાં કે નહિ તે ધ્યાનમાં નથી. તેના ઠોકવાથી કોઈએ ઉત્તર નહિ આપ્યો ત્યાર પછી મારા ઠોકવાથી હમાલ **હીરૂ** ગંગાજીએ ઉઘાડ્યો, અમે બેઉ બ્હાર નિકળ્યા અને હું મારા વકિલની આફિસમાં ગયો." હવે આ **માણેકજી**ની સાથવાળા માણસે પાઘડી–ડગલો પ્હેર્યાં હતાં કે નહિ તેની, તેના ટાવરપર ગયા આવ્યાની, અથવા તેને બ્હાર કાઢ્યાની કશી

સાક્ષી પડી નથી. યુનિવર્સિટીનો હવાલદાર એવા કોઇને ઉપર લઈ જવાનો ઇનકાર કરેછે અને ટાવરનાં બારણાંની ચોકી રાખનાર **હીરૂ ગંગાજી** એવી બીના બન્યા વિષે બોલતો નથી, અહિંથી નિકળી પાધરો પોતાના વકિલની આફિસમાં જઈ ત્યાં

## કલાર્કની મુલાકાત ક્યારે લીધી ?

**નાનાભાઇ બાલાજી** સાડાત્રણ અને પોણાચ ની વચ્ચે તેને પોતાની આફિસમાં જોયાનું જણાવે તે વિષેની નોંધ પાંચ–સાડાપાંચ વાગે અટકળે નોંધ્યાનું કબૂલે છે માટે આ બાબતમાં એની સાક્ષીપર કેટલો આધાર રાખવો તે જુરીનું કામ છે.

## ત્યારે તે ક્યાં હતો ?

ટાવરપર હતો કે નહિ ? તે નક્કી કરવાને વકિલનો કલાર્ક નક્કી વખત કહી શકતો નથી. ત્યારે બીજી સાક્ષીઓ સાથે આ કલાર્કનું કહેવું પણ ધ્યાન રાખી નક્કી કરવાને જુરીને બની શકે એમ છે.

## બળાત્કાર થયો કે કેમ ?

એનો વિચાર કરવા ડાકટરોની સાક્ષીઓ તરફ વળવું પડશે. તેમાં **ડા. સીડની સ્મીથે** બેઉ બાઇઓની લાસો ઉપર જોયલા ઘા અને નીશાનીઓ ઘણી મ્હોટી ઉંચાઈથી પડ્યાથી થઈ જણાવી, તેમનાં મર્ણો પણ તેથી થયાંનો અભિપ્રાય આપ્યો છે જેને કોઈ વાંધાભર્યો ગણતું નથી. પણ બીજા ડાકતર–સાક્ષીઓના જણાવ્યા પ્રમાણે

## નખોર્યાં શાથી પડ્યાં ?

તે ધ્યાનપર લઇએ તો તેઓ ભોંયપર પડ્યાથી નહિ પણ

તેમનાપર બળાત્કાર કરવાની તજવીજ કરતાં હાથના નખથી થયાનું કહે છે. **પીરોજાબાઇના** જમણા કાતરાપરની નીશાની નખોર્યાની નહિ હોયા વિષે **ડા. સ્મીથ** કશું નક્કી કહી શકતો નથી. પણ તેવી નીશાનીઓ બળાત્કાર કરવા જતાં થઈ શકવાનું જણાવી તે નખોર્યાં હતાં કે નહિ તે કહી શકતો નથી. વળી તે એક બારી રાખી જણાવે છે કે તેણે જોયલાં જખમો તેના મત પ્રમાણે માણસ જાતના હાથનાં નખથી પડે એવાં નહોતાં, તો મરનારીઓ

## કેવા સંજોગમાં પડી ?

આ તપાસવું જોઇએ. **બચુબાઇનું** શરીર ટાવરસાથે અથવા તેના કોઈ ભાગ સાથ અફળાયું હોય તો તેના શરીરપરના ઘા-જખમો તેથી થયા હોવા જોઇએ. છાતીના ડાબા ભાગપરની નીશાનીઓનું થવું, પ્હેરેલી પેટીના બટનનોનું મરડાઇ જવું, બટન પોવાના છિદ્રોનું ફાટી જવું; જમણી જાંઘપરના ઘસરકા, અને ઇજારમાં પડેલો ચીરો ભોંયપર પછડાયાથી થયાનો **ડાકટર સ્મીથે** અભિપ્રાય આપ્યો છે. પણ ટાવરના કોઈ ભાગ સાથે એવી રીતે અથડાયાની માત્ર કે તેમ જોયાનીએ નહિ પણ ઉલટી કશા સાથે અથડાતી જોવામાં નહિ આવ્યાની સાક્ષી પડીછે. ત્યારે ટાવર સાથ અથડાયાની બીના મનમાંથી કાઢીનાંખી, તે કશા સાથે અથડી નથી એવી સાક્ષીઓપર લક્ષ રાખવું. બળાત્કાર કરવાની કોશિસ કરવા છતાં બાઈઓનું

## શિયળ કેમ સચવાયું ?

તે ડાકટરો **નાદરશાહ** અને **દ્દિવેચાએ** આપેલી વિગતોને **ડાકટર સ્મીથની** સાક્ષીથી મળેલા ટેકાથી સિદ્ધ થઇ શકે છે. મરનારોના શરીર પરના જૂદા જૂદા ભાગોપર પડેલી નીશાની,

ઘસરકા, અને, જખમો બળાત્કારની કોશિસ વગર બીજા કશાથી ન થઈ શકવાનું અને ભોંયપર પડ્યાં પેહેલાનું જણાવી **ડા. નાદરશાહ** હજી પણ બળાત્કાર થયાનો અભિપ્રાય ધરાવે છે. **પીરોજબા**ઇની છાતીની ડાબી તરફ પડેલી નીશાનીઓ, પેટીનાં બટનો તે બાજુએ સરી આવ્યાથી પડ્યાની સાક્ષીઓ પ્હેરેલાં કપડાંની સ્થિતિ નક્કી કર્યાવગર છાતીપરની નીશાનીઓ જોવા ખસેડવામાં આવ્યાથી રદ ગઈ છે. તેમ **ડા. સ્મીથે** જખમો ઉંડાં અને દૂર દૂર હોયાથી નખથી ન પડ્યાનું જણાવ્યું છે.

**ડા. દ્વિવેચા** તે નીશાનીઓ નખોર્યાની, અને જાંઘપરના ચોદ–પંદર ઘસરકા પણ નખથી થયાનું કહ્યું છે.

**ડા. નાદરશાહ** તેમાંનાં કેટલાંક જમણે હાથે, જાંઘે અને છાતીએ થાનની કોરમાં નખથી થયાનું જણાવે છે.

**ડા. ભરૂચા** એક ઇંચના આઠમા ભાગથી અર્ધા ઇંચ જેટલા પ્હોળા અને ત્રણથી પાંચ ઇંચ જેટલા લાંબા ઘસરકા નખથી થયાનું કહે છે, પણ **ડા. સ્મીથે** તેની સામે આ નીશાનીઓ તપાસી ત્યારે નખથી નહિ થયાનું જણાવ્યું હતું. તેમણે તે જૂદા આકારના, તેમાં કેટલાક વાંકદાર અને કેટલાક સિધા જૂદી જૂદી લંબાઈ પ્હોળાઇના જણાવ્યા છે.

**ડા. ઘાસવાળાએ પીરોજબાઇ**ના કાત્રાપરના ઘસરકા જોઇ અજાયબ પામી, તે ત્રણ ચાર ઇંચ જેટલા લાંબા, નહિ ગણેલા, પણ કેટલાક વાંકદાર અને કેટલાક સિધા, તેમાં રેતી કે ધૂળ નહિ જોવામાં આવેલા જણાવી; ટાવરના કોઈ પણ ભાગ સાથ અથડાય તો જાંઘ–થાપાનું હાડકું ભાંગી જવાનું અને જોખમાયલા ભાગો બચાવ ભરી જગાએ આવેલા હોવાથી ભોંયપર પડે તો પણ ન જોખમાઈ શકવાનો અભિપ્રાય આપ્યો છે.

**ડા. સીડ્‌ની સ્મીથ, બચુબાઇની** ડાબી છાતી, જમણી જાંઘ અને **પીરોજબાઈના** જમણા કાત્રાપરના ઘસરકા એક જ પ્રકારના હોઇ, તેવા બળાત્કાર થતી વેળાએ જ થવાનો સંભવ માનવા છતાં, તે ટાવરપરથી પડવાથી જ થયાનું; અને તે ઘસરકા એટલા ઉંડા અને એટલા છૂટા છૂટા હતા કે તે માણસ જાતના હાથના નખ વડે પડી નહિ શકવાનું પણ બટનથી થયાનું જણાવે છે. પણ બટન ડાબી બાજુએ કેવી રીતે આવી પ્હોંચ્યાની જુરી આગળ સાક્ષીની ગેરહાજરીથી યોગ્ય શક તે **બીના**પર જઈ શકે છે. તે **બચુબાઇની** જમણી જાંઘપરના ઘસરકા પડ્યાથી થયાનો પણ બીજાઓ નખથી જ થયાનો અભિપ્રાય આપેછે. વળી જાંઘપરનો પોશાક એવો નથી કે તેથી એમ બનવાનો સંભવ સમજાઈ શકે. **પીરોજબાઈના** કાત્રાપરના ઘસરકા વિષે પણ એમ જ કહી શકાય. તેનું ધ્યાન લાસો તપાસતી વેળાએ પણ આ ઘસરકા તરફ ખેંચવામાં આવ્યું હતું ત્યારે પણ તેણે એવોજ મત દર્શાવ્યો હતો.

## જુરીએ શું જોયું?

તેણે પણ મરનાર બાઇની લાસો પરના પડેલા ઘસરકા પોતાની આંખે જોયા છે અને તેથી તે જો નખથી થયા હોય એમ માને અથવા ભોંયપર પડ્યાથી થયાનું માને તો તે પ્રમાણે મત બાંધવાનો હક્ક ધરાવવા સાથે સાક્ષીઓના કહેવાનું પણ તોલ કરવું. મરનાર બાઇઓને પોતાની નજરો નજર જોનારા નવ સાક્ષીમાંના એકે પણ ટાવરના કોઇપણ ભાગ સાથે બેઉને કે બેમાંની એકને પણ અથડાયાનું જોયાનું કહ્યું નથી. ત્યારે શું મરનાર બાઇઓના

## કપડાં ફાટે એવાં હતાં ?

તેને માટે પહેલી સાક્ષીપરથી પૂર્વાર થાયછે કે તેઓ એક-સરખાં નવાં કપડાં પ્હેરી ટાવરપર ગયાં હતાં, તેમ તે ફાટેલાં એ નહતાં પણ લાસો તપાસી ત્યારે તે તેવાં જણાયાં હતાં. તે સઘળાં સારાં કુમાસનાં અને જલદીથી ન ફાટી શકે એવાં હતાં. **ડાક્ટર સ્મીથ** ઈજારમાં પડેલા ચીરા ઉંચેથી પડયાનું જણાવે છે પણ **પીરોજબાઇની** ઇજારપરનો આડો ઉભો ચીરો પડયાં પ્હેલાં સાક્ષીઓએ જોયાનું જણાવ્યું છે.

## બાઇઓ ક્યાંથી પડી ?

ટાવરની અગાસીપરથી કે કોઇ બીજા ભાગમાંથી ? એ વિષે પાર્સિ બાળકોની સાક્ષી એક સરખી પડી છે તેપરથી બાઇઓ ટાવરના બીજા કોઇ ભાગમાંથી નહિ પણ અગાસીપરથી પડયા-નું નક્કી થઈ શકે છે. પણ **બચુબાઇનો**

## ચસમો, માથાબાંધણું અને કસ્તી ક્યાં ગઇ ?

ચસમો તો જાણે ફાટી એક જગોએ મુકી દેવાય પણ માથા-બાંધણું અને કસ્તી સરખી ધર્મસંબંધી ફરજિયત વસ્તુઓ રાત્ર દિવસ નિરંતર—સઘળો વખત અંગપર જ રાખવામાં આવે છે અને તે વિના પાર્સિ સ્ત્રીઓ એક ડગલું હાલી ચાલી શકે નહિ તે બીજાં કપડાં સાથે મળી શકી નથી.

## ચિચિયારી કેમ ન સંભળાઇ ?

એ વિષે ટાવરપર જઈ આવેલા સાક્ષીઓએ ટાવરની અગાસીપર કે કોઈ બીજા ભાગની અંદર કે બ્હાર સાંભળ્યાનું કહેતા નથી પણ મરનાર બાઇઓપર, બળાત્કાર થયો કે ન થયો તે સંબંધમાં 'ચિચિયારી સંભાળાયા કે ન સંભળાયા' નું કશું વજન કે કિંમત પડી શકતી નથી.

## પાર્સિ બાળકોની સાક્ષી કેવી છે ?

તે સંભવિત છે કે અસંભવિત તે વિચારવાનું કામ તમારૂં છે. બાઇઓના પડવાના સંબંધમાં વિગતવાર જણાવતાં બાળકોની લંબાણ સાક્ષીમાં કોઈ કોઈ જગાએ ફરક પડયો છે, છતાં મૂખ્ય વિગતમાં તો મળતાં જ છે. તેઓ કેટલીક વિગતો આપવામાં એક બીજાને ટેકો આપેછે અને કેટલીકમાં ખોટા પાડેછે પણ તમારે તો બાઇઓ ક્યારે ટાવરપર આવી અને પડી તેપર વધારે ધ્યાન આપવાનું છે.

## તેઓ ટાવરપર ખરેખર હતાં ?

એક પાર્સિ છોકરો તથા છોકરી જોયાનું એકાઉંટંટ જનરલની આફિસના સિપાઇએ, ત્રણ પાર્સિ છોકરાંને ટાવરપર મોકલ્યાનું **મિ. લોંડ**ના માણસે અને પાર્સિ બાળકોને નીચે ઉતરતાં ૩–૩૨ અને ૩–૪૫ મિનિટ વચ્ચે બાબુએ ઉપર ચઢતાં બીજે માળે મળ્યાનું જણાવે છે. એમાં એકે બે છોકરાં એકે ત્રણ છોકરાં અને એકે મોઘમ છોકરાં જોયાનું નક્કી થાય છે. સંખ્યામાં ફરક છે પણ પાર્સિ બાળકો હતાં અને તે બીજાં કોઈ નહિ પણ અહિં સાક્ષી આપી ગયલાંવિષે જ તેઓ જણાવે છે.

## માણેકજી ટાવરપર ક્યારે હતો ?

બાઇઓ ટાવરપર હતી ત્યારે તેને ઘડિયાળના ઓરડા આગળ કૂંચી લઈ ટાવરપર આવતાં **આત્મારામ** હવાલદારે મળ્યાનું; દાદરના દરવાજા આગળ ઉભો હોયાથી તે ઉતર્યો હોય તો જોઈ શકે માટે **બાબાજી સદુએ** તેને નહિ જ ઉતર્યાનું; ઉપર આવ્યા પછી તેનું શું થયું તે અને નીચે ઉતર્યો જ નહિ હતો તે એકાઉંટંટ જનરલની આફિસના સિપાઇની સાથે ઘણા ખરા

ઉપર જનારાઓએ જોયાનું; તથા બીજા કેટલાકોએ ટાવરની બીજી બાજુએ ગયાનું જણાવ્યું છે.

વળી તે પોતે ટાવરપર જઈ, પશ્ચિમ તરફ વળી, ત્યાંથી આસપાસનો દેખાવ જોયાનું, ખાલી બાટલી બગલમ રાખી એક સિપાઇએ બાઇઓને સઘળું દેખાડતાં તેણે ઉત્તર બાજુથી આવતાં જોઈ પોતે નીચે ઉતરી ગયાનું, નીચે ગયા પછી બારણું બંધ જોઇ અને બ્હારથી કોઇને ઠોકતું સાંભળી સિપાઇને હાંક મારી બોલાવી, ઉઘડાવી, બ્હાર ગયાનું; પણ ઉતરતાં **આત્મારામ** હવાલદાર ક્યાં મળ્યાનું ખાત્રીથી જણાવી નહિ શકવાનું જણાવ્યું છે.

સિપાઇ **ગંગાજી** બારણાંની કૂંચી રાખનારે પોતે બારણું ઉઘાડી **માણેકજી**ને બ્હાર નહિ કાઢવાનું જણાવ્યું છે.

ત્યારે **માણેકજી** બાળકો ટાવરપર હતાં ત્યારે ક્યાં હતો? તે આટલી સાક્ષીઓપરથી નક્કી કરવાનું છે. તેમ એકાઉંટંટ જનરલની આફિસના સિપાઇની સાથે સઘળા ટાવરપર જનારા સાક્ષીઓએ, તેઓ નીચે ગયા ત્યારે બેઉ બાઇઓ ઉપર જ હોયાનું જણાવ્યું છે.

**બાઇઓ સાથે તે એકલો હતો કે નહિ ?**

એ માટે પાર્સિ બાળકોની સાક્ષી તપાસવી જોઇશે. તેઓ અગાસીપર હતાં ત્યારે બાઇઓની પૂઠે પૂઠે **માણેકજી**ને ફરતાં જોયાનું અને તે વેળાએ ત્યાં કોઈ નહિ હોયાનું જણાવ્યું છે. ત્યારે બાઇઓ અને **માણેકજી** એકલાં હોયાનો સમય હતો કે કેમ? તે કેટલો લાંબો હતો? તેમ જે કામ અને હાલચાલ બાળકોએ જોયાનું જણાવ્યું તે તેટલા વખતની દરમ્યાન બની શકે કે કેમ? આ સવાલોનું સમાધાન કરવા **પ્રભાશંકર**, બુઠ્ઠોમીયા

**મલેક** અને તેની સાથના **સયદલાલ** છોકરા ને **દોલત** સિપાઇના પરોણાઓ તેમને ટાવરપર જોયાનું અને એ ત્રણેને ત્યાં રહેવા દઈ નીચે આવ્યાનું જણાવ્યું છે તે માનવા યોગ્ય છે કે નહિ?

કલાક ૩ ને ૪૫ મિનિટે એટલે બાઇઓ પડ્યા પછી **સુરતચંદર** બાબુ ઉપર ગયો ત્યારે તેને ત્રણેને ટાવરપર જોયા હતા: તેના ટેકામાં પોલિસ સિપાઈ ઉપર ગયા ત્યારે તેણે પણ જોયાનું જણાવ્યું છે. આમ ત્રણથી પોણાચાર સૂધીમાં તેઓ ઉપર હોયાનું માનિયે તો પાર્સિ બાળકોએ તેમને જોયાની નાપાડી છે, એથી તેમની સાક્ષીનું વજન ઓછું થાય પણ વિશ્વાસ લાયકની નથી એમ મનાય નહિ.

## આ ત્રણને ટાવરપર કોણે જોયા હતા?

"નીચે ઉતાર્યા ત્યારે બાઇઓ, બુઢ્ઢો **મલેકભાઇ** અને **પ્રભાશંકર** ઉપર હતા" એમ **દોલત** સિપાઇ જણાવે છે પણ મુસલમાન છોકરાના હોવાવિષે બોલતો નથી. પરંતુ. પાર્સિ બાળકોને અગાસીપર જોયાનું અને સાથે સાથે ઘડિયાળ જોવા નીચે ઉતર્યાનું કહે છે. આ તેના બોલવાને તેની સાથવાળાથી ટેકો મળતો નથી.

૨ પ્રથમ અગાસીપર ગયો ત્યારે ૧૦ માણસોને જોયાનું અને પોલિસ સિપાઇ સાથે ઉપર ગયો ત્યારે બાબુ અને તેનો છોકરો બુઢ્ઢો મુસલમાન અને તેની સાથનો છોકરો તથા **પ્રભાશંકર** નળી પાંચને જોયાનું, બીજી વેળા પૂછતાં તેણે પ્રથમ ઉપર ગયો ત્યારે ત્યાં એ પાંચ નહિ હોયાનું અને પોલિસ સાથે ગયો ત્યારે તેમને આગળ જોયા જેવા નહિ ઓળખ્યાનું હવાલદાર **આત્મારામે** જણાવ્યું છે.

૩ અગાસીપર ઘણા લોકોમાં પાંચ છ સ્ત્રીઓ, બુઢ્ઢો **મ-**

**લેકભાઇ** અને તેની સાથેનો છોકરો તથા **પ્રભાશંકર** હોયાનું અને હવાલદાર બાઇઓને તેડવા જઈ આવી પાછા ફરી અમને નીચે લઇ ગયાનું **લક્ષ્મણ નારાયણે** લખાવ્યું છે.

૪ અગાસીપર કોઇ નહિ હોયાનું, ઉપર રહ્યા તેટલા વખતમાં કોઇ જ નહિ આવ્યાનું, તેમ બુઢ્ઢા **મલેક** અને તેની સાથના છોકરાને તથા **પ્રભાશંકર**ને પણ નહિ જોયાનું **હીરૂ લક્ષ્મણ** કહેછે.

૫ એના ટેકામાં, પાર્સિ સાથે ઉપર ગયા ત્યારે ત્યાં કોઇને નહિ જોયાનું અને ઉપર રહ્યા તેટલા વખતમાં ત્યાં કોઇ નહિ આવ્યાનું **વીઠુ બાબાજી** જણાવે છે.

૬ ટાવરપર બે પાર્સિ સ્ત્રીઓને સિપાઈ સાથે ચડતાં જોયાનું, અને નીચે આવ્યો ત્યારે દાદરપર બીજું કોઈ નહિ મળ્યાનું **હેમચંદ કચરા** કહેછે.

૭ અગાસીપર જતાં બે ત્રણને નીચે ઉતરતાં મળ્યાની પણ ઉપર તો કોઇને નહિ જોયાની, બે પાર્સિ બાઇઓ સાથે ઉપર આવ્યાની, હવાલદારે ઘડિયાળ જોવા તેડી જવાની, અને તે વેળા બુઢ્ઢા **મલેક** અને તેની સાથના છોકરાની જોયાની પણ **પ્રભાશંકર**ને નહિ જોયાની સાક્ષી **નારાયણ રાઘુ ભંડારી** આપે છે.

૮ સિપાઇને પૈસા આપી, બારણું ઉઘડાવી **માણેકજી અસલાજી** ઉપર ગયો તેની પૂઠે પોતે ચઢવા પણ માર્ગમાં કોઈ નહિ મળ્યાનો, તેમ ઉપર ચઢતાં કેટલીક સ્ત્રીઓને નીચે ઉતરતાં જોયાનો, બુઢ્ઢા **મલેક** અને તેની સાથના છોકરાને અગાસીપર જોયાનો, પણ પાર્સિ બાળકોને નહિ જોયાનો એકરાર **બાબાજી સદુએ** સાક્ષી આપતાં કર્યો છે.

**આપ્રમાણે** આઠ સાક્ષીઓએ બુઢ્ઢા **મલેક** અને તેની સાથના **છોકરા** તથા **પ્રભાશંકર** માટે આપેલી સાક્ષીનો તોલ જો

રીએ કરવાનો છે. વળી એ આઠ સાક્ષીઓની તપસીલ આમ છે. બે ત્રણે એ ત્રણેને જોયાનું, ચાર જણે નહિ જોયાનું, એકે બુઢ્ઢાની સાથના છોકરાને નહિ જોયાનું અને એકે પ્રભાશંકરને નહિ દીઠાનું જણાવ્યું છે.

## બાઇઓના પડવાનો ખરો વખત કયો?

એ નક્કી કરવા પ્રભાશંકરની સાક્ષીપર ધ્યાન પહોંચાડવું જોઇશે. તેણે ત્રણને ચાળીશ મિનિટે અગાસીપર પહોંચ્યા બાદ પાંચ મિનિટે પોણાચારના ટકોરા થયાનું જણાવ્યાથી તે બાઇઓ પડ્યા પછી ટાવરપર આવ્યો હોવો જોઇએ.

## બુઢ્ઢા અને તેની સાથના છોકરાની સાક્ષી કેવી છે?

આ હવે તપાસિયે. બાઇઓ એકાઉંટંટ જનરલની આફિસના સિપાઈ સાથે ઉપર આવી ત્યારે તે સિપાઇએ બુઢ્ઢા અને સાથેના છોકારાને જોયાનો એકરાર કર્યો છે. પણ તેઓ ક્યારે આવ્યા અને તેમણે શું જોયા વિષે તેઓ કશું નહિ કહી શકવાના કારણમાં 'ઉપર ચઢતાં ચક્કર આવવે બેભાન થઈ દાદર પાસે સૂઈ ગયાથી આજુબાજુ બનતું કશું નહિ જોઈ શકવાનું' બુઢ્ઢો મલેકભાઇ જણાવે છે. તેની સાથનો છોકરો, પોતાની સાથના બુઢ્ઢાની આવી હાલત જોઇ રડતી વખતે છ સાત માણસને જતાં જોયાનું પણ તેમને ઓળખવા સરખું નહિ ધ્યાન આપવાનું કહે છે. એમના ઉપર આવ્યા વિષે પ્રભાશંકર, પોતે ટાવર આગળ આવ્યો ત્યારે કેટલીક મુસલમાન સ્ત્રીઓને એક મુસલમાન સાથે ઉતરી જતાં જોયા પછી દાદરપર ઉતરતાં કેટલાક મારવાડીઓ મળ્યાનું અને આગળ જતાં બુઢ્ઢા મુસલમાનને હાફણ ચઢવાથી તેને અને તેની સાથના છોકરાને બાજુ ખસેડી ચડી જવાનો એકરાર કરેછે.

આપરથી **પ્રભાશંકર**ના ઉપર ગયા પછી બુઢ્ઢા મુસલમાન અને તેની સાથનો છોકરો અગાસીપર આવ્યાનું, બાબુએ પોણાચારે જોયાનું અને પોલિસ ગઇ ત્યારે ઉપર મળ્યાનું સમ થ છે.

## બાળકોની સાક્ષીને ટેકો કેવો છે?

પાર્સિ બાળકો ટાવરપર હતાં તે જ વખતે બુઢ્ઢો મુસલમાન, તેની સાથનો છોકરો અને **પ્રભાશંકર** પણ ત્યાં હતા એ વાત શક ભરી છે. તેઓ ત્રણે તેમને વિષે કશું બોલતા નથી. બુઢ્ઢો મુસલમાન અને તેની સાથનો છોકરો સાક્ષી આપવા અશક્ત છે, તેમ **પ્રભાશંકર** તેમને જોયાની નાપાડે છે.

ટાવરની અગાસીપર બાળકોને જોયાનું **પ્રભાશંકર** કહેત અને દાદરપર મળ્યાનું બાબુ જણાવત તો એ બેઊની સાક્ષી વચ્ચે અથડામણ થાત. પણ બાળકો **પ્રભાશંકર**ના ઉપર આવ્યા અગાઉ ઉતરી ગયાં હોત તો તે હકીગત સાક્ષીની નબળાઈ નીવારણ કરે છે. તેમ એ પાંચે સાથે હોયાની બીના ખોટી પડવા સાથે બાળકોની સાક્ષી વજન પકડે છે.

## તેમની સાક્ષીનો ભાવાર્થ શો છે?

**માણેકજી અસલાજી** અગાસીપર બાઇઓ આવ્યા પછી પૂંઠ પૂંઠ ફરી, તેમની પૂંઠે નીચે જઇ, ફરી પાછો તેમની પૂંઠે આવ્યો હતો, તે વખતે બાઇઓની સ્થિતિ કેવી હતી અને **માણેકજી** છેલ્લો ડગલો ઉઘાડો રાખી, હાથમાં પાઘડી પકડી, ઝપાટા સાથે કેવી પ્રકારે જતો રહ્યો તે, તેની સાથે તેમણે ઉલટ તપાસમાં કેવા હાવભાવ અને રીત દર્શાવી છે તે સઘળું જુરીને યાદ હોવા સાથે તેમણે આપેલી સાક્ષી સંભવિત છે કે કલ્પનાથી જોડી કહાડી બનાવટ કરી છે તે ધ્યાનમાં લેવાનું છે.

## બાઇઓને પડતી કોણે દીઠી ?

બે રમતા છોકરા, એક ગવળી, રજિસ્ટ્રારની આફિસનો સિપાઇ **અર્જુન રામા**, મેસર્સ પેન, ગીલબર્ટ અને **સાયાનીની** આફિસનો **અબ્દુલ કાદર** કલાર્ક અને **સ્વદેશ** મીલવાળા **ફરામરોજ ડોસાભાઇ**; આ છ સાક્ષીઓએ બાઇઓને પડતી જોયાના સંબંધમાં સાક્ષી આપી છે.

તેમાં રમતમાં રોકાયલા છોકરાઓ બાઇઓ કેવા સંજોગોમાં પડવા સંબંધી સાક્ષી આપી શકતા નથી.

પોતે બાવીસ પગલાં દૂર હતો ત્યારે બેઉ બાઇઓ પડ્યાનો સાદ સાંભળ્યાનો, એકને ટેલીફોનના તાર સાથ અફળાવાનો અને તે વેળાએ ટાવરપર કોઇને નહિ જોયાનો ગવળી એકરાર કરે છે.

પણ બાઈ ટાવરપરથી પડી ત્યારે કોઈ માણુસ અથવા માણુસોને ટાવરની ઉપલી અગાસીપર જોયાનું **અર્જુન રામો, અબ્દુલ કાદર** અને **ફરામરોજ ડોસાભાઇ** કહેછે.

## કોઇ બીજાઓએ નાંખી દીધી કે કેમ ?

એ સંબંધમાં કોરોનરે જણાવ્યું કે **અબ્દુલ કાદરે** એકને ધક્કો દેતાં જોયાની સાક્ષીને તોડવાની સાક્ષી આમાં દેખાયલી એક બીજાથી ઉલટી વાતોમાં જ તેની કિમ્મત તેમાંના ફરકથી રહેલી છે. તેમાંની કેટલીક સાફ ખોટી, તેમ કેટલીકમાં કંઇક ભાગે સચ્ચાઇ સમાયલી સમજાય છે.

## પોલિસે શું કર્યું?

બાઇઓ ઉપરથી પડી ત્યારે કોઇ માણુસ અથવા માણુસો ઉપર હતાં કે નહિ? હતાં તો કોણ હતાં? એ જાણવા ઉપરથી

ઉતરતાઓને અટકાવ્યાં હતાં પણ પોલિસને ખબર પડતાં વચ્ચે કેટલો વખત ગયો અને તેટલા વખતમાં કોઇને નાસી જઈ શકવાનું બની શકે એમ હતું. વળી વિચારવાનું છે કે યુનિવર્સિટીના કેશિયરને, લાયબ્રેરીના હવાલદારને અને એક સિપાઇને આ બનેલા બનાવથી ઘભરાટ થયો હતો કે કોઈ બીજા કારણથી.

## સાચું કોણ? મિ. મેકડર્મટ કે મિ. ઍંટી?

લાયબ્રેરીના ચોગાનમાં **માણેકજી અસલાજી** મિ૦ મેકડર્મટના હસ્તકમાં હતો ત્યારે **મિ. ઍંટી** કહેછે કે તેના પૂછવાથી **માણેકજી**એ ટાવરના બીજા માળપર હતો તે વેળા બે ખોજાઓ સાથ ખેંચતાણ કરતાં બાઇઓને જોયાનું જણાવ્યું હતું.

તેમ ઉલટ તપાસમાં **મિ. ઍંટી** જણાવે છે કે '**માણેકજી**એ પોતે રાજીખુશીથી કબૂલ કર્યું હતું કે તેના સમજાવ્યાથી સિપાઈએ બાઇઓને ઉપર જવા દીધી હતી.'

પણ **મિ. મેકડર્મટ** એ સંબંધી નાપાડે છે માટે એનો ચૂકાદો જુરીના વિચારપર રાખું છું,

## થતા બળાત્કારમાંથી છૂટવા પડી કે કેમ?

બાઇઓએ કોઈ પણ પ્રકારનું દુઃખ સહ્યા વગર, અથવા પોતાપર બળાત્કાર થયા વગર, અથવા બળાત્કારનો પ્રયત્ન થયા વગર પ્રાણઘાત કરવા પડતું નાખ્યું હતું એમ સાક્ષીપરથી માનો તો **આપઘાતનો** અભિપ્રાય આપવો યોગ્ય છે, પણ તેવી સાક્ષીને ગેરહાજરી સમજતા હો તો તે વાત મનમાંથી કહાડી નાખવી.

તેમનાપર બળાત્કાર થયો હતો, અથવા તેમ કરવાનો પ્રયત્ન થયો હતો જેમાંથી બચવા પડતું નાખ્યું હતું તો તેમ કરનાર કોણ તે પણ સાથે જ જણાવવું. પણ બાઇઓપર બળા-

કાર કે તેનો પ્રયત્ન થયાની સાક્ષી પડી નથી, માનો તો એવો અભિપ્રાય આપવો નહિ.

તેમને ફેંકી દેવામાં આવી હતી એવો અભિપ્રાય આપો તો તે સાથે તેમ કરનારાઓની વિગત પણ જણાવવી.

અપરાધ નક્કી થવા સરખી સાક્ષીઓ તમારી સામે સંપૂર્ણ નથી એમ માનો તો 'શકભર્યા સંયોગમાં મર્ગું થયાં' નો અભિપ્રાય આપવા સ્વતંત્ર છો.

આ બાબતનો અભિપ્રાય બાંધતાં પ્હેલાં સાંભળેલી અને વાંચેલી વાતો મનમાંથી કાઢી નાખી કેવળ તમારી સમક્ષ પડેલી સાક્ષીપર ધ્યાન રાખવા સાથે પ્રથમ અપાયલા સોગંદપર લક્ષ રાખી પ્રમાણિકપણે અભિપ્રાય દર્શાવવો.

---

## પ્રકરણ ૩૮ મું.

## જુરીનો અભિપ્રાય.

કોરોનરે પોતાનું ભાષણ યોગ્ય સમજણ, ઘટતી સાવચેતી અને ઘણે ગંભીરપણે જુરીને કહી સંભળાવી તેમને પોતાનો સ્વતંત્ર અભિપ્રાય દર્શાવવા સૂચના કરી ત્યારે સાંજના પાંચ વાગી ગયા હતા.

જુરી એકે ધ્યાને કોરોનરે દરેક બારીકીથી દરેક સાક્ષીની જુબાનીપર જુદી જુદી ટીકા કરી તે સાંભળી લઈ પોતાનો એકમત કરવા યુનિવર્સિટીના પુસ્તક ખાનાને મ્હેલે માળે ગઈ.

જુરીના દરેક ગૃહસ્થે પોતપોતાના અભિપ્રાયો અને તેને મજબૂતી આપનારાં કારણોથી ટેકો આપી એક બીજાના મનપર ઠસાવતાં વાદવિવાદ, તકરાર અને દલીલો રજુ કરવામાં અને સાંભળવામાં બરાબર દોઢ કલાક ક્યાં નિકળી ગયો તે જણાયો નહિ.

જેમ તેમ કરતાં આઠ જુરરો એક મત થયા અને મિ. જોસફ કીન્લી એકલો જુદો પડ્યો. આમ એક વિરૂદ્ધ આઠ મતે અભિપ્રાય બાંધી જુરી પાછી ફરી અને તેના પ્રમુખે કોરોનરને સર્વ બીનાથી જાણીતા કર્યા બાદ તેમની સૂચનાથી આઠ જુરરે બાંધેલો અભિપ્રાય કહી સંભળાવ્યો.

"બચુબાઇ પર માણેકજી અસલાજીની મદદથી જુરીને અજાણ રહેલા સખસ અથવા સખસોએ બળાત્કારનો પ્રયત્ન કરવાને લીધે ટાવરની ઠેઠ ઉપરની અગાસીપરથી પડવાથી થયલી ઈજાએ તેનું મર્ણ થયું હતું: તેથી માણેકજી અસલાજીનું અને જુરીને અજાણ સખસ અથવા સખસોનું કામ અજાણપણે ખૂન કરવાને પાત્ર થાયછે."

"જુરીને કોઇ અજાણ સખસ અથવા સખસોએ માણેકજી અસલાજીની મદદથી કરેલા બળાત્કારના પ્રયત્નનો પૂરાવો નાશ કરવામાટે માણેકજી અસલાજીનું કામ પીરોજબાઇને ટાવરપરથી ફેંકી દઈ ખુન કરવાના અપરાધને પાત્ર ઠરે છે."

કોરોનરે તરત જ જુરીનો અભિપ્રાય લખી લઇ માણેકજી અસલાજીને પોતાની સામે બોલાવી વાંચી સંભળાવ્યો.

"મારી સામે તરકટ રચવામાં આવ્યું છે અને તે રચનારાઓ નરક–દોજખમાં જશે." માણેકજીએ રોપ, મીજાજ અને તારમાં ઉભા રહી જુરીનો અભિપ્રાય સાંભળી રહ્યા પછી જણાવ્યું.

તેને સેશનમાં નોંધી કોરોનરે તુરંગમાં લઇ જવાના 'વારંટ' પર સહી કર્યા પછી પોલિસ અમલદારો માણેકજીને યુનિવર્સિટીના પ્હેલા માળપર લઈ ગયા.

"ધીરજ, ધ્યાન અને સંભાળથી સર્વે સાક્ષીઓ સાંભળી

અભિપ્રાય આપ્યો છે;" કોરોનરે જુરીનો અને યુનિવર્સિટીના મુખ્ય અધિકારીનો ઉપકાર માનતાં વખાણ કર્યા.

કોરોનર આપ્રમાણે પોતાનું કામ ખલાસ કરી પોતાને ઘેર જવા યુનિવર્સિટીના ચોગાનમાં આવ્યો તે વેળાએ ત્યાં એકઠી થયલી પ્રજામાંના હિંદુ, મુસલમાન, પાર્સિ અને અંગ્રેજ જુવાન અને ઘરડા સ્ત્રી-પુરૂષોએ ખુશાલીથી 'જય જય'—હુરેરેના મ્હોટા પોકારોથી માન આપી તેને વધાવી લીધો હતો.

જુરીના આવા અભિપ્રાયથી પ્રજા અને પ્રતિનિધીઓએ એક અપરાધીનો પત્તો મળ્યાથી બીજા અજાણના મળવાની ઈન્તેજારીના વિચારના વમળમાં વીટલાઈ થોડી ઘણી મળેલી આશાથી આનંદ પામી હવે પછીથી કેવા કેવા ઉપાયો લેવાની યોજનામાં વિરામ્યા-નરમ પડયા.






આ વારતાનું પુસ્તક હિંદુ, પારસી, મુસલમાન સરવેથી વાંચી શકાય એવી સરળ ગુજરાતી ભાષામાં લખવામાં આવ્યું છે. સર્વ ગુજરાતી પત્રોએ તેમાટે ઉંચા વિચારો આપ્યા છે.

**કીંમત.**—ગીલીટના પુઠાંના **રૂ.** ૨-૮-૦ ટપાલખરચ ૨ આના.

**વારતાવિષે ટુંક બ્યાન.**

ઈ. સ. ૧૮૫૭ ના બુની બળવાનો ઝગડો મુળ શું કારણથી રોપાયો અને તેમાં કેવા કેવા પુરૂષોએ ભાગ લીધો હતો તેમજ તે વખતે હિંદુસ્તાનના લોકોના સાધારણ વિચારો કેવા હતા તે આ વારતામાં આબેહુબ જણાવ્યાં આવેછે. એ બળવો થયો તે કંઈજ નહીં પણ પોતાનો ગુમાવેલો દરજ્જો પાછો મેળવવાની સઘળા લોકોની એકસપી કોશીશ હતી. એ વારતામાં પલટણ-માંથી બરતરફ થયેલો, લુટારાનો આગેવાન અને આ વારતાની નાયકા **સીતાપર** ઘાતકી હુમલો કરનાર **એઝરાએલપાંડે** નામના પુરૂષનું બયાન વાંચવાલાયક છે. એમાંની ઘણી ખરી બાબતો ખરેખરી બનેલી અને જાણવા જેવી છે.

ફક્ત ૧૦૦ નકલો બાકી છે.

પ્રસિદ્ધ કર્તા,

**મનમોહનદાસ દયાલદાસ.**

**ઠેકાણું.**—ભુલેશ્વર ૩ જે ભોયવાડો; કાલકાદેવીપર ન. મા. ત્રિપાઠી; કોટમાં જે. બે. કરાણી મુંબઈ.